કેવળ "અજીવ" તત્ત્વનું જ્ઞાન અધુરું જ રહેશે અને જ્યાં સુધી આવી પરિસ્થિતિ રહેશે ત્યાં સુધી પ્રાણી વચ્ચે કેવળ સ્વાર્થાંધતા જ જન્મશે અને કદાપિ સદ્ભાવ અને સંપ નહિ પ્રવર્તે એ પરિસ્થિતિને સુધારવા માટે તો આધ્યાત્મિક જ્ઞાનનો જ પ્રચાર કરવો રહ્યો.

એવા સાચા આધ્યાત્મિક જ્ઞાનનો પ્રચાર કરવામાં શ્રી દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડે છેલ્લા પચાસ વર્ષમાં અમૂલ્ય ફાળો આપ્યો છે અને એના પરિમિત ફંડના પ્રમાણમાં સમાજને જે સાહિત્ય પીરસ્યું છે તે એના સંચાલકો માટે એક ગૌરવપ્રદ વસ્તુ છે. સંસ્થા તરફથી પ્રકાશિત કરવાના પુસ્તકોની પસંદગીમાં પણ ધોરણ અત્યંત ઊંચું રહ્યું છે અને પરિણામે સમાજને ઘણા શિષ્ટ ગ્રન્થોનો અનન્ય લાભ પ્રાપ્ત થયો છે.

આ સંસ્થાએ સો ઉપરાંત ઉચ્ચ કક્ષાના ગ્રન્થોનું સંશોધન કરાવી મુદ્રિત કર્યા છે. સંશોધનના કાર્યમાં ત્રેવીસ જેટલી વ્યક્તિઓ સહાયભૂત થઈ છે. તેમાં પણ પચાસ ટકા ઉપરાંત પુસ્તકોનું સંશોધન એક જ વ્યક્તિએ કર્યું છે અને એ વ્યક્તિ તે આ સંસ્થાના મૂળ સ્થાપક અને સંયોજક આગમોદ્ધારક આચાર્યશ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ. એ મહાપુરુષનો તો આ પ્રસંગે જેટલો ઉપકાર માનીએ એટલો ઓછો છે.

આ સ્મૃતિગ્રન્થમાં વિદ્વાન લેખકોના લેખ ઉપરાંત અનેક ઉપયોગી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે એ એની સૂચી ઉપરથી સુવિદિત થાય છે. આજ સુધીમાં, આ સંસ્થાનો અનેક મુનિ-મહારાજો, ગૃહસ્થો, સંસ્થાઓ અને ભંડારોએ ઉપયોગ કર્યો છે. પ્રકાશિત પુસ્તકોમાં સંસ્કૃત, અર્ધ માગધી અને ગુજરાતી પુસ્તકો વિશેષ છે, એકાદ પુસ્તકો અંગ્રેજીમાં પણ છે. એ સર્વ પુસ્તકોની યાદી તેમજ ગુર્જર કવિઓ કૃત રાસાદિની પણ યાદી આપી છે અને તે તે વિષયોના અભ્યાસીને ઘણી જ મદદ રૂપ થઈ પડશે. લેખ સામગ્રી જેવી જોઈએ તેવી અને તેવા પ્રમાણમાં ઉપલબ્ધ થઈ નથી. આ સંસ્થાનો ઉપયોગ અનેક વ્યક્તિઓએ કર્યો છે, તેઓ આ સંસ્થા પ્રત્યેનું તેમનું ઋણ અનેક વિષયોને સ્પર્શતા વિદ્દદ્ભોગ્ય લેખો મોકલી અદા કરી શક્યા હોત. કાર્યકર્તાઓની ધગશ અને ઉત્સાહ હોવા છતાં એમને નિરુત્સાહી અને નિરાશ થવું પડે એવી ઉદાસીનતા તો વિદ્દદ્વર્ગે ન જ રાખવી ઘટે, છતાં જે જે વિદ્વાનોએ લેખો મોકલી સહકાર આપ્યો છે તે પ્રશંસનીય અને અભિનંદનીય છે.

આ સંસ્થાના ઉત્પત્તિ, અસ્તિત્વ અને વિકાસમાં શ્રી દેવચંદ્ર લાલભાઈના કુટુંબે જે તનમન અને ધનથી સેવા કરી ભોગ આપ્યો છે એ ખરેખર અત્યંત અનુમોદનીય છે. એમાં પણ આ સંસ્થા પ્રત્યેનો શ્રી જીવણચંદ સાંકરચંદનો અતુટ પ્રેમ અને તેમાંથી ઉદ્ભવેલી એમની સંસ્થાની કરેલી ઉત્તમ સેવાનો આ પ્રસંગે ખાસ ઉલ્લેખ કરવો ઘટે. સંસ્થાની પ્રગતિમાં એમનો હિસ્સો જેવો તેવો નથી. હાલના કાર્યકરોનો ઉત્સાહ પણ તીવ્ર છે છતાં તેઓ સમાજના અને ખાસ કરીને વિદ્વાનોના સંપૂર્ણ સહકાર વગર પોતાની ઉચ્ચલક્ષી ભાવનાઓને મૂર્તસ્વરૂપ આપી શકતા નથી. નિઃસ્વાર્થભાવે એઓ સમાજની સેવા કરતાં હોઈ સમાજે પણ, એમને તન, મન અને ધનથી એમના કાર્યમાં સહાય આપવી જ રહી.

આવી અત્યંત ઉપયોગી કાર્ય કરનારી સાહિત્યોપાસક સંસ્થાને, સેવાભાવી કાર્યકરો, ધર્મશ્રદ્ધાળુ સજ્જનો અને અધ્યાત્મપ્રેમી વિદ્દદ્વર્ગ તરફથી હજીએ સારો સહકાર, પ્રેરણા અને ઉત્તેજન મળે એ આશા સાથે, સંસ્થાને ઉત્તરોત્તર પ્રગતિ ઈચ્છી, કાર્યકરોને સંસ્થાના વિકાસના ક્ષેત્રમાં પૂરેપૂરો આવશ્યક સહયોગ મળી સફળતા પ્રાપ્ત થાય એમ પ્રાર્થી, વિરમું છું.

**પ્રસંગમુખ સુરચંદ બદામી**

# પ્રકાશકીય અને સંપાદકીય
# સંયુક્ત નિવેદન

## શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડનો ઇતિહાસ
## અને સાહિત્ય સંબંધી દિગ્દર્શન

### સંસ્થાની સ્થાપના

પરમ પૂજ્ય આચાર્યદેવ શ્રી આનંદસાગરસૂરીશ્વરજીનું સંવત ૧૯૬૪ નું ચાતુર્માસ લાલબાગના ઉપાશ્રયમાં થયું હતું. સુરતમાં પ્રથમ પગલાં કર્યા બાદ મુંબઈમાં પણ તેમનું આગમન પ્રથમ વાર જ થયું હતું. સુરતમાં એમના પ્રથમ આગમન દરમ્યાન શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી સાથે એમનો સંસર્ગ થયો હતો અને તે સમયમાં શેઠ ગુલાબચંદ સુરતના એક જાણીતા સુશિક્ષિત ધર્મિષ્ઠ કુટુંબના ધનાઢ્ય નબીરા હતા. તેમને સાહિત્ય તેમજ કેળવણીનો શોખ હતો. શ્રી અને સરસ્વતી એ બંનેના તેઓ કૃપાપાત્ર બન્યા હતા. તેમણે જીવન દરમિયાન લક્ષ્મીનો સદુપયોગ કર્યો હતો.

### શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ

પૂજ્ય આચાર્યશ્રીએ એમને ભાવનગરમાં ચાલતી શ્રી જૈનધર્મપ્રસારક સભાના જેવી પ્રકાશન સંસ્થા સુરતમાં સ્થાપવાનું સૂચન કર્યું. અને એ ઉદારાત્મા શેઠશ્રીએ તે તરત સ્વીકારી લીધું. પોતાના સદ્‌ગત પિતાની પાછળ ખરચવાની રૂપિયા એક લાખની યોજના હતી, તેમાંથી રૂપિયા પંચાવન હજાર નિર્દેશ પ્રમાણે ખર્ચ્યા અને બાકી રહેલા પીસ્તાલીશ હજારની રકમથી તેમણે ઉપર્યુક્ત સૂચન મુજબની સંસ્થાની સ્થાપના કરી અને એ રકમમાં રૂ. ૨૫,૦૦૦ અંકે પચીસ હજાર પોતાની તરફથી ઉમેર્યા તેમજ બાકીના રૂ. ૩૦,૦૦૦ અંકે ત્રીસ હજાર એમના કુટુંબીજનોએ ઉમેરવાથી એ સંસ્થા માટેનું કાયમી ફંડ પૂરા એક લાખ રૂપિયાનું કર્યું. આ સંસ્થાનું નામ 'શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ' રાખવામાં આવ્યું.

### ટ્રસ્ટી-મંડળની રચના

તે પછી તેમણે ટ્રસ્ટ કરીને કાયમી મંડળ રચ્યું અને તેમાં કુટુંબના તે વખતના વડીલ શેઠ નગીનભાઈ ઘેલાભાઈ ઝવેરીને મેનેજિંગ ટ્રસ્ટી નીમ્યા. આદ્ય ટ્રસ્ટી તરીકે કામ કરનાર પૈકી શેઠ જીવણચંદ સાકરચંદ આજે હયાત છે અને આ ઉજવણી મહોત્સવમાં તેઓ સહર્ષ સક્રિય ભાગ લઈ રહ્યા છે, એ ઉભય માટે તેમજ લાગતાવળગતા સૌ કોઈ માટે આનંદનો વિષય છે.

### ફંડની સેવાનું ક્ષેત્ર

ઉપર્યુક્ત સંસ્થાને અસ્તિત્વમાં લાવવા અગ્રગણ્ય ભાગ ભજવનાર આચાર્યશ્રીની મુખ્ય ભાવના ફંડ તરફથી પ્રાચીન પ્રસિદ્ધ થનાર આચાર્યોની કૃતિઓને પુસ્તકોમાં પ્રધાન સ્થાન આપવાની હોવાથી પ્રકાશન માટે વિક્રમ સંવત ૧૯૫૦ પહેલાંની કૃતિઓ પૂરતી મર્યાદા બાંધી અને જૈનોના જુદા જુદા ફિરકાઓનું સાહિત્ય જુદું જુદું હોવાથી એ પ્રકાશનમાં શ્રી શ્વેતાંબર મૂર્તિપૂજક ધર્મને લગતી કૃતિઓ પૂરતી મર્યાદા બાંધી જુદા જુદા ફિરકાઓ વચ્ચે ઘર્ષણ થાય નહિ અને એક માન્યતાનું પ્રતિપાદન થઈ શકે એવો ઉદ્દેશ રાખીને ઉપર મુજબની મર્યાદા નક્કી કરવામાં આવી હતી.

## સંશોધકો માટે વિશાળ પ્રેમ

આ સંસ્થામાં પોતે એકલા જ કામ કરે એવી સંકુચિત ભાવના આચાર્યશ્રીની નહોતી તેથી તેમણે જે કોઈ મુનિમહારાજ અગર ઇતર વિદ્વાન એમાં સહકાર આપવા ઇચ્છતા હોય તેમનો સહકાર લેવાની પ્રેરણા ફંડના વહીવટદારોને આપી હતી. વિદ્વાન મુનિરાજો અને ઇતરજનોએ એ પુસ્તકોના પ્રકાશનમાં ઠીકઠીક સહકાર આપી કામ કર્યું છે, તેની સાક્ષી એ સંસ્થા તરફથી બહાર પડેલાં પ્રકાશનો પૂરી પાડે છે. એ ફંડમાંથી લગભગ રૂપિયા રાા લાખનો વ્યય પ્રકાશનમાં કરવામાં આવ્યો છે અને પાંચ લાખના પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

## પ્રકાશન સાથે સંગ્રહ

પુસ્તક પ્રકાશનની સાથે પુસ્તકસંગ્રહનો પણ ખ્યાલ રાખવામાં આવ્યો હતો. દરેક ધર્મના અને નીતિપોષક તેમજ બુદ્ધિવર્ધક વિષયોનાં પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. ઘણાં લાંબા સમય સુધી એ સંગ્રહાલયમાંનાં પુસ્તકોનો ઉપયોગ ' રેફરન્સ ' પૂરતો કરાતો હતો, પરંતુ હાલ કેટલાક સમયથી એ સંગ્રહાલયનો ઉપયોગ જાહેર પ્રજા પણ લઈ શકે તેવા ઉદાત્ત હેતુથી પ્રેરાઈને ફંડના ટ્રસ્ટીઓએ એને લાયબ્રેરી એટલે કે પુસ્તકાલયનું રૂપ આપીને જાહેર પ્રજાને એના વાચનનો લાભ આપવા માંડ્યો છે. અને જાહેર પ્રજા પણ એનો સારો લાભ લઈ રહી છે. એ સંગ્રહાલયમાં હજારો પુસ્તકો છે અને કેટલાંક પુસ્તકો તો અન્યત્ર અપ્રાપ્ય છે.

## આદર્શ પુસ્તકાલય

આ પુસ્તકાલયમાં અનેક સંસ્થાઓનાં પ્રકાશનો ઉપલબ્ધ થાય છે અને એમાં જરૂરી નવાં પ્રકાશનો ઉમેરવાની અમારી ભાવના ચાલુ છે. અમારી હાર્દિક ઇચ્છા સુરત ખાતે એક આદર્શ સુસજ્જ મધ્યવર્તી પુસ્તકાલય બનાવવાની છે. પ્રકાશન સંસ્થાઓ પોતાનાં પ્રકાશનો આ સંસ્થાને ભેટ મોકલે એવી એમને અમારી નમ્ર વિનંતિ છે. વાચકોને પણ આ પુસ્તકાલયનો વધુ ને વધુ લાભ લેવાની અમારી હાર્દિક વિનંતિ છે.

## બદલામાં પુસ્તકો આપવાલેવાની પ્રવૃત્તિ
## ( Exchange of Books )

આજે ઘણી સંસ્થાઓ ' એક્ષ્ચેંજ ઓફ બુક્સ 'ની પ્રદ્ધતિનો સ્વીકાર કરતી રહી છે અને અમે પણ એ પદ્ધતિ સ્વીકારી છે. જે સંસ્થાઓ અમને પોતાનાં પુસ્તકો મોકલશે તેમને અમે અમારાં પ્રકાશનો આપીશું.

## પ્રચાર-યોજના

અગાઉના સમયમાં ચાતુર્માસ દરમ્યાન વિદ્વાન મુનિમહારાજઓને ચોમાસામાં પોતાનો સંગ્રહ એક ગામથી બીજે ગામ લઈ જવો પડતો હતો. આજે એ ફેરફારી ઓછી થઈ છે. અમે આ સ્થળેથી લાગતા-વળગતા સૌ કોઈ ને વિનંતિ કરીએ છીએ કે તમે તમારા સંગ્રહો ગમે તે ' સેન્ટરો 'માં મૂકો અને ભંડારો સ્થાપો.

## જ્ઞાનખાતાના દ્રવ્યની વ્યવસ્થા

ચાતુર્માસ દરમ્યાન જ્ઞાનખાતાની ઊપજ થાય છે. તેમાંથી દરેક ગામે ભંડારો સ્થપાય તો જ્ઞાનપરબો દ્વારા દરેક જિજ્ઞાસુ વ્યક્તિને લાભ મળી શકે. દરેક સ્થાનોના જ્ઞાનખાતાઓમાં હજારો જમા હોય છે તે રકમનો ઉપયોગ કરવા ટ્રસ્ટીઓએ કટીબદ્ધ થવું ઘટે.

## અભ્યાસ માટે સગવડો ( એક અભ્યાસક્રમ નકી કરવો જરૂરી છે. )

દરેક મુખ્ય શહેરમાં મુનિઓનાં ચાતુર્માસ થાય છે ત્યાં જો સારા લાયક વિદ્વાનો રોકી મુનિઓ માટે યોગ્ય અભ્યાસનો પ્રબંધ કરાય તો વ્યવસ્થિત અભ્યાસ વધતો જાય અને અભ્યાસની પ્રગતિ રૂંધાતી

અટકી જાય. આજે તો સુરતમાં શરૂ કરેલો અભ્યાસ ચાતુર્માસ અર્થે પાટણ જવાનું થતાં બદલાય અગર તો એક પંડિતને કાયમ સાથે રાખવા પડે તેવી પદ્ધતિ છે. તેમાં પરિવર્તન થાય અને યુનિવર્સિટીની માફક અમુક નક્કી કરેલા અભ્યાસક્રમમાં વિદ્વાનો તૈયાર થાય તો આપણો સમાજ સારા વિદ્વાન મુનિઓ મેળવવા ભાગ્યશાળી થાય. આજે આ બાબત ખૂબ જરૂરી છે. આપણો નૂતનશિક્ષિત યુવાનવર્ગ મુનિમહારાજોનાં વ્યાખ્યાનો સાંભળવાથી દૂર થતો જાય છે અને સાચી ધર્મભાવનાથી વંચિત થતો જાય છે, તે સ્થિતિ ટાળવાને આમ કરવાનું બહુ જરૂરી લાગે છે. આજે પણ શક્તિશાળી વિદ્વાન વ્યાખ્યાનકાર નૂતન શિક્ષિત યુવાનવર્ગને ઠીકઠીક આકર્ષે છે એટલું જ નહિ પણ વિદ્વાન જૈનેતરો પણ એમનાં વ્યાખ્યાનોનો સારો જેવો લાભ લે છે. આ સંબંધમાં આપણા દરેક સમુદાયના વિદ્વાન મુનિરાજોનો સંપર્ક સાધી એમની સલાહ સૂચના ધ્યાનમાં લઈ ચોક્કસ અભ્યાસક્રમ નક્કી કરાય અને એ દિશામાં આગળ પ્રગતિ કરાય એની આજે અનિવાર્ય જરૂર છે. એવી રીતે નક્કી થયેલા અભ્યાસક્રમ મુજબનાં પુસ્તકો પ્રકાશન સંસ્થાઓ પૂરાં પાડી શકે તેમ પણ થવું જોઈએ. અમારી સંસ્થા આવા કાર્યમાં જરૂરી સક્રિય સહકાર આપશે જ.

## આજે પ્રગટ થતાં પ્રકાશનો

આજે બહાર પડતાં પ્રકાશનો તરફ નજર કરીએ તો માલુમ પડે છે કે મોટે ભાગે અભ્યાસ માટે જરૂરી અને નિત્યનિયમોનાં પુસ્તકોનું પ્રકાશન થાય છે અને તેનું સારું વેચાણ થાય છે.

વાચકોને નવલકથાઓનો ભારે શોખ હોય છે અને તેમાં જૈન કથાસાગર અને કથાનુયોગ જેવાં પુસ્તકો મુખ્ય હોય છે. વ્યાખ્યાનોનો સંગ્રહ પણ સારા પ્રમાણમાં છપાય છે. અને એવાં પુસ્તકો પણ ઠીકઠીક પ્રમાણમાં વેચાય છે અને વંચાય છે. વિદ્વાન મુનિરાજોનાં બોધપ્રદ વ્યાખ્યાનો સરળ અને ગુજરાતી ભાષામાં આકર્ષક સ્વરૂપમાં બહાર પડે છે અને લોકો તેનો સારો લાભ લે છે.

આજે આપણી બહુમૂલ્યવંતી પ્રાચીન વિદ્દદ્ભોગ્ય કૃતિઓનાં સરળ અને સુગમ્ય ભાષાંતરો થવાની જરૂર છે. વિદ્દદ્ભોગ્ય સાહિત્યના વાચકોની સંખ્યા દિન પર દિન ઘટતી જાય છે. ભારત સરકારે બિનસાંપ્રદાયિકત્વનાં સિદ્ધાન્ત અપનાવવાને લીધે શાળાઓમાંથી અને કોલેજોમાંથી ધાર્મિક શિક્ષણને રૂખસદ આપવામાં આવી છે અને તે તે સંપ્રદાયના અનુયાયીઓને સરળતાથી સમજાય એવાં પુસ્તકોનો અભાવ સાલે છે.

આજની પ્રકૃતિમાં વિદ્વાનો અભ્યાસકોને યોગ્ય સાહિત્યમાં વિવરણ શક્ય તેટલું વધુ સ્પષ્ટ કરતા જાય છે. તેથી મૂળ ગ્રંથોનું ગાંભીર્ય સમજવું મુશ્કેલ બને છે. મૂળ ગ્રંથોનું ગાંભીર્ય સમજવા માટે વધુ જ્ઞાન મેળવવાનું જરૂરી છે. સારાં સુગમ્ય ભાષાંતરો થવાથી ગાંભીર્ય સમજવાનું સરળ થાય છે.

## વિદ્દદ્ભોગ્ય સાહિત્યની પ્રણાલિકા

અમારી સંસ્થાએ આજસુધી વિદ્દદ્ભોગ્ય સાહિત્ય પ્રકાશનની યોજના વિચારી છે. અપ્રગટ આગમના ગ્રંથોનું પ્રકાશન ચાલુ છે આગમોદ્ધારક આચાર્યશ્રી આનંદસાગરસૂરીશ્વરજીએ આગમવિભાગમાં સુંદર પ્રકાશન કર્યું છે તેનું પુનઃ પ્રકાશન કરવાની અમારી યોજના નથી, પરંતુ તેઓશ્રી તરફથી જે બાકી રહ્યું છે તેનું પ્રકાશન કરી નવીન ચૂર્ણિઓ, વૃત્તિઓ, અવચૂરિઓ અને દીપિકા સમાજ સમક્ષ મૂકવાની અમારી અભિલાષા છે. શાસનદેવો અમારી એ અભિલાષા પૂર્ણ કરો એવી એમને અમારી પ્રાર્થના છે.

## સાહિત્યસેવાનું સર્વોત્તમ ક્ષેત્ર

આજે સમાજના ઉત્કર્ષ માટે અનેક ક્ષેત્રો છે, તેમાં અમારું ક્ષેત્ર સાહિત્યસેવાનું છે. સાહિત્ય એ નિર્મળ જળ છે. એ નિર્મળ જળનું પાન કઈ રીતે કરવું તે વિચારવા યોગ્ય છે. અને પાનારે કેટલી રીતે

એ જળપાન કરાવવુ તે પણ વિચારવા યોગ્ય છે આજે કેટલાય વિદ્વાનો સાહિત્યના નિર્મળ જળને પોતાના દુષ્ટ વિચારોથી કલુષિત કરી સમાજને ખોટા ખ્યાલો આપી ઉન્માર્ગ લઈ જઈ રહ્યા છે તે સામે લાલબત્તી ધરવાનુ પણ જરૂરી છે ઉત્સૂત્રભાષી બનવુ એ એક ખૂબ મોટુ પાપ છે જૈન શાસ્ત્રોએ એ વાત પોકારી પોકારીને ફરી ફરી કહી છે એથી અટકવાનુ આજના જૈનસમાજ માટે ખૂબ જ આવશ્યક છે

## પુસ્તકોદ્ધાર ફંડની વિશિષ્ટતા

શેઠ દેવચદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફડ તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો અડધી કિંમતે વેચાય છે એ એની વિશિષ્ટતા છે અને એ અંગે આવતી અડધી ખોટ ફડ ભોગવે છે એ રીતે ભોગ આપવા દ્વારા એ ફડ સમાજને સસ્તુ અને શ્રેષ્ઠ કોટિનુ સાહિત્ય પૂરુ પાડે છે

## ગામેગામ જ્ઞાનભંડારોની સ્થાપના

ગામેગામના જ્ઞાનભડારોને સમૃદ્ધ કરવાના ખ્યાલથી પ્રેરાઈને અમે લગભગ રૂપિયા ૧૫,૦૦૦ અકે પદરહજારની કિંમતનાં અમારાં પ્રકાશનો તેમને ભેટ તરીકે આપ્યાં છે એની યાદી આ સાથે જોડેલ છે અમારી ભાવના દરેક મુનિશ્રીના ચાતુર્માસનાં સ્થાનોમાં ભડારો સ્થાપવાની છે આમ થાય તો ચાતુર્માસ દરમિયાન મુનિશ્રીએ એ ભડારોનો લાભ લઈ શકે અને જ્ઞાનપિપાસુઓને આપી શકે આજે ઘણા ભડારો મોજૂદ છે અને જ્યા ન હોય ત્યાં સ્થાપવાની જરૂર છે

## સશોધન કેન્દ્ર (Research Institution)

અમારી ભાવના પુના અને અમદાવાદની માફક સુરત ખાતે સશોધન કેન્દ્ર સ્થાપવાની છે સંશોધન કરનારાઓને પૂરતી સગવડો મળી રહે તેવુ સુસજ્જ પુસ્તકાલય આપણે બનાવવુ જોઈએ અને એની સાથે સાથે તેઓ નિશ્ચિતતાથી સશોધનનુ કાર્ય કરી શકે તેવી દરેક પ્રકારની સગવડ તેમને માટે કરી આપવી જોઈએ આમ થાય તો જ એ સશોધન કેન્દ્રમાં કામ કરનારા ઉપયોગી કાર્ય કરી શકે અને એવા સંશોધન કેન્દ્ર પ્રત્યે આકર્ષાય આ સબધમાં શ્રી ફૂલચદભાઈ હરિચન્દ દોશી મહુવાકરનો " ભારત જૈન જ્ઞાન વિહાર " શિર્ષક લેખ ઘણો મનનીય અને અનુકરણીય છે

## સગવડનો પ્રકાર

સુરતમાં ઘણી ધર્મશાળાઓ છે તેમાં તેમને ઊતરવાની સગવડ આપી શકાય અને અન્ય ખર્ચ માટે પુરસ્કાર તરીકે આર્થિક સહાય આપી શકાય અને એ સહાય પુસ્તક પ્રકાશનમાં મજરે મળી શકે સારી કામગીરી માટે પારિતોષિકો પણ આપવાનો પ્રબધ કરી શકાય

## સાગરજીની અપ્રગટ કૃતિઓ

આચાર્યદેવશ્રી આનદસાગરસૂરીશ્વરજી મહારાજની અનેક કૃતિઓ લગભગ ૨૨૦ અપ્રગટ છે તે છપાવવાનો યોગ્ય પ્રબંધ કરવાની જરૂર છે એ કૃતિઓ અમારી સસ્થાએ મુકરર કરેલ સમય બહારની હોવાથી અમારુ ટ્રસ્ટ તે છપાવી શકતું નથી આમ હોવાથી અમે 'શ્રી જૈન આનદ પુસ્તકાલય'ના કાર્યવાહકોને તેમની અપ્રગટ કૃતિઓ છપાવવાનો યોગ્ય પ્રબધ કરવાની નમ્ર સૂચના કરીએ છીએ. તેઓશ્રીના સમુદાયમાંના અનેક વિદ્વાન મુનિરાજે પણ સ્વતત્ર રીતે સાહિત્ય સેવા કરી રહ્યા છે તેમનુ પણ અમે આ કાર્ય પરત્વે લક્ષ ખેંચીએ છીએ. એ કૃતિઓ પ્રગટ થાય તો જૈન સમાજને ઘણો લાભ થાય તેમ છે એમની વિદ્વત્તા માટે બે મત નથી. જૈન સમાજને એમની એ મહામૂલ્યવતી કૃતિઓનો લાભ જલદી મળે તેમ કરવાનુ જરૂરી છે

## સુરતના ભંડારોનું એકમ ( The Central Library )

પાટણમાંના એકેએક જ્ઞાનભંડારને એકત્ર કરી એક વ્યાપક ભંડાર કલિકાળસર્વજ્ઞ આચાર્ય મહારાજ શ્રી હેમચંદ્રસૂરિજીના પુનીત અભિધાનથી અંકિત કરીને 'સેન્ટ્રલ લાયબ્રેરી' સ્થાપવામાં આવી છે. એની વ્યવસ્થા પણ બહુ સુંદર રીતે થઈ રહી છે. જો સુરતના અલગ અલગ એવા નાના ભંડારોનું પાટણની જેમ એકમ કરી તેને 'સેન્ટ્રલ લાયબ્રેરી'નું સ્વરૂપ અપાય તો જૈન સમાજને ઘણો લાભ થાય તેમ છે. આજે એવા નાના ભંડારોમાંથી વાચકોને પુસ્તકો વાંચવા આપવાની કોઈ યોગ્ય વ્યવસ્થા નથી. એવા ભંડારો પોતાની માલિકી, ભંડારનું નામ વગેરે કાયમ રાખીને ફક્ત વાચકોને પુસ્તકો આપવા માટેની કેંદ્રિત વ્યવસ્થા માટે સેન્ટ્રલ લાયબ્રેરી જેવી સંસ્થા ઊભી કરાય તેમાં પોતાનો સાથ પૂરાવે તે ઇચ્છનીય છે. સુરતમાં ૧૩,૦૦૦ હસ્તલિખિત પ્રતોની યાદી પ્રગટ થઈ છે. એ બધી પ્રતોનો કુલ ૧૨ જુદા જુદા ભંડારોમાં સંગ્રહ કરાયેલ છે. લગભગ દરેક ઉપાશ્રયમાં જુદા જુદા સમુદાયના મુનિરાજોનાં સંગ્રહના પુસ્તકોનાં કબાટો નજરે પડે છે. એ બધાનું એક એકમ કરી 'સેન્ટ્રલ લાયબ્રેરી' જેવું કેન્દ્રિત પુસ્તકાલય કરાય અને તેનો લાભ વાંચનારાઓને આપવાનો પ્રબંધ કરાય તો વધતી જતી વાચનભૂખના સમયમાં જૈન સમાજની ઉપયોગી સેવા કરવાની તક સાંપડશે અને તેથી સારું જેવું પુણ્ય ઉપાર્જન થવા ઉપરાંત જ્ઞાનપરબમાં ભાગીદાર બન્યાનો સંતોષ માણવાનું ભાગ્ય પ્રાપ્ત થશે.

## ઉપકાર અને આભાર

ઉંવટમાં સદ્‌ગત શેઠ ગુલાબચંદ દેવચંદ જેઓએ સૂર્યપુરને સાહિત્યક્ષેત્ર બનાવી પોતાના પિતાશ્રીનું કાયમી સ્મારક સુરત ખાતે સ્થાપી સૂર્યપુરને સાહિત્યક્ષેત્રમાં અગ્રસ્થાને સ્થાપ્યું છે, તે માટે અને અનેક જૈન ગ્રંથોનું પ્રકાશન કરીને, ભેટ આપીને, પ્રચાર કરીને આ ફંડને અનન્ય સ્થાન પ્રાપ્ત કરાવ્યું છે તે માટે તેમનું અમો જેટલું સ્મરણ કરીએ અને ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

આ દેવાનંદ સુવર્ણાંક માટે જે જે આચાર્યદેવો, મુનિપુંગવો, શ્રદ્ધાસંપન્ન શ્રાવક બંધુઓ વગેરેએ સમયનો સદુપયોગ કરી મનનીય લેખો લખી મોકલ્યા છે, તે બધાનો આ અંકના પ્રકાશકો હાર્દિક આભાર માને છે. વિશેષમાં આ અંકને સમૃદ્ધ બનાવવામાં જે જે વ્યક્તિઓએ ફાળો આપ્યો છે તે સર્વેનો પણ અત્રે આભાર માનવામાં આવે છે. આ અંક માટેના નિવેદનમાં અનેક સાહિત્ય વિષયોનો સ્પર્શ કરવામાં આવ્યો હતો તેમજ તેને અંગેના લેખો પણ માગવામાં આવ્યા હતા, છતાં ઘણા લેખકોએ તે વિષયોનો ખ્યાલ નહિ કરી, જુદા જુદા વિષયો ઉપર લેખો મોકલી આપ્યા છે. આ લેખો પણ ઉપયોગી હોવાથી તેમજ લેખકોનો સહકાર જરૂરી હોવાથી અમોએ એને યોગ્ય સ્થાન આપ્યું છે. અને દરેક લેખકનો અમો આ તકે ઉપકાર માનીએ છીએ.

અનેક વિષયોના લેખો અમોને મળ્યા છે. લેખકોના મંતવ્યો તેઓના અંગત છે. અમારી સંસ્થાને તેઓના વિચારો સાથે સંમત સમજવી નહિ.

## દીલગીરીની નોંધ

આ ફંડના આદ્ય મેનેજિંગ ટ્રસ્ટી શેઠ નગીનભાઈ ઘેલાભાઈ જેઓ આ ફંડના સ્થાપક કુટુંબના વડીલ હતા અને જેઓની દસ્તક દશ વર્ષમાં ૫૧ ગ્રંથો પ્રકાશિત થયા હતા તેઓ તથા તેઓના સહ ટ્રસ્ટીઓ તરીકે શેઠ કેશરીચંદ રૂપચંદ, ફૂલચંદ કસ્તુરચંદ, અમરચંદ કલ્યાણચંદ, મંછુભાઈ સાકરચંદ, નેમચંદ અભેચંદ, સાકરચંદ ખુશાલચંદ વગેરે ટ્રસ્ટીઓ દેવગત થયા છે, તે બદલ દિલગીરી વ્યક્ત કરીએ છીએ અને તેઓએ પોતાની હયાતી દરમ્યાન પોતાની બુદ્ધિનો સદુપયોગ આ ફંડની કાર્યવાહીમાં આપ્યો હતો જેને અંગે ટ્રસ્ટીઓ તરફથી અમો તેઓનો ઉપકાર માનીએ છીએ.

## અંકના સુધારાનું સૂચન

લેખ સંગ્રહ પા. ૮ આચાર્ય કીર્તિવિજયસૂરિને બદલે કીર્તિસાગરસૂરિ સમજવું.

પા. ૫માં શ્રી જયન્તિલાલ દવે ભાઈશંકર નામ સાથે પ્રો વધારવું

પા. ૪૪માં ખુલાસો સશોધન વિભાગ.

નં. ૧૦ ઠાણુંગ દીપીકા નાગર્ષી સશોધક બાકી છે.

નં. ૧૨ આચારાંગ તત્ત્વાગમાવચૂર્ણિ લક્ષ્મીકલ્લોલ સંશોધક તરીકે ઉપાધ્યાય કૈલાસસાગરજી ક્ષમાસાગરજીને સોંપવામાં આવ્યુ છે.

નં. ૧૪ પ્રશ્ન વ્યાકરણ દીપિકા આચાર્ય રામસૂરિ ડેલાવાળાને સોંપવામાં આવ્યું છે.

નં. ૧૫ જીવાભિગમ હરિભદ્રીય સશોધક બાકી છે.

### પ્રકાશિત ગ્રંથો પૈકી

| | | |
|---|---|---|
| પિંડનિર્યુક્તિ | ૪૪ | જુદા જુદા ટીકાકારોની કૃતિઓનું પુનઃ પ્રકાશન થશે. |
| દશવૈકાલિક | ૪૭ | |
| જમ્બુદ્વીપ પ્રજ્ઞપ્તિ | ૫૨–૫૪ | |
| ઉત્તરાધ્યયન | ૩૩–૩૬–૪૧ | |

(૧) મહાનશ્રુતધરોના ચરિત્રો તેમની કૃતિઓ વગેરે સંબંધમાં અમોએ લેખો માગ્યા હતા. તેમજ અમોને અનેક મુનિઓ તરફથી લેખો પણ મળ્યા છે ચરિત્રો અન્યત્ર ઘણા વિસ્તારથી લખાયા છે. જેથી એ વિભાગ અમોએ જુદો છપાવવા વિચાર્યું છે એને અંગે અગાઉ છપાયેલા લેખો પણ જોવાના રહે છે જેથી લખાયેલ ચરિત્રમાં વિચારભેદને સ્થાન રહે નહિ.

(૨) આગમવિસ્તારઃ જે ગ્રંથોના નામો અમોએ ગ્રથ પ્રકાશનની નવીન યોજનામાં દાખલ કર્યાં છે, તેનાં સંશોધકોને ખ્યાલ આવી શકે તે માટે અન્યત્ર છપાશે

કેશરીચંદ હીરાચંદ ઝવેરી — સચવકાર

મોતીચંદ મગનભાઈ ચોકસી — વગેરે ટ્રસ્ટીઓ

### મહાન શ્રુતધરો

| | |
|---|---|
| (૧) શ્રી મહાવીરનિર્વાણ પછીના શ્રુતધરો | |
| (૨) ભદ્રબાહુસ્વામી | મુનિશ્રી હરિભદ્રવિજયજી |
| (૩) સિદ્ધસેન દીવાકરજી | ,, પં. ધુરધરવિજયજી |
| (૪) દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ | ,, પં. સુશીલવિજયજી |
| (૫) હરિભદ્રસૂરિજી | ,, ભદ્રગુપ્તવિજયજી |
| (૬) ઉમાસ્વામીજી | ,, રૂચકવિજયજી |
| (૭) નવાંગી ટીકાકાર અભયદેવસૂરિજી | ,, પં. બેચરદાસજી |
| (૮) આ હેમચંદ્રસૂરિજી | શ્રી ફતેહચંદ ઝવેરચંદ |
| (૯) આ. મલ્લધારી હેમચદ્ર | મુનિશ્રી જ્ઞાનવિજયજી |
| (૧૦) ઉ. યશોવિજયજી | ઉપાધ્યાય દેવેન્દ્રસાગરજી |
| (૧૧) આ. આનંદસાગરસૂરિજી | શ્રી કંચનવિજયજી |
| (૧૨) કવિચક્રીપાલ | શ્રી દર્શનવિજયજી ત્રિપુટી |

# ભગવાન મહાવીરનાં નમસ્કાર કાવ્યો

સંચયકાર : શ્રી હીરાચંદ સ્વરૂપચંદ

नमोऽत्थुणं समणस्स भगवओ महावीरस्स ।

શ્રમણ ભગવાન મહાવીરને નમસ્કાર હો.

ભગવાન મહાવીર કોણ હતા? તેમને ભગવાન શા માટે કહે છે? મહાવીર શા માટે કહે છે? તેમણે કયાં કયાં મહાન કાર્યો કર્યાં એ સર્વે આપ સારી રીતે જાણો છો, એટલે એ વસ્તુની વિચારણા બાજુ પર છોડી દઈને માત્ર મહાન પૂર્વાચાર્યોએ તેમની જે સ્તુતિ કરી છે તેનું વિવેચન કરીશું.

અનેક મહાન પૂર્વાચાર્યોએ અનેક ગ્રંથોમાં આદિમાં શ્રી વીર પરમાત્માની સ્તુતિ કરી છે તેનું યત્કિંચિત યથાશક્તિ યથામતી નમ્રપણે વિવેચન કરી મારી લેખીનીને ધન્ય બનાવવા પ્રયત્ન કરું છું.

मंगलं भगवान् वीरो मंगलं गौतमप्रभुः ।
मंगलं स्थूलिभद्राद्या जैनधर्मोऽस्तु मंगलम् ॥१॥

અર્થ—'અષ્ટમંગલ પૂજન વિધિ'માં શાસ્ત્રકાર-ગ્રંથકાર-મહારાજા ભાવમંગલની સ્થાપના કરતાં લખે છેઃ શ્રી વીર ભગવાન મંગલ છે, શ્રી ગૌતમસ્વામીજી મંગલરૂપ છે, સ્થુલિભદ્ર આદિ મુનિ મંગલરૂપ છે અને જૈન ધર્મ પણ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ભાવ મંગલ છે. (૧)

नमो दुर्वाररागादि-वैरीवारनिवारिणे ।
अर्हते योगिनाथाय महावीराय तायिने ॥२॥

અર્થ—વિશ્વવંદ્ય કલિકાળસર્વજ્ઞ ભગવંત હેમચંદ્રાચાર્યસૂરીશ્વરજી મહારાજ 'યોગશાસ્ત્ર'ની રચના કરતાં થકાં મંગલાચરણને વિષે શ્રી વીર પરમાત્માની સ્તુતિ કરતાં લખે છેઃ 'જેમણે રાગ-દ્વેષ આદિ અંતરંગ શત્રુઓની સેનાને મારી નાખી છે, જેઓ પૂજાવાને યોગ્ય છે, જેઓ યોગીઓના નાથ છે તે શ્રી વીર પરમાત્મા તમારું રક્ષણ કરો, અને તેમને નમસ્કાર થાઓ. (૨)

पन्नगे च सुरेंद्रे च कौशिके पादसंस्पृशि ।
निर्विशेष-मनस्काय श्रीवीरस्वामिने नमः ॥३॥

અર્થ—બીજા શ્લોકમાં લખે છે: કૌશિક સર્પે દ્વેષ બુદ્ધિથી ભગવાન મહાવીરના ચરણને દંશ દીધો, કૌશિક ગોત્રમાં ઉત્પન્ન થયેલ ઇંદ્રે ભક્તિભાવ વડે પ્રશસ્ત રાગની બુદ્ધિથી ભગવાન મહાવીરના ચરણને સ્પર્શ કર્યો.

દંશ દેનાર ચંડકૌશિક સર્પ ઉપર જેમને દ્વેષ નથી, ભક્તિભાવ વડે પ્રણામ કરનાર ઇંદ્ર ઉપર જેમને પ્રેમ નથી, બન્નેની ઉપર જેમને સમભાવ છે તે શ્રી વીર પરમાત્માને મારો નમસ્કાર થાઓ. (૩)

कल्याणपादपारामं श्रुतगंगाहिमाचलम् ।
विश्वाम्भोजरविं देवं वंदे श्रीज्ञातनंदनम् ॥४॥

અર્થ—વિશ્વવંદ્ય કલિકાળ સર્વજ્ઞ ભગવંત હેમચંદ્રાચાર્યજી 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ની

## અંકના સુધારાનું સૂચન

લેખ સંગ્રહ પા. ૮ આચાર્ય કીર્તિવિજયસૂરિને બદલે કીર્તિસાગરસૂરિ સમજવું.

પા. ૫માં શ્રી જયન્તિલાલ દવે ભાઈશંકર નામ સાથે પ્રો વધારવું

પા. ૪૪માં ખુલાસો સંશોધન વિભાગ.

નં. ૧૦ ઠાણાંગ દીપીકા નાગર્ષી સંશોધક બાકી છે.

નં. ૧૨ આચારાંગ તત્ત્વાગમાવચૂર્ણિ લક્ષ્મીકલ્લોલ સંશોધક તરીકે ઉપાધ્યાય કૈલાસસાગરજી ક્ષમાસાગરજીને સોંપવામાં આવ્યું છે.

નં. ૧૪ પ્રશ્ન વ્યાકરણ દીપિકા આચાર્ય રામસૂરિ ડેલાવાળાને સોંપવામાં આવ્યું છે.

નં. ૧૫ જીવાભિગમ હરિભદ્રીય સંશોધક બાકી છે.

### પ્રકાશિત ગ્રંથો પૈકી

| | | |
|---|---|---|
| પિંડનિર્યુક્તિ | ૪૪ | જુદા જુદા ટીકાકારોની કૃતિઓનું પુનઃ પ્રકાશન થશે. |
| દશવૈકાલિક | ૪૭ | |
| જમ્બુદ્વીપ પ્રજ્ઞપ્તિ | ૫૨–૫૪ | |
| ઉત્તરાધ્યયન | ૩૩–૩૬–૪૧ | |

(૧) મહાનશ્રુતધરોના ચરિત્રો તેમની કૃતિઓ વગેરે સંબંધમાં અમોએ લેખો માગ્યા હતા. તેમજ અમોને અનેક મુનિઓ તરફથી લેખો પણ મલ્યા છે ચરિત્રો અન્યત્ર ઘણા વિસ્તારથી લખાયા છે. જેથી એ વિભાગ અમોએ જુદો છપાવવા વિચાર્યું છે. એને અંગે અગાઉ છપાયેલા લેખો પણ જોવાના રહે છે જેથી લખાયેલ ચરિત્રમાં વિચારભેદને સ્થાન રહે નહિ.

(૨) આગમવિસ્તાર: જે ગ્રંથોના નામો અમોએ ગ્રંથ પ્રકાશનની નવીન યોજનામાં દાખલ કર્યા છે, તેનાં સંશોધકોને ખ્યાલ આવી શકે તે માટે અન્યત્ર છપાશે

કેશરીચંદ હીરાચંદ ઝવેરી
સંચયકાર

મોતીચંદ મગનભાઈ ચોકસી
વગેરે ટ્રસ્ટીઓ

### મહાન શ્રુતધરો

| | |
|---|---|
| (૧) શ્રી મહાવીરનિર્વાણ પછીના શ્રુતધરો | |
| (૨) ભદ્રબાહુસ્વામી | મુનિશ્રી હરિભદ્રવિજયજી |
| (૩) સિદ્ધસેન દીવાકરજી | ,, પં. ધુરંધરવિજયજી |
| (૪) દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ | ,, પં. સુશીલવિજયજી |
| (૫) હરિભદ્રસૂરિજી | ,, ભદ્રગુપ્તવિજયજી |
| (૬) ઉમાસ્વામીજી | ,, રૂચકવિજયજી |
| (૭) નવાંગી ટીકાકાર અભયદેવસૂરિજી | ,, પં. બેચરદાસજી |
| (૮) આ. હેમચંદ્રસૂરિજી | શ્રી ફતેહચંદ ઝવેરચંદ |
| (૯) આ. મલ્લધારી હેમચંદ્ર | મુનિશ્રી જ્ઞાનવિજયજી |
| (૧૦) ઉ. યશોવિજયજી | ઉપાધ્યાય દેવેન્દ્રસાગરજી |
| (૧૧) આ. આનંદસાગરસૂરિજી | શ્રી કંચનવિજયજી |
| (૧૨) કવિચક્રીપાલ | શ્રી દર્શનવિજયજી ત્રિપુટી |

## ॥ श्रीपञ्चपरमेष्ठिस्तुतिः ॥

( ललित-वृत्तम् )

सुरकदम्बकैः कीर्तितक्रमं,
विमलकेवलज्ञानभास्करम् ।
निरुपमश्रियं तत्त्वदर्शनं,
सततमाश्रये तीर्थनायकम् ॥ १ ॥

सकलकर्मणां संक्षयं व्यधात्,
शुचितरं शुभध्यानमाश्रितः ।
शिवनिकेतनं सिद्धिकारकं,
परमनिर्वृतं सिद्धमर्चये ॥ २ ॥

विजितवादिनं बोधदायकं,
भविकपङ्कजोद्बोधभास्करम्,
चरणचर्चितं भूषितं गुणै-
रभिनुवेऽन्वहं सूरिशेखरम् ॥ ३ ॥

अभिरतः श्रुताराधने गुणी,
मुनिकदम्बकोद्देशनाप्रदः ।
लघयिता जगत् तेजसाऽखिलं,
भुवि विराजतां वाचकोत्तमः ॥ ४ ॥

व्रतजपादिषु प्रोद्यतः सदा,
शमदमादिभी राजितो गुणैः ।
परमकारणं मुक्तिशर्मणः,
किमु मुनिर्न किं श्लाघ्यतास्पदम् ॥ ५ ॥

---

## श्रीश्रुतदेवतास्तुतिः ॥

शरदिन्दुमनोहराननां,
जिनवक्त्राम्बुजवासिनीं मुदा ।
मतिदां जडतापहारिणीं,
श्रुतदेवीं समुपास्महेऽमलाम् ॥ १ ॥

★

# શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ—સૂરતના સુવર્ણ મહોત્સવ પ્રસંગે રચાયેલું પ્રશસ્તિરૂપ કાવ્ય

( ભારતકા ડંકા આલમમે — રાગ )

આ ભરતભૂમિ છે ભાગ્યવતી જ્યાં સન્ત મહન્ત અનેક વસે,
જ્યાં મંદિરની માળા જોતાં જનતાનાં દીલડાં ઉલ્લસે,
એ ભૂમિ પર 'સોનાની મૂરત' સૂરત નામે છે નગરી,
વળી જ્ઞાનમંદિરોની રચનાથી દિવ્યદશામયતા જ વરી
—આ ભરતભૂમિ છે-(૧)

પાક્યા અહિં શ્રેષ્ઠિવરો ક્રમથી દીલના દરિયાવસમાન ઘણા,
જે વિવિધ વિષય નિષ્ણાત હતા સોનામાં લેશ રહે ન મણા;
આ શ્રેષ્ઠિવરોમાં દેવસમા શ્રી દેવચંદ્ર થયા નગરે,
તત્સુત શ્રી ગુલાબચંદ્ર કરે સાહિત્ય તણો ઉદ્ધાર ખરે
—આ ભરતભૂમિ છે-(૨)

સુરતની આ સંસ્થા પ્રકટાવે જ્ઞાનતણા દીવડા જ ખરે,
પછી આગમ હો કે ભાષ્ય અગર ચૂર્ણીનાં રૂપ વિવિધ ધરે;
જનતાનાં કરકમળોમાં મૂકીને સેવા કરતા શુભ મને,
નરનો ને સંસ્થાનો જય હો જીવન સાફલ્ય જરૂર બને.
—આ ભરતભૂમિ છે-(૩)

પગલે પગલે પ્રગતિ કરતાં પચાસ વરસ પૂરાં કરતી,
મુનિવર સૂરિવરનાં ભાવભર્યાં શુભ આશીર્વાદ શિરે ધરતી;
સ્વર્ણોત્સવ ઉજવી આજ અહિં આનંદસરોવર લહેરાવો,
ઉદ્‌ગાર જનો એવા કાઢે શતવર્ષથકી અધિકી થાવો.
—આ ભરતભૂમિ છે-(૪)

જગભરમાં ગાજો આ સંસ્થાના હોંશે હોંશે ગુણગાનો,
શુભજ્ઞાન સમર્પીને ઉત્કર્ષ વધારો નિશદિન જનતાનો;
આ જ્ઞાનપ્રકાશક સંસ્થાનો લેજો સહુ લાભ ઉલટભરથી,
પ્રકટાવો ઘરઘરમા દીવડા સદ્‌જ્ઞાનતણા સહુ દીલભરથી
આ ભરતભૂમિ છે-(૫)

સં. ૨૦૧૫ કાર્તિક શુક્લ પૂર્ણિમા } —માવજી દામજી શાહ

विजयन्तां वीतरागाः । श्रीगौतमस्वामिने नमः ।

# सुवर्णपद्यकदम्बकम् ।

( उपजातिः )

( १ )

जिनेन्द्रचैत्यैर्महनीयमिद्धं, प्राचीनरत्नाञ्चितसौधहर्म्यम् ।
हसत्यजस्रं पुरुहूतपत्तनं, यत्सम्पदा 'सूर्य्यपुरं' तदस्ति ॥

અર્થ—જિનેશ્વરોના મંદિરોથી મહિમાવાળું, દેદીપ્યમાન, પ્રાચીન રત્નોથી જડાયેલા ઉજ્જ્વલ પ્રાસાદો (મકાનો)વાળું 'સૂર્યપુર' નામનું નગર છે, જે નિરંતર પોતાની સમ્પત્તિથી સ્વર્ગની મજાક કરે છે.

( २ )

तापीसरित्यत्र निधानमास्ते, सद्धर्मदेवाभिमतरा गभीरा ।
ध्रुवं तदीयान्यमितानि रत्ना-न्यादातुमायाति सरित्पतिर्द्विः ॥

અર્થ—ઉત્તમ નર્મદા નદીની જેમ જ્યાં માન્ય અને ગંભીર તાપી નદી ભંડારરૂપે રહેલી છે, તેથી નિશ્ચે તેના અપરિમિત રત્નોને લેવા માટે સમુદ્ર બે વખત ત્યાં આવે છે.

( ३ )

जना जिनेशापचितिप्रलीनाः, स्याद्वादतत्त्वामृतपानपीनाः ।
सद्धर्मरत्नाऽऽभरणा न दीनाः, यत्र स्थिता दिव्यसुखं लभन्ते ॥

અર્થ—જિનેશ્વરોની પૂજામાં અત્યન્ત તલ્લીન, સ્યાદ્વાદ તત્ત્વરૂપી અમૃતના પાનથી પુષ્ટ, અને સદ્ધર્મરૂપી રત્નના આભૂષણવાળા હોવાથી દીનતા રહિત એવા જ્યાંના મનુષ્યો દિવ્ય સુખને પ્રાપ્ત કરે છે.

( ४ )

'गोपीपुरा' यत्र ललामभूता, प्रासादमालालसिता विभाति ।
अद्यापि सार्वानपचेतुकामा-श्चकासतीवाप्सरसो विनम्राः ॥

અર્થ—જ્યાં મંદિરોની પંક્તિથી સુશોભિત અગ્રસ્થાને રહેલું 'ગોપીપુરા' નામનું પરું છે, જ્યાં આજે પણ તીર્થંકરોની પૂજાની ઇચ્છાવાળી અત્યન્ત નમ્ર બનેલી સ્ત્રીઓ અપ્સરાઓ શોભતી હોય તેમ લાગે છે.

( ५ )

गुणैर्गरिष्ठो जिनधर्मरक्तो, गुलाबचन्द्रोऽवसदिन्द्रकीर्तिः ।
कल्पद्रुवद्यो विभवं वितीर्य नृणामलक्ष्म्यमरं न्यमार्जीत् ॥

અર્થ—ત્યાં ગુણોથી મહાન્, જિનધર્મમાં રત, ઇન્દ્ર સમાન કીર્તિવાળા ગુલાબચંદ શેઠ રહેતા હતા. જેમણે કલ્પવૃક્ષની માફક પોતાની સમૃદ્ધિને વિખેરીને મનુષ્યોના દુર્ભાગ્યને તરત જ સાફ કરી નાખ્યું હતું.

( ६ )

स वैक्रमाब्देऽब्धिर साङ्कचन्द्रे(१९६४)श्रीदेवचन्द्राऽऽह्वपितुः शमर्थम् ।
सूरीश्वराऽऽनन्दगुरूपदेशाल्लक्षं ददौ श्रीश्रुतपोषणाय ॥

અર્થ—તેઓએ વિક્રમસંવત ૧૯૬૪માં આગમોદ્ધારક શ્રી સાગરાનંદસૂરીશ્વરજી ગુરુના ઉપદેશથી પોતાના પિતા શ્રી દેવચન્દ્રના કલ્યાણ માટે શ્રુતભક્તિના નિમિત્તે એક લાખ રૂપિયા આપ્યા.

(૭)

ताताभिधानाऽऽकलिताऽऽगमादि-प्रकाशिकां सच्छ्रुतभक्तिनिघ्नः ।
संस्थाप्य संस्थां स कृती महार्थाः प्राकाशयत्प्राच्यमनीषिदब्धाः ॥

અર્થ—ઉત્તમશ્રુતમાં ભક્તિવાળા પુણ્યવાન્ શ્રી ગુલાબચંદભાઈએ પોતાના પિતાના નામવાળી આગમ વગેરે શાસ્ત્રોને પ્રસિદ્ધ કરનારી ( શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ ) સંસ્થાને સ્થાપીને પૂર્વાચાર્યોએ રચેલા ગંભીર અર્થવાળા શાસ્ત્રો પ્રકાશમાં આણ્યા.

(૮)

अद्यावधिज्ञानप्रचारदक्षै-रुत्साहिभिः पारिषदैस्तदीयैः ।
सिद्धिद्युचन्द्र(१०८)प्रमिता महार्थाः प्रकाशिताः सत्कृतयो विभान्ति ॥

અર્થ—તે સંસ્થાના જ્ઞાનના પ્રચારમાં કુશલ અને ઉત્સાહી સભ્યોએ આજ સુધી પ્રકાશિત કરેલી ગંભીર અર્થવાળી એક સો ને આઠ ઉત્તમ કૃતિઓ ઝગમગે છે.

(૯)

संस्थोन्नतौ प्रोद्यतमानसेषु, मुकेन्दुना केसरिचन्द्रमुख्याः ।
सच्छ्रेष्ठिनो जीवनचन्द्र-चन्द्रवदातकीर्त्यै सततं यतन्ताम् ॥

અર્થ—સંસ્થાની ઉન્નતિમાં તત્પર મનવાળા સભ્યો પૈકી ચોકસી મોતીચંદ, ઝવેરી કેસરીચન્દ વગેરે શ્રેષ્ઠીઓ ઝવેરી જીવનચન્દની ચન્દ્રમા જેવી ઉજ્જવલ કીર્તિ માટે નિરંતર પ્રયત્નવાન બનો.

(૧૦)

स्वर्णोत्सवे निरुपमेऽर्द्धशताब्दिकेऽस्याः,
श्रीनेमिसूरिविजयामृतदेवशिष्यः ।
पन्न्यासमेरुविजयाऽऽप्तनिदेशदक्षो-,
मुम्बापुरे रचितवान् मुनिहेमचन्द्रः ॥

અર્થ—આ સંસ્થાના પચાસ વર્ષની પૂર્ણાહુતિ પ્રસંગે અનુપમ સુવર્ણ મહોત્સવના સુપ્રસંગ ઉપર શાસનસમ્રાટ્ શ્રી વિજયનેમિસૂરીશ્વરજીના પટ્ટાલંકાર શાસ્ત્રવિશારદ શ્રી વિજ્યામૃતસૂરીશ્વરજીના શિષ્યરત્ન પંન્યાસપ્રવર શ્રી દેવવિજયજી ગણિના શિષ્ય મુનિ હેમચન્દ્રવિજયજીએ પન્યાસપ્રવર શ્રી મેરુવિજયજીગણિના આદેશથી મુંબઈ નગરમાં ( આ પદ્ય કદમ્બકની ) રચના કરી.

વિ. સં. ૨૦૧૪ શ્રાવણ સુદિ ૫
શ્રી આદીશ્વરજી જૈન ધર્મશાલા,
પાયધુની, મુંબઈ નં. ૩

पं. श्रीदेवविजयजीगणिचरणरेणुः
मुनिहेमचन्द्रविजयः ।

---

'देला' भ्रातुर्निधिमपि परं स्थापयित्वोपदेशा-
दारेमे सद्विषयखचितग्रन्थरत्नप्रकाशम् ॥ ३८ ॥ आगमोद्धारकस्तवः

પોતાના સદુપદેશથી શ્રેષ્ઠી દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડને સ્થાપન કરીને ઉત્તમ વિષયોથી ભરપૂર શ્રેષ્ઠ ગ્રન્થોને પ્રકાશિત કરવાનો પ્રારંભ કર્યો.

★

कल्याणमन्दिरस्तोत्रे. श्लोक १–२





"By the Courtesy of Mr. P. C. Nahar M. A. B. L., of Calcutta"

# પ્રચાર ભેટ યોજના.

## ૫૦૦ સંસ્થાઓને લાભ આપવામાં આવ્યો છે.



**શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ સુરત** તરફથી સં ૨૦૦૮ ના પર્યુષણમાં જૈનપત્રના પર્યુંષણ અંકમાં જાહેરાત કરવામાં આવી હતી તે મુજબ તે ફંડ તરફથી અનેક સંસ્થાઓ, આચાર્ય મહારાજો, સાહિત્યરસિક, સંશોધક, મુનિમહારાજો, અનેક વિદ્વદ્ સજ્જનો વગેરેને પુસ્તક પહોચાડવામાં આવ્યા હતા જેની ગામ વાર નોધ નીચે પ્રમાણે છે. (જે જે ગામોમા સંસ્થા હોય અથવા તે તે સ્થાનોમાં પહોંચાડવામાં આવ્યા છે ) જે સંસ્થાઓનો નિર્દેશ કરવામાં આવ્યો હોય અને તે સસ્થાઓને નહિ મળ્યા હોય તેઓએ અમોને જણાવવા કૃપા કરવી દરેક સંસ્થાઓને પુસ્તક ૧૦ થી ૧૬ સુધી આપવામા આવ્યા છે. અને વ્યકિત વિશેષને નવીન ચાર પુસ્તકો પહોચાડ્યા છે સંવત ૨૦૧૨ ના ચૈત્ર વદ ૦)) સુધીનો સમાવેશ કરવામા આવ્યો છે

"કેશરી"

અ

૧ શ્રી આચાર્ય વિજય નેમિસૂરિ જ્ઞાનભંડાર અમદાવાદ
૨ ,, આચાર્ય વિજય સિદ્ધિસૂરિ જ્ઞાનભંડાર ,,
૩ ,, જૈન વિદ્યાશાળા જ્ઞાનભંડાર ,,
૪ ,, મૃગાંકવિજય જ્ઞાનભંડાર ,,
૫ ,, કુમુદવિજય જ્ઞાનભંડાર ,,
૬ ,, ડેલાનો જ્ઞાનભંડાર ,,
૭ ,, ધર્મવિજય પુસ્તકાલય ,,
૮ ,, રામસૂરિ ચિંત્તકોષ ,,
૯ ,, શાંતિ વિજય ચિતંકોષ ,,
૧૦ શ્રી અશોકવિજય જ્ઞાનભંડાર અમદાવાદ
૧૧ ,, વીર ઉપાશ્રય જ્ઞાનભંડાર ,,
૧૨ ,, વિમળ ગચ્છ જ્ઞાનભંડાર ,,
૧૩ ,, ઉજમબાઇ ધર્મશાળા જ્ઞાનભંડાર ,,
૧૪ ,, શાહપુર ઉપાશ્રય જ્ઞાનભંડાર ,,
૧૫ ,, જૈન સરસ્વતિ ભુવન પાર્શ્વગચ્છ ,,
૧૬ ,, દાનસૂરિ જ્ઞાનભંડાર ,,
૧૭ ,, શામળાની પોળ ઉપાશ્રય જ્ઞાનભંડાર ,,
૧૮ ,, શાંતિચંદ્ર સમાજ પુસ્તકાલય
૧૯ ,, એલ ડી આર્ટસ કોલેજ ,,

| | |
|---|---|
| ૨૦ શ્રી નિતિસૂરિ જ્ઞાનભંડાર ગાંધીરોડ | અમદાવાદ |
| ૨૧ ,, ગુજરાત વિદ્યાસભા | ,, |
| ,, નેમસાગર ઉપાશ્રય ભંડાર | ,, |
| ૨૨ ,, આંબલી પોળ જૈન ઉપાશ્રય ભંડાર | ,, |
| ૨૩ ,, નાગજી ભુદરની પોળનો ભંડાર | ,, |
| ૨૪ ,, વલ્લભવિજયજી શાસ્ત્ર સંગ્રહ | ,, |
| ૨૫ ,, રૂપા સુરચંદની પોળનો ભંડાર | ,, |
| ,, આ. પુણ્યવિજયજી મહારાજનો ભંડાર | ,, |
| ૨૬ ,, ઉમંગસૂરિજી મહારાજનો ભંડાર | ,, |
| ૨૭ ,, પ્રાચ્ય વિદ્યા સંશોધન મંદિર | ,, |
| ૨૮ ,, આણંદજી કલ્યાણજીનો ભંડાર | ,, |
| ૨૯ , પંડિત મફતલાલ ઝવેરચંદ | ,, |
| ૩૦ ,, પન્યાસજી શિવાનંદવિજયજી | ,, |
| ૩૧ ,, શા અંબાલાલ પ્રેમચંદ પંડિત | ,, |
| ૩૨ ,, ગુજરાત યુનીવર્સીટી | ,, |
| ૩૩ ,, વી એમ શાહ પ્રોફેસર<br>લાલભાઇ દલપતભાઇ કોલેજ | ,, |
| ૩૪ ,, શાહીબાગ જ્ઞાનભંડાર શાહીબાગ | ,, |
| ૩૫ ,, ધર્મવિજય લાયબ્રેરી શાહપુર | ,, |
| ૩૬ ,, નુતન જિનાલય ભંડાર, શાહીબાગ | ,, |
| ૩૭ ,, વીર વિજયજી જ્ઞાનભંડાર, કેમ્પ | ,, |
| ૩૮ ,, આદિ જિન જ્ઞાનભંડાર | અગવરી |
| ૩૯ ,, મનકવિજયજી જ્ઞાનભંડાર | અમરનગર |
| ૪૦ ,, ત્રિલોકવિજયજી લાયબ્રેરી | અમલસાડ |
| ૪૧ ,, ધી વર્ડ મિશન | અલીગંજ |
| ૪૨ , આત્માનંદ જૈન સભા | અંબાલા |
| ૪૩ ,, આત્માનંદ જૈન સભા | અમૃતસર |
| ૪૪ , મહાવીર જ્ઞાનભંડાર | અમરાવતી |
| ૪૫ , જિનદત્તસૂરિ જ્ઞાનભંડાર | અજમેર |
| ૪ , તપગચ્છ જૈન ભંડાર | અંજાર |
| ૪૭ ,, છનહીર કનકસૂરિ જ્ઞાનભંડાર | અંજાર |
| ,, જૈન ગુનામ લાયબ્રેરી | અંજાર |

| | |
|---|---|
| ૪૯ શ્રી રામશાસ્ત્રી પંડીત | અમલનેર |
| ૫૦ ,, રીખવચંદ હાથીચંદ જ્ઞાન મંદિર | અમલનેર |
| ૫૧ ,, ગલીયા પાર્શ્વનાથ સંસ્થાન | અમલનેર |
| **આ** | |
| ૫૨ ,, વિજય ધર્મ લક્ષ્મી જ્ઞાનભંડાર | આગ્રા |
| ૫૩ ,, વીર વિજય પુસ્તકાલય | આગ્રા |
| ૫૪ ,, જ્ઞાનભંડાર | આમોદ |
| ૫૫ ,, કેશર મુનિ જ્ઞાનભંડાર | આહોર |
| ૫૬ ,, જ્ઞાનભંડાર | આદરીયાણા |
| ૫૭ ,, જ્ઞાન મંદિર | આગર |
| ૫૮ ,, જ્ઞાનભંડાર | આકોલા |
| ૫૯ ,, જ્ઞાનભંડાર | આજોલ |
| ૬૦ ,, જૈન જ્ઞાનભંડાર | આદરજ મોરી |
| ૬૧ ,, આબુ દેલવાડા લાયબ્રેરી | આબુ રોડ |
| **ઈ** | |
| ૬૨ ,, પ્રગતિ સંઘ પુસ્તકાલય | ઈડર |
| ૬૩ ,, જ્ઞાનભંડાર | ઇંદોર |
| ૬૪ ,, જૈન પાઠશાળા ભંડાર | ઈંગ્રોલ |
| **ઋ** | |
| ૬૫ , જ્ઞાનભંડાર | રૂન |
| **ઉ** | |
| ૬૬ ,, તપગચ્છ ઉપાશ્રય ભંડાર | ઉનાવા |
| ૬૭ ,, જૈન નિતિ પાઠશાળા | ઉંઝા |
| ૬૮ ,, આ ચંદ્રસાગરસૂરિજી જ્ઞાનભંડાર | ઉજ્જૈન |
| ૬૯ ,, સીંધીયા ઓરિએન્ટલ ઇન્સ્ટીટ્યુટ | ઉજ્જૈન |
| ૭૦ ,, વર્ધમાન જ્ઞાન ભંડાર | ઉદેપુર |
| ૭૧ ,, પ્રાચીન સાહિત્ય સંસ્થા | ઉદેપુર |
| ૭૨ ,, જૈન આનંદ જ્ઞાન ભંડાર | ઉદેપુર |

| | |
|---|---|
| ૭૩ શ્રી આત્માનંદ જૈન સભા | ઉદેપુર |
| ૭૪ ,, જ્ઞાન ભંડાર | ઉમળા |

### ઓ

| | |
|---|---|
| ૭૫ ,, જૈન વિદ્યાલય સંગ્રહ | ઓશિયા |

### ક

| | |
|---|---|
| ૭૬ ,, જૈન સંઘની પેઢી | કપડવંજ |
| ૭૭ ,, મીઠાભાઈ જૈન ઉપાશ્રય | કપડવંજ |
| ૭૮ ,, અભયદેવસૂરિ જ્ઞાનમંદિર | કપડવંજ |
| ૭૯ ,, સુરેન્દ્રસૂરિ જ્ઞાનભંડાર | કુનાળા |
| ૮૦ ,, જૈન પુસ્તક ભંડાર | કમાણા |
| ૮૧ ,, ઉદયસૂરિ જ્ઞાન મંદિર | કદંબગિરિ |
| ૮૨ ,, જ્ઞાન ભંડાર | કીડીયાનગર |
| ૮૩ , જ્ઞાન ભંડાર | કાનપુર |
| ૮૪ ,, જૈન પુસ્તકાલય | કરચલીયા |
| ૮૫ ,, જૈન જ્ઞાનભંડાર | કેચલ |
| ૮૬ , જ્ઞાન ભંડાર | કઠોર |
| ૮૭ ,, બાલમંડળ વાચનાલય | કલ્યાણ |
| ૮૮ , જૈન જ્ઞાન ભંડાર | કુશળગઢ |
| ૮૯ ,, કાવીતીર્થ જ્ઞાન ભંડાર | કાવી |
| ૯૦ ,, આ. રામચંદ્રસૂરિ | કલકત્તા |
| ૯૧ ,, જૈન તપગચ્છ સંઘ ભંડાર | કલકત્તા |
| ૯૨ ,, વૈશાલી જૈન નિશ્ચ વિદ્યાનય | કલકત્તા |
| ૯૩ ,, જિતરાજ પુસ્તક ભંડાર | કોલ્હાપુર |
| ૯૪ , શાંતિનાથ જૈન લાયબ્રેરી | કોલ્હાપુર |
| ૯૫ ,, ડૉ. એ. એન ઉપાધ્યે<br>પ્રો. રાજારામ કૉલેજ | કોલ્હાપુર |

### ખ

| | |
|---|---|
| ૯૬ , શાન્તિનાથજી તાડપત્રીય ભંડાર | ખંભાત |
| ૯૭ ,, નિતિવિજય જ્ઞાન ભંડાર | ખંભાત |
| ૯૮ શ્રી કમલવિજય જ્ઞાન ભંડાર | ખંભાત |
| ૯૯ ,, સુબોધ પુસ્તકાલય | ખંભાત |
| ૧૦૦ ,, પાર્શ્વચંદ્ર ગચ્છ ઉપાશ્રય | ખંભાત |
| ૧૦૧ ,, વિશા ઓસવાલ જ્ઞાન ભંડાર | ખંભાત |
| ૧૦૨ ,, વિજ્ઞાનસૂરિ જ્ઞાન ભંડાર | ખંભાત |
| ૧૦૩ ,, યશોભદ્રવિજય જ્ઞાન ભંડાર | ખંભાત |
| ૧૦૪ , ચંદ્રોદયવિજય જ્ઞાન ભંડાર | ખંભાત |
| ૧૦૫ ,, સુમતિ રત્ન જ્ઞાનભંડાર | ખેડા |
| ૧૦૬ ,, જૈન જ્ઞાનભંડાર | ખાખરેચી |
| ૧૦૭ ,, જ્ઞાન ભંડાર | ખીમાણા |
| ૧૦૮ ,, જૈન જ્ઞાન ભંડાર | ખેરાલુ |

### ગ

| | |
|---|---|
| ૧૦૯ ,, જૈન જ્ઞાન ભંડાર | ગોધાવી |
| ૧૧૦ ,, નવજીવન ગ્રંથમાળા | ગારીયાધાર |
| ૧૧૧ જ્ઞાન ભંડાર | ગંભીરા |
| ૧૧૨ દેવસાગર જ્ઞાન ભંડાર | ગોધન |
| ૧૧૩ ,, જ્ઞાન ભંડાર | ગોધરા |
| ૧૧૪ ,, જ્ઞાન ભંડાર | ગંધાર |
| ૧૧૫ , જૈનતપ ગચ્છ જ્ઞાન ભંડાર | ગોંડલ |
| ૧૧૬ , જિન કુશળસૂરિ જ્ઞાન ભંડાર | ગઢ શિવાણા |
| ૧૧૭ , જૈન જ્ઞાન ભંડાર | ગવાડા |
| ૧૧૮ ,, જ્ઞાનોદય પુસ્તકાલય | ગોદાબાનડી વડનગર |

### ઘ

| | |
|---|---|
| ૧૧૯ ,, હીરસત્ક હિમાચલસૂરિ જ્ઞાન ભંડાર | ઘણેરાવ |
| ૧૨૦ ,, જૈન પાઠશાળા | વડકણુ |
| ૧૨૧ , શેઠ કાળા મીઠા જ્ઞાન ભંડાર | ઘોઘા |

### ચ

| | |
|---|---|
| ૧૨૨ ,, નીતિવિજય જીવન જ્ઞાન ભંડાર | ચાણસ્મા |
| ૧૨૩ ,, મહોદય સાગર ભંડાર | ચાણસ્મા |

| | |
|---|---|
| ૧૨૪ શ્રી બુધ્ધિપ્રકાશ લાયબ્રેરી | ચભાડીયા |
| ૪૭૨ ,, જ્ઞાન ભંડાર | ચેળા |
| ૧૨૫ ,, મુક્તિ વિજય જ્ઞાનમંદિર | છાણી |
| ૧૨૬ ,, દાનસૂરિ જ્ઞાનમંદિર | છાણી |
| ૧૨૭ ,, ચંદન મલજી નાગોરી | છોટી સાદડી |
| ૧૨૮ ,, જૈન જ્ઞાન ભંડાર | છોટા ઉદેપુર |

જ

| | |
|---|---|
| ૧૨૯ ,, પુણ્યશ્રીજી જ્ઞાન ભંડાર | જયપુર |
| ૧૩૦ ,, ભગવાનદાસ જ્યોતિષી ભંડાર | જયપુર |
| ૧૩૧ ,, રાજસ્થાન પુરાતત્વ ભંડાર | જયપુર |
| ૧૩૨ ,, પંચાયતી ભંડાર | જયપુર |
| ૧૩૩ ,, સંઘ ભંડાર | જયપુર |
| ૧૩૪ ,, જૈન રત્નાકર પુસ્તકાલય | જોધપુર |
| ૧૩૫ ,, યશસૂરિ સંગ્રહ | જોધપુર |
| ૧૩૬ ,, કેશરીયાજી ભંડાર | જોધપુર |
| ૧૩૭ ,, ભંડારી વિવેકચંદ જૈન | જોધપુર |
| ૧૩૮ ,, જ્ઞાન ભંડાર | જંબુસર |
| ૧૩૯ ,, મોહનવિજયજી પાઠશાળા | જામનગર |
| ૧૪૦ ,, નેમિસૂરિ જ્ઞાન ભંડાર | જાવાલ |
| ૧૪૧ ,, જૈનધર્મ પ્રચારક સભા | જરીયા (બિહાર) |
| ૧૪૨ ,, આત્માનંદ જૈન જ્ઞાન ભંડાર | જંડીયાલાગુરૂ |
| ૧૪૩ ,, આત્માનંદ જૈન જ્ઞાન ભંડાર | જીરા |
| ૧૪૪ ,, જિનભદ્રસૂરિ ભંડાર | જેસલમેર |
| ૧૪૫ ,, જૈન જ્ઞાન ભંડાર | જુના ડીસા |
| ૧૪૬ ,, જૈન જ્ઞાન ભંડાર | જગુન્નુ |
| ૧૪૭ ,, વાસુપૂજ્ય જ્ઞાન ભંડાર | જલગાંવ |
| ૧૪૮ ,, બાહુદીન કોલેજ | જુનાગઢ |
| ૧૪૯ ,, કીશોર પુસ્તકાલય | જુનાગઢ |
| ૧૫૦ ,, કલ્યાણ વિજય શાસ્ત્ર સંગ્રહ | જાલોર |

ઝ

| | |
|---|---|
| ૧૫૧ ,, ઝગડીયા તીર્થ જ્ઞાન ભંડાર | ઝગડીયા |
| ૧૫૨ શ્રી ઉમેદ ક્ષાંતિ જ્ઞાન ભંડાર | ઝીંઝુંવાડા |

ટ

| | |
|---|---|
| ૧૫૩ ,, જૈન જ્ઞાન ભંડાર | ટુવા |
| ૧૫૪ ,, પ્રો. એચ. કામુરા | ટોકીયો |
| ૧૫૫ ,, જૈન જ્ઞાન ભંડાર | ટીટોઇ |

ઠ

| | |
|---|---|
| ૧૫૬ ,, હંસ સાગરજી જ્ઞાન ભંડાર | ઠળીયા |

ડ

| | |
|---|---|
| ૧૫૭ ,, આદિનાથ જૈન શ્વે. વાંચનાલય | ડુંગરપુર |
| ૧૫૮ ,, યશોવિજયજી જ્ઞાન ભંડાર | ડભોઇ |
| ૧૫૯ ,, આર્ય જંબુસ્વામિ જ્ઞાન ભંડાર | ડભોઇ |

ઢ

| | |
|---|---|
| ૧૬૦ ,, જૈન પાઠશાળા | ઢુંઢેર |

ત

| | |
|---|---|
| ૧૬૧ ,, જૈન પુસ્તકાલય | તેનીનડા |

થ

| | |
|---|---|
| ૧૬૨ ,, જૈન લાયબ્રેરી | થરા |
| ૧૬૩ ,, જૈન બોર્ડીંગ | થરા |

દ

| | |
|---|---|
| ૧૬૪ ,, જૈન જ્ઞાન ભંડાર | દેહગામ |
| ૧૬૫ ,, જૈન પાઠશાળા | દેહગામ |
| ૧૬૬ ,, જૈન જ્ઞાન ભંડાર | દાવડ |
| ૧૬૭ ,, શાન્તિનાથ દેરાસર લાયબ્રેરી | દાઠા |
| ૧૬૮ ,, મહાવીર જૈન લાયબ્રેરી | દિલ્હી |
| ૧૬૯ ,, સુમેર જ્ઞાન ભંડાર | દેસુરી |

## ધ

| | |
|---|---|
| ૧૭૦ ,, જ્ઞાન ભંડાર | ધીણોજ |
| ૧૭૧ ,, પદ્મમુનિ જ્ઞાન ભંડાર | ધીણોજ |
| ૧૭૨ ,, ડેભરીયા ગચ્છ જૈન ઉપાશ્રય | ધાંગધ્રા |
| ૧૭૩ ,, તપગચ્છ જ્ઞાન ભંડાર | ધાંગધ્રા |
| ૧૭૪ ,, શા દલીચંદ મોતીચંદ જ્ઞાનભંડાર | ધોરાજી |
| ૧૭૫ ,, જૈન શ્વેતામ્બર સંઘ | ધોલેરા |
| ૧૭૬ ,, જૈન જ્ઞાન ભંડાર | ધર્મજ |
| ૧૭૭ ,, ચંદ્રવિજય જ્ઞાન ભંડાર | ધાનેરા |
| ૧૭૮ ,, હંસવિજય જ્ઞાન ભંડાર | ધંધુકા |

## ન

| | |
|---|---|
| ૧૭૯ ,, રોહીતવિજય જ્ઞાન ભંડાર<br>C/o. શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘ પેઢી | નાસિક |
| ૧૮૦ ,, ક્ષમાસાગરજી જ્ઞાન ભંડાર | નવસારી |
| ૧૮૧ ,, કુમુદચંદ્રવિજયજી લાયબ્રેરી | નવસારી |
| ૧૮૨ ,, જૈન ભંડાર | નંદરબાર |
| ૧૮૩ ,, જૈન જ્ઞાન ભંડાર | નાની ખાખર |
| ૧૮૪ ,, જ્ઞાન ભંડાર | નાના ચેખલા |
| ૧૮૫ ,, જ્ઞાન ભંડાર | નકોદર (પંજાબ) |
| ૧૮૬ ,, જૈન જ્ઞાન ભંડાર | નડીઆદ |
| ૧૮૭ ,, જૈન ભંડાર | નોખણપદર |
| ૧૮૮ ,, જ્ઞાન ભંડાર | નવા શહેર |
| ૧૮૯ ,, જૈન દેવસ્થાન | નાડોલ |
| ૧૯૦ ,, અજિતનાથ જૈન દેરાસર | નાગપુર |
| ૧૯૧ ,, જૈન પુસ્તકાલય | નવાપુરા |
| ૧૯૨ ,, રૂપવિજય જ્ઞાન ભંડાર | નાડલાઇ |

## પ

| | |
|---|---|
| ૧૯૩ ,, કેશરબાઈ જ્ઞાન ભંડાર | પાટણ |
| ૧૯૪ ,, પં. ધર્મવિજય જ્ઞાન ભંડાર | પાટણ |
| ૧૯૫ ,, ભુવનવિજય જ્ઞાન ભંડાર | પાટણ |
| ૧૯૬ ,, હેમચંદ્રાચાર્ય જ્ઞાન ભંડાર | પાટણ |
| ૧૯૭ ,, હેમચંદ્રાચાર્ય સભા જ્ઞાન ભંડાર | પાટણ |
| ૧૯૮ ,, ભદ્રંકરવિજય જ્ઞાન ભંડાર | પાટણ |
| ૧૯૯ ,, જૈન તત્વજ્ઞાન વિદ્યાપીઠ | પુના |
| ૨૦૦ ,, પુના હોમ લાયબ્રેરી | પુના |
| ૨૦૧ ,, ધી ડેક્કન કોલેજ લાયબ્રેરી | પુના |
| ૨૦૨ ,, આચાર્ય વિજયપ્રેમસૂરિ ગ્રંથાલય | પુના કેમ્પ |
| ૨૦૩ ,, ભંડારકર ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યુટ | પુના |
| ૨૦૪ ,, યશોવિજયજી ગુરુકુલ | પાલીતાણા |
| ૨૦૫ ,, સિદ્ધક્ષેત્ર જૈન સાહિત્ય ભંડાર | પાલીતાણા |
| ૨૦૬ ,, હેમચંદ્રાચાર્ય જૈન પાઠશાળા ભંડાર | પાલીતાણા |
| ૨૦૭ ,, વીરબાઇ પાઠશાળા ભંડાર | પાલીતાણા |
| ૨૦૮ ,, સિદ્ધક્ષેત્ર મોટી ટોળી ભંડાર | પાલીતાણા |
| ૨૦૯ ,, સુશીલવિજય જ્ઞાન ભંડાર | પાલીતાણા |
| ૨૧૦ ,, જ્ઞાન ભંડાર | પાંચોરા |
| ૨૧૧ ,, પાલનપુર જૈન વિદ્યાલય | પાલનપુર |
| ૨૧૨ ,, વીર વિદ્યોત્તેજક સભા | પાલનપુર |
| ૨૧૩ ,, સાગરગચ્છ જ્ઞાન ભંડાર | પેથાપુર |
| ૨૧૪ ,, બુદ્ધિસાગર જ્ઞાનમંદિર | પાદરા |
| ૨૧૫ ,, આનંદ વિજય જૈન પુસ્તકાલય | પાલેજ |
| ૨૧૬ ,, પ્રેમસૂરિ જ્ઞાન ભંડાર | પીંડવાડા |
| ૨૧૭ ,, જૈન પુસ્તક ભંડાર | પારડી |
| ૨૧૮ ,, ખડતલ ગચ્છ શાંતિનાથ ભંડાર | પાલી |
| ૨૧૯ ,, જ્ઞાન ભંડાર | પેટલાદ |
| ૨૨૦ ,, જ્ઞાન ભંડાર | પોકરણ |
| ૨૨૧ ,, જ્ઞાન ભંડાર | પાટડી |
| ૨૨૨ ,, વર્ધમાન સત્ય નીતિ ભંડાર | પ્રાંતીજ |
| ૨૨૩ ,, જ્ઞાન ભંડાર | પ્રભાસપાટણ |
| ૨૨૪ ,, જૈન પાઠશાળા | પછેગામ |

## ફ

| | |
|---|---|
| ૨૨૫ ,, જૈન વાંચનાલય | ફતેનગર |

| | |
|---|---|
| ૨૨૬ શ્રી પાર્શ્વ વિદ્યાલય | ફલોદી (મેરતા) |

**બ**

| | |
|---|---|
| ૨૨૭ ,, બનારસ યુનિવરસીટી | બનારસ |
| ૨૨૮ ,, જૈન સંસ્કૃતિ મંડળ | બનારસ |
| ૨૨૯ ,, અભય ગ્રંથ સંગ્રહાલય | બીકાનેર |
| ૨૩૦ ,, જેઠીબાઈ જ્ઞાન ભંડાર | બીકાનેર |
| ૨૩૧ ,, બ્રહદ્ ખડતર ગચ્છ ભંડાર | બીકાનેર |
| ૨૩૨ ,, શાર્દુલ રાજસ્થાન રીસર્ચ | બીકાનેર |
| ૨૩૩ , કૃપાચંદ્રસૂરિ જ્ઞાન ભંડાર | બીકાનેર |
| ૨૩૪ ,, વિનયસાગર જ્ઞાન ભંડાર | બીકાનેર |
| ૨૩૫ ,, અગરચંદ નાહટા ભંડાર | બીકાનેર |
| ૨૩૬ ,, ચંદ્રપ્રભસાગરજી જ્ઞાન ભંડાર | બારડોલી |
| ૨૩૭ ,, રાજેન્દ્ર ગુરુકુળ | બાગરા |
| ૨૩૮ ,, પદ્મમુનિ જૈન જ્ઞાન ભંડાર | બુસી |
| ૨૩૯ ,, વર્ધમાન લાયબ્રેરી | બાલાપુર-બરાર |
| ૨૪૦ ,, પદ્માવતી જૈન પુસ્તકાલય | બાડમેર |
| ૨૪૧ ,, ક્ષમાસાગરજી શાસ્ત્ર સંગ્રહ | બીલ્લીમોરા |
| ૨૪૨ ,, લાવણ્યસૂરિ જ્ઞાન ભંડાર | બોટાદ |
| ૨૪૩ ,, જૈન વિદ્યાર્થી ભવન | બોટાદ |
| ૨૪૪ ,, બોડેલી પરમાર આશ્રમ | બોડેલી |
| ૨૪૫ ,, જ્ઞાન ભંડાર | બદનાવર |
| ૨૪૬ ,, વલ્લભસૂરિ જ્ઞાન ભંડાર | બેડા |
| ૨૪૭ ક્ષમાભદ્રસૂરિ જ્ઞાન ભંડાર | બેડા |

**ભ**

| | |
|---|---|
| ૨૪૮ ,, અનુપચંદ મલુકચંદ જ્ઞાનભંડાર | ભરૂચ |
| ૨૪૯ ,, સ્વયંસેવક જૈન લાયબ્રેરી | ભરૂચ |
| ૨૫૦ ,, જૈન શ્વેતામ્બર મંદિર | ભોપાળ |
| ૨૫૧ ,, જૈન જ્ઞાન ભંડાર | ભંડારીયા |
| ૨ ,, જૈન જ્ઞાન ભંડાર | ભૂચાવ |
| ૩ ,, ભદ્રેશ્વર તીર્થ જ્ઞાન મંદિર | ભદ્રેશ્વર તીર્થ |
| ૨૫૪ શ્રી બુદ્ધિ તિલક જ્ઞાન ભંડાર | ભાભર |
| ૨૫૫ ,, અંચળ ગચ્છ જ્ઞાન ભંડાર | ભુજ |
| ૨૫૬ ,, તપગચ્છ જ્ઞાન ભંડાર | ભુજ |
| ૨૫૭ ,, ખરતર ગચ્છ જ્ઞાન ભંડાર | ભુજ |
| ૨૫૮ ,, પાર્શ્વચિંતામણી વાંચનાલય | ભુજ (કચ્છ) |
| ૨૫૯ ,, આંગીયા જૈન લાયબ્રેરી | ભુજ (કચ્છ) |
| ૨૬૦ ,, રાઘેશી જૈન જ્ઞાન ભંડાર | ભુજ (કચ્છ) |
| ૨૬૧ ,, જૈન ધર્મ પ્રસારક સભા | ભાવનગર |
| ૨૬૨ ,, આત્માનંદ સભા | ભાવનગર |
| ૨૬૩ ,, બાર્ટન લાયબ્રેરી | ભાવનગર |
| ૨૬૪ ,, શામળદાસ કૉલેજ લાયબ્રેરી | ભાવનગર |

**મ**

| | |
|---|---|
| ૨૬૫ ,, જૈન જ્ઞાન ભંડાર | માણસા |
| ૨૬૬ ,, ક્ષાંતિ કીર્તિ જ્ઞાન ભંડાર | મહુધા |
| ૨૬૭ ,, સાચાદેવ તીર્થ કમિટી | માતર |
| ૨૬૮ ,, જ્ઞાન ભંડાર | મંદસોર |
| ૨૬૯ ,, કમલસી ડાહ્યાભાઈ લાયબ્રેરી | મોટી ખુંટવાડા |
| ૨૭૦ ,, જિન કુશલસૂરિ જ્ઞાન ભંડાર | મોકલસર |
| ૨૭૧ ,, જૈન શ્વે મૂર્તિપૂજક લાયબ્રેરી | મોટી રાયણ |
| ૨૭૨ ,, ભાનુચંદ્રભ્યુદય જ્ઞાન ભંડાર | મોટી ખાખર |
| ૨૭૩ ,, પદ્મતાગ જૈન જ્ઞાન ભંડાર | મહુવા |
| ૨૭૪ ,, જૈન જ્ઞાન ભંડાર | માંચેગાવ |
| ૨૭૫ ,, આત્માનંદ જૈન જ્ઞાન ભંડાર | માલેર કોટલા |
| ૨૭૬ ,, જ્ઞાન ભંડાર | મઢી |
| ૨૭૭ ,, જૈન જ્ઞાન ભંડાર | મહુડી |
| ૨૭૮ ,, જૈન જ્ઞાન ભંડાર | મોરબી |
| ૨૭૯ ,, સમેતશીખરજી તીર્થ ભંડાર | મધુબન |
| ૨૮૦ ,, મુધોળ જૈન જ્ઞાન ભંડાર | મુધોળ |
| ૨૮૧ ,, જ્ઞાન ભંડાર | મોટી સંઘોડી |
| ૨૮૨ ,, પ્રેમસૂરિ જ્ઞાન ભંડાર | મકાખાડ |
| ૨૮૩ ,, પ્રેમસૂરિ જ્ઞાન ભંડાર | માણેકપુર |

| | | | |
|---|---|---|---|
| ૨૮૪ શ્રી જ્ઞાન ભંડાર | મોઢેરા | ૩૧૪ શ્રી યુનીવરસીટી લાયબ્રેરી | મુંબઇ |
| ૨૮૫ ,, જ્ઞાન ભંડાર | મંડાર | ૩૧૫ ,, ધીરજલાલ ટોકરશી | મુંબઇ |
| ૨૮૬ ,, દેવેન્દ્રસાગરજી જ્ઞાન ભંડાર | મહેસાણા | (શ્રી સાહિત્ય વિકાસ મંડળ) | |
| C/o. યશોવિજયજી જૈન પાઠશાળા | | ૩૧૬ ,, બુદ્ધિમુનિજીગણી | મુંબઇ |
| ૨૮૭ ,, જૈન શ્રેયસ્કર મંડળ | મહેસાણા | ૩૧૭ ,, પં. પ્રવિણવિજયજી | મુંબઇ |
| ૨૮૮ ,, રાજમુનિ જ્ઞાન ભંડાર | મહેન્દ્રપુરી | ૩૧૮ ,, મુનિશ્રી મહિમાવિજયજી | મુંબઇ |
| ૨૮૯ ,, મુક્તિ કમલ મોહન પાઠશાળા | માણાવદર | ૩૧૯ ,, સારાભાઇ જ્ઞાન ભંડાર | મુંબઇ ચીંચબંદર |
| ૨૯૦ ,, જૈન મિશન પુસ્તકાલય | મદ્રાસ | ૩૨૦ ,, કુમરા સેવા સંઘ | મુંબઇ |
| ૨૯૧ ,, હેમસાગરસૂરિ જ્ઞાન ભંડાર | મુંબઇ | ૩૨૧ ,, વિશા ઓસવાલ શ્રેયસાધક સંઘ | મુંબઇ |
| ૨૯૨ ,, વાલકેશ્વર જૈન દેરાસર | મુંબઇ | ૩૨૨ ,, કચ્છી વિશા ઓસવાલ | મુંબઇ |
| ૨૯૩ ,, સેનમલ સંસ્કૃત બોર્ડ | મુંબઇ | ૩૨૩ ,, પાટણ જૈન મંડળ લાયબ્રેરી | મુંબઇ |
| ૨૯૪ ,, ઉપાધ્યાય વિનયસાગરજી | મુંબઇ | ૩૨૪ ,, કોટ જૈન ઉપાશ્રય ભંડાર | મુંબઇ |
| ૨૯૫ ,, ભારતીય વિદ્યા ભુવન | મુંબઇ | ૩૨૫ ,, જિનદત્તસૂરિ જ્ઞાન ભંડાર | મુંબઇ |
| ૨૯૬ ,, ગુજરાતી ફાર્બસ સભા | મુંબઇ | ૩૨૬ ,, પ્રવચન પૂજક સભા | મુંબઇ |
| ૨૯૭ ,, મોહનલાલ જૈન સેન્ટ્રલ લાયબ્રેરી | મુંબઇ | ૩૨૭ ,, અનંતનાથજી જૈન દેરાસર ભંડાર | મુંબઇ |
| ૨૯૮ ,, ગોડીજી જૈન જ્ઞાન ભંડાર | મુંબઇ | ૩૨૮ ,, મોહનલાલ જૈન લાયબ્રેરી | મુંબઇ |
| ૨૯૯ ,, રોયલ એશીઆટીક સોસાયટી | મુંબઇ | ૩૨૯ ,, આત્મવલ્લભ લાયબ્રેરી | અંધેરી–મુંબઇ |
| ૩૦૦ ,, પં. ધુરંધરવિજયજી | મુંબઇ | ૩૩૦ ,, ઘેલાભાઇ કપૂરચંદ | |
| ૩૦૧ ,, અભયસાગરજી | મુંબઇ | જૈન સેનેટેરીયમ | વીલેપાર્લે–મુંબઇ |
| ૩૦૨ ,, આ. પ્રેમસૂરિજી | મુંબઇ | ૩૩૧ ,, પ્રીયંકર વિજયજી જ્ઞાન ભંડાર | માટુંગા–મુંબઇ |
| ૩૦૩ ,, આ. હેમસાગરસૂરિજી | મુંબઇ | ૩૩૨ ,, અમરેન્દ્રસાગર ભંડાર | શાન્તાક્રુઝ–મુંબઇ |
| ૩૦૪ ,, મહાવીર જૈન વિદ્યાલય | મુંબઇ | ૩૩૩ ,, લબ્ધિસૂરિ જ્ઞાન ભંડાર | દાદર–મુંબઇ |
| ૩૦૫ પ્રો. બીપીન જીવણચંદ ઝવેરી | મુંબઇ | ૩૩૪ ,, સહસ્રફણા પાર્શ્વનાથ ભંડાર | માટુંગા–મુંબઇ |
| ૩૦૬ શેઠ જીવણચંદ સાકેરચંદ | મુંબઇ | ૩૩૫ ,, મહાવીર જૈન લાયબ્રેરી | માહીમ–મુંબઇ |
| ૩૦૭ પ્રોફેસર વેલનકર | મુંબઇ | ૩૩૬ ,, વનિતા જ્ઞાન ભંડાર | મુલુન્ડ–મુંબઇ |
| ૩૦૮ શેઠ મોતીચંદ મગનલાલ | મુંબઇ | ૩૩૭ ,, પ્રેમજી શાહ ભંડાર | મુંબઇ |
| ૩૦૯ ,, અમીચંદ ઝવેરચંદ | મુંબઇ | ૪૭૩ ,, શુભંકરવિજયજી જ્ઞાનભંડાર | મુંબઇ |
| ૩૧૦ ,, બાબુભાઇ નેમચંદ | મુંબઇ | ૩૩૮ ,, જૈન સંઘ ભંડાર | સુરબાડ |
| ૩૧૧ ,, નેમચંદ ગુલાબચંદ | મુંબઇ | ૩૩૯ ,, દર્શનવિજયજી ત્રિપુટી | ગેરદ |
| ૩૧૨ ,, તલકચંદ મોતીચંદ | મુંબઇ | ૩૪૦ ,, જ્ઞાન ભંડાર | માંડળ |
| ૩૧૩ ,, કેશરીચંદ હીરાચંદ | મુંબઇ | ૩૪૧ ,, જ્ઞાન ભંડાર | ભીયાગામ |

| | |
|---|---|
| ૩૪૨ શ્રી આત્માનંદ જૈન પાઠશાળા | મીયાગામ |
| ૩૪૩ ,, હરીલાલ ખેતશી | માડવી (કચ્છ) |
| ૩૪૪ ,, જ્ઞાન ભંડાર | માડવી |
| ૩૪૫ ,, જ્ઞાનસાગરજી ભંડાર | મહેન્દ્રપુર |
| ૩૪૬ ,, ચૈતસાગરજી જ્ઞાન ભંડાર | મહેન્દ્રપુર |
| ૩૪૭ ,, ઓરીએન્ટલ ઇન્સીટ્યુટ | માયસોર |
| ૩૪૮ ,, સુમતિનાથ લાયબ્રેરી | માયસોર |

ર

| | |
|---|---|
| ૩૪૯ ,, સાગર ગચ્છની પેઢી | રાધનપુર |
| ૩૫૦ ,, વીરવિજય જ્ઞાન ભંડાર | રાધનપુર |
| ૩૫૧ , વિજયભદ્રસૂરિ જ્ઞાન ભંડાર | રાધનપુર |
| ૩૫૨ ,, મોતીલાલ મુળજી પાઠશાળા ભંડાર | રાધનપુર |
| ૩૫૩ ,, વિકાસવિજય જ્ઞાન ભંડાર | રાધનપુર |
| ૩૫૪ ,, યશોવિજય જ્ઞાન ભંડાર | રાધનપુર |
| ૩૫૫ ,, હેમચંદ્રાચાર્ય જ્ઞાન ભંડાર | રાણી બેન્નુર |
| ૩૫૬ ,, કપુરવિજય જૈન પાઠશાળા ભંડાર | રાજપુર |
| ૩૫૭ , જ્ઞાન ભંડાર | રામપુરા ભંકોડા |
| ૩૫૮ , રાજગ્રહી જૈન તીર્થ ભંડાર | રાજગ્રહી |
| ૩૫૯ , શ્વે મૂર્તિપૂજક જૈન સંઘ | રાણપુર |
| ૩૬૦ ,, જ્ઞાન ભંડાર | રતલામ |
| ૩૬૧ , જ્ઞાન ભંડાર | રાજગઢ |
| ૩૬૨ , હીરસાગર લાયબ્રેરી | રાદેર |
| ૩૬૩ , પ્રીતિસૂરિ જ્ઞાન ભંડાર | રાદેર |
| ૩૬૪ ,, જૈન તપગચ્છ ભંડાર | રાજકોટ |

લ

| | |
|---|---|
| ૩૬૫ , નેશનલ લાયબ્રેરી | લંડન |
| ૩૬૬ , ઇન્ડીયા લાયબ્રેરી | લંડન |
| ૩૬૭ , જ્ઞાન ભંડાર | લીંબડી |
| ૩૬૮ ,, હરિસાગરસૂરિ જ્ઞાન ભંડાર | લોહાવટ |
| ૩૬૯ શ્રી ચંદ્રપ્રભુ જ્ઞાન મંદિર | લોહાવટ |
| ૩૭૦ ,, જૈન પુસ્તકાલય | લાગણજ |
| ૩૭૧ ,, આત્માનંદ જૈન જ્ઞાન ભંડાર | લુધિયાણા |
| ૩૭૨ ,, કુમુદસૂરિ જ્ઞાન ભંડાર | લીંચ |
| ૩૭૩ ,, પુણ્યવિજયજી જ્ઞાન ભંડાર | લીંચ |
| ૩૭૪ ,, જ્ઞાન ભંડાર | લુણાવાડા |
| ૩૭૫ ,, કનકસૂરિ જ્ઞાન ભંડાર | લાકડીયા |
| ૩૭૬ ,, જ્ઞાન ભંડાર | લાકડીયા |

વ

| | |
|---|---|
| ૩૭૭ ,, કંચનવિજયજી | વિજાપુર |
| ૩૭૮ , બુદ્ધિસાગરસૂરિ જ્ઞાન ભંડાર | વિજાપુર |
| ૩૭૯ ,, લબ્ધિસૂરિ જ્ઞાન ભંડાર | વડાલી |
| ૩૮૦ ,, ધર્મવિજયજી જ્ઞાન ભંડાર | વીરમગામ |
| ૩૮૧ , સૂરિલબ્ધિ જયંત શાસ્ત્ર સંગ્રહ | વાપી |
| ૩૮૨ ,, જૈન સંઘ ભંડાર | વઢવાણ |
| ૩૮૩ ,, જૈન જ્ઞાન મંદિર | વાસદ |
| ૩૮૪ , વૃદ્ધિધર્મ જ્ઞાન મંદિર | વનથીપુર |
| ૩૮૫ ,, જૈન લાયબ્રેરી | વેડન્યા |
| ૩૮૬ ,, નંદન જ્ઞાન મંદિર | વવાણીયા |
| ૩૮૭ , જિનાલય જ્ઞાન મંદિર | વવાણીયા |
| ૩૮૮ , જૈન લાયબ્રેરી | વારાહી |
| ૩૮૯ , આત્માનંદ ગુરૂકુળ | વરકાણા |
| ૩૯૦ ,, જ્ઞાન ભંડાર | વલસાડ |
| ૩૯૧ , જૈન જ્ઞાન ભંડાર | વડુ |
| ૩૯૨ ,, જૈન જ્ઞાન ભંડાર | વહેનાર |
| ૩૯૩ , લાયબ્રેરી ઓફ કોંગ્રેસ | વોશીંગ્ટન |
| ૩૯૪ ,, ધી નેશનલ લાયબ્રેરી | વોશીંગ્ટન |
| ૩૯૫ ,, તત્વજ્ઞાન પુસ્તકાલય | વિંછીયા |
| ૩૯૬ ,, વાઘાપદર દેરાસર | વાઘાપદર |
| ૩૯૭ ,, જ્ઞાન ભંડાર | વણોદ |

| | |
|---|---|
| ૩૯૮ શ્રી જૈન જ્ઞાન ભંડાર | વીસનગર |
| ૩૯૯ ,, જૈન જ્ઞાન ભંડાર | વરાડ |
| ૪૦૦ ,, જૈન જ્ઞાન ભંડાર | વડાલ |
| ૪૦૧ ,, જૈન જ્ઞાન ભંડાર | વડા |
| ૪૦૨ ,, ચંદનસાગરજી જ્ઞાન ભંડાર | વેજલપુર |
| ૪૦૩ ,, પ્રો. ભોગીલાલ સાંડેસરા | વડોદરા |
| ૪૦૪ ,, આત્મારામજી જ્ઞાન ભંડાર | વડોદરા |
| ૪૦૫ ,, તત્વજ્ઞાન વિદ્યાપીઠ ભંડાર | વડોદરા |
| ૪૦૬ ,, મુક્તિકમલ મોહન મંદિર | વડોદરા |
| ૪૦૭ ,, ઓરિયેન્ટલ ઇન્સ્ટીટયુટ (ગાયકવાડ) | વડોદરા |
| ૪૦૮ ,, પં. લાલચંદ ભગવાનદાસ | વડોદરા |

## સ

| | |
|---|---|
| ૪૦૯ ,, સાગર ગચ્છ કમિટી ભંડાર | સાણંદ |
| ૪૧૦ ,, જ્ઞાન ભંડાર | સારંગપુર |
| ૪૧૧ ,, ધર્મભક્તિ જ્ઞાન ભંડાર | સમી |
| ૪૧૨ ,; જ્ઞાન ભંડાર | સાંતલપુર |
| ૪૧૩ ,, કેશવાનંદ જ્ઞાન મંદિર | સાંગારીયા |
| ૪૧૪ ,, સાલડી જૈન જ્ઞાન ભંડાર | સાલડી |
| ૪૧૫ ,, સેવાડી જૈન ભંડાર | સેવાડી |
| ૪૧૬ ,, આત્મવલ્લભ ઉમંગ ભંડાર | સાબરમતી |
| ૪૭૪ ,, ચંદ્રોદયસાગર જ્ઞાન ભંડાર | ,, |
| ૪૧૭ ,, જૈન જ્ઞાન ભંડાર | સૈલાણા |
| ૪૧૮ ,, આદિનાથ જૈન વાંચનાલય | સુખેડા |
| ૪૧૯ ,, જૈન પાઠશાળા | સોલાપુર |
| ૪૨૦ ;, કંચન પુસ્તકાલય | સમૌઉ |
| ૪૨૧ ,, જૈન જ્ઞાન ભંડાર | સમૌઉ |

| | |
|---|---|
| ૪૨૨ શ્રી પં. કનકવિજયજી જ્ઞાન ભંડાર | સાવરકુંડલા |
| ૪૨૩ ,, ધર્મનાથ જૈન દેરાસર ભંડાર | સાવરકુંડલા |
| ૪૨૪ ,, જૈન સંઘ ભંડાર | સુરેન્દ્રનગર |
| ૪૨૫ ,, દર્શનવિજય ત્રિપુટી જ્ઞાન ભંડાર | સુરેન્દ્રનગર |
| ૪૨૬ ,, સાદડી સંઘ જ્ઞાન ભંડાર | સાદડી |
| ૪૨૭ ,, જૈન આનંદ પુસ્તકાલય | ગોપીપુરા–સુરત |
| ૪૨૮ ,, મોહનલાલજી જ્ઞાન ભંડાર ,, | સુરત |
| ૪૨૯ ,, જિનદત્તસુરિ જ્ઞાન ભંડાર ,, | સુરત |
| ૪૩૦ ,, હીરસાગર શાસ્ત્ર સંગ્રહ | હરીપુરા–સુરત |
| ૪૩૧ ,, લબ્ધિસુરિ જ્ઞાન ભંડાર | ગોપીપુરા–સુરત |
| ઠા. લલીતાંગ વિજય | |
| ૪૩૨ ,, દાનસુરિ ગ્રંથમાળા ,, | સુરત |
| ૪૩૩ ,, નેમચંદ મેળાપચંદ ઉપાશ્રય ભંડાર ,, | સુરત |
| ૪૩૪ ,, સુતરીયા ઉપાશ્રય છાપરીયા શેરી | છાપરીયા–સુરત |
| ૪૩૫ ,, છાપરીયા શેરી ઉપાશ્રય ,, | સુરત |
| ૪૩૬ ,, બાલુભાઇ અમરચંદ જ્ઞાન ભંડાર | વડાચૌટા–સુરત |
| ૪૩૭ આ. શ્રી જંબુસુરિજી | સુરત |
| ૪૩૮ આ. શ્રી ચંદ્રસાગરસુરિજી | સુરત |
| ૪૩૯ શ્રી જંબુવિજયજી | સુરત |
| ૪૪૦ ,, પં. ભદ્રંકર વિજયજી | સુરત |
| ૪૪૧ ,, પં માનવિજયજી | સુરત |
| ૪૪૨ ,, પ્રોફેસર મપાટા | સુરત |
| ૪૪૩ ,, મહેતા પ્રીનરીપાલ | સુરત |
| ૪૪૪ ,, હીરાલાલ રસીકલાલ કાપડીયા | સુરત |
| ૪૪૫ ,, આ. કસ્તુરીસુરિજી | સુરત |
| ૪૪૬ ,, હીમાંસુસાગર પુસ્તકાલય | સુરત |
| ૪૪૭ ,, સગરામપુરા જ્ઞાન ભંડાર | સુરત |

૪૪૮ શ્રી મુનિશ્રી લલીતાંગ વિજયજી. સુરત

૪૪૯ ,, પાર્શ્વનાથ પુસ્તકાલય સુરતગઢ

## શ

૪૫૦ ,, ધીરતત્વ પ્રકાશ મંડળ શીવપુરી

૪૫૧ ,, અમરવિજય જ્ઞાન ભંડાર શાનોર

૪૫૨ ,, જયવિજય જ્ઞાન મંદિર શીરોહી

૪૫૩ ,, જ્ઞાન ભંડાર શામખીઆલ

## હ

૪૫૪ શ્રી જૈન મૂર્તિપૂજક સંઘ લાયબ્રેરી હળવદ

૪૫૫ ,, ચત્રભુજ તેજપાળ જ્ઞાન મંદિર હુબલી

૪૫૬ ,, જૈન પાઠશાળા હારીજ

૪૫૭ ,, આત્માનંદ જૈન જ્ઞાન ભંડાર હોંશીયારપુર

૪૫૮ ,, જૈન જ્ઞાન ભંડાર હાથસણુ

૪૫૯ ,, આચાર્ય યશોદેવસૂરિ જ્ઞાન ભંડાર હીંગનઘાટ

૪૬૦ ,, જૈન પાઠશાળા હરસોલ

૪૬૧ ,, હરસોલ જૈન બોર્ડીંગ હીંમતનગર



| | |
|---|---|
| ૩૯૮ શ્રી જૈન જ્ઞાન ભંડાર | વીસનગર |
| ૩૯૯ ,, જૈન જ્ઞાન ભંડાર | વરાડ |
| ૪૦૦ ,, જૈન જ્ઞાન ભંડાર | વડાલ |
| ૪૦૧ ,, જૈન જ્ઞાન ભંડાર | વડા |
| ૪૦૨ ,, ચંદનસાગરજી જ્ઞાન ભંડાર | વેજલપુર |
| ૪૦૩ ,, પ્રો. ભોગીલાલ સાંડેસરા | વડોદરા |
| ૪૦૪ ,, આત્મારામજી જ્ઞાન ભંડાર | વડોદરા |
| ૪૦૫ ,, તત્વજ્ઞાન વિદ્યાપીઠ ભંડાર | વડોદરા |
| ૪૦૬ ,, મુક્તિકમલ મોહન મંદિર | વડોદરા |
| ૪૦૭ ,, ઓરિયેન્ટલ ઇન્સ્ટીટ્યુટ (ગાયકવાડ) | વડોદરા |
| ૪૦૮ ,, પં. લાલચંદ ભગવાનદાસ | વડોદરા |

## સ

| | |
|---|---|
| ૪૦૯ ,, સાગર ગચ્છ કમિટી ભંડાર | સાણંદ |
| ૪૧૦ ,, જ્ઞાન ભંડાર | સારંગપુર |
| ૪૧૧ ,, ધર્મભક્તિ જ્ઞાન ભંડાર | સમી |
| ૪૧૨ ,; જ્ઞાન ભંડાર | સાંતલપુર |
| ૪૧૩ ,, કેશવાનંદ જ્ઞાન મંદિર | સાંગારીયા |
| ૪૧૪ ,, સાલડી જૈન જ્ઞાન ભંડાર | સાલડી |
| ૪૧૫ ,, સેવાડી જૈન ભંડાર | સેવાડી |
| ૪૧૬ ,, આત્મવલ્લભ ઉમંગ ભંડાર | સાબરમતી |
| ૪૭૪ ,, ચંદ્રોદયસાગર જ્ઞાન ભંડાર | ,, |
| ૪૧૭ ,, જૈન જ્ઞાન ભંડાર | સૈલાણા |
| ૪૧૮ ,, આદિનાથ જૈન વાંચનાલય | સુખેડા |
| ૪૧૯ ,, જૈન પાઠશાળા | સોલાપુર |
| ૪૨૦ ;, કંચન પુસ્તકાલય | સમોઉ |
| ૪૨૧ ,, જૈન જ્ઞાન ભંડાર | સમોઉ |

| | |
|---|---|
| ૪૨૨ શ્રી પં. કનકવિજયજી જ્ઞાન ભંડાર | સાવરકુંડલા |
| ૪૨૩ ,, ધર્મનાથ જૈન દેરાસર ભંડાર | સાવરકુંડલા |
| ૪૨૪ ,, જૈન સંઘ ભંડાર | સુરેન્દ્રનગર |
| ૪૨૫ ,, દર્શનવિજય ત્રિપુટી જ્ઞાન ભંડાર | સુરેન્દ્રનગર |
| ૪૨૬ ,, સાદડી સંઘ જ્ઞાન ભંડાર | સાદડી |
| ૪૨૭ ,, જૈન આનંદ પુસ્તકાલય | ગોપીપુરા–સુરત |
| ૪૨૮ ,, મોહનલાલજી જ્ઞાન ભંડાર | ,, સુરત |
| ૪૨૯ ,, જિનદત્તસૂરિ જ્ઞાન ભંડાર | ,, સુરત |
| ૪૩૦ ,, હીરસાગર શાસ્ત્ર સંગ્રહ | હરીપુરા–સુરત |
| ૪૩૧ ,, લબ્ધિસૂરિ જ્ઞાન ભંડાર<br>હા. લલીતાંગ વિજય | ગોપીપુરા–સુરત |
| ૪૩૨ ,, દાનસૂરિ ગ્રંથમાળા | ,, સુરત |
| ૪૩૩ ,, નેમચંદમેળાપચંદ ઉપાશ્રય ભંડાર ,, | સુરત |
| ૪૩૪ ,, સુતરીયા ઉપાશ્રય છાપરીયા શેરી | છાપરીયા–સુરત |
| ૪૩૫ ,, છાપરીયા શેરી ઉપાશ્રય | ,, સુરત |
| ૪૩૬ ,, બાલુભાઇ અમરચંદ જ્ઞાન ભંડાર | વડાચૌટા–સુરત |
| ૪૩૭ આ. શ્રી જંબુસૂરિજી | સુરત |
| ૪૩૮ આ. શ્રી ચંદ્રસાગરસૂરિજી | સુરત |
| ૪૩૯ શ્રી જંબુવિજયજી | સુરત |
| ૪૪૦ ,, પં. ભદ્રંકર વિજયજી | સુરત |
| ૪૪૧ ,, પં માનવિજયજી | સુરત |
| ૪૪૨ ,, પ્રોફેસર મપાટા | સુરત |
| ૪૪૩ ,, મહેતા પ્રીનસીપાલ | સુરત |
| ૪૪૪ ,, હીરાલાલ રસીકલાલ કાપડીયા | સુરત |
| ૪૪૫ ,, આ કસ્તુરીસૂરિજી | સુરત |
| ૪૪૬ ,, હીમાંસુસાગર પુસ્તકાલય | સુરત |
| ૪૪૭ ,, સગરામપુરા જ્ઞાન ભંડાર | સુરત |

# જૈન સજ્ઝાયો ઉર્ફે સજ્ઝાયમાળા



★ લેખક શ્રી ડાહ્યાભાઈ મોતીચંદ વકીલ : સુરત ★

સજ્ઝાય શબ્દનો અર્થ સદ્ધ્યાન એટલે સારુ ધ્યાન થાય છે સજ્ઝાયને સ્વાધ્યાય પણ કોઈ કોઈ વખત કહેવામાં આવે છે સ્વાધ્યાય શબ્દનો અર્થ અભ્યાસ કરવો એવો થાય છે પ્રથમ આપણા પૂર્વાચાર્યોએ એટલે ગણધરોએ આગમોની રચના કરી મુખ્યત્વે તે આગમો માગધી ભાષામાં હતા તે વખતે બિહાર (મગધ) વગેરે પ્રાંતોમાં તે ભાષા પ્રચલિત હતી ત્યારપછી તે ભાષાનું સ્થાન સંસ્કૃત ભાષાએ લીધું ત્યારબાદ ગુજરાતી, હિન્દી વગેરે ભાષાઓ પ્રચારમાં આવી જે અત્યારે ચાલુ છે આ પ્રમાણે મગધયુગ સંસ્કૃતયુગ અથવા બ્રાહ્મણયુગ અને ગુજરાતી યુગ એવા ત્રણ વિભાગો પાડી શકાય એ દરેક યુગમા આપણા પૂર્વાચાર્યોએ સ્વપરહિતના કલ્યાણ માટે જુદા જુદા પુસ્તકોની રચનાઓ કરી

જૈનધર્મ પણ પૂર્વમાંથી પશ્ચિમ દેશોમાં અને પછી ગુજરાતમાં આવ્યો છેલ્લા પદરમા સૈકાથી ગુજરાતી ભાષાનો યુગ કહી શકાય એ દરમ્યાન આપણા પૂર્વાચાર્યોએ અપભ્રંશ ગુજરાતી વગેરે ભાષાઓમાં માગધી અને સંસ્કૃત ગ્રંથો ઉપરથી ચરિત્રો, રાસો સજ્ઝાયો છંદો લાવણીઓ, દુહાઓ, ચૈત્યવંદનો સ્તવનો, ચોવીશીઓ વીશીઓ, ચોપાઈઓ વગેરેના રૂપમાં આપણા શાસ્ત્રોમા આવેલ સિદ્ધાંતો અને ચરિત્રો કથાઓ વગેરેના જુદા જુદા રૂપમાં ગુંથણી કરી એ પ્રમાણે સજ્ઝાયોની પણ રચનાઓ કરી

૧૫મા સૈકાથી ૧૮મા સૈકા સુધીની એવી પ્રાચીન અને પૂર્વાચાર્યોની સજ્ઝાયો મળી આવે છે જુદા જુદા સજ્ઝાયમાળાના ગ્રંથોમાથી તારવતાં લગભગ ૩૦૦ની સખ્યાની સજ્ઝાયો મળી આવે છે જેમ રાસાઓ વગેરેની લગભગ ૮૦૦ થી ૧૦૦૦ ની સખ્યા મળી આવે છે તેમ સજ્ઝાયોની સખ્યા ૩૦૦ થાય છે તેમાં મુખ્યત્વે જ્ઞાનવિમળ ઉર્ફે નયવિમળની ૭૫, ઉદયરત્નની ૫૦, રૂપવિજયજીની ૧૫, સમયસુંદરની ૧૫, યશોવિજયજીની ૧૦ (અઢાર પાપસ્થાનક, અગિયાર અંગ આઠ દૃષ્ટિ વગેરેની જુદી જુદી ગણતાં વધારે થાય) મેરુવિજયજીની ૧૦, જીનહર્ષની ૮ વીરવિજયજીની ૮, લબ્ધિવિજયજીની ૮, સકલચંદની ૫, પદ્મવિજયજીની ૫ ક્ષમાકલ્યાણની ૫ બીજાઓની ૪-૩-૨-૧ અનુક્રમે મળી આવે છે એકદર સખ્યા ૨૭૫ થી ૩૦૦ થાય છે કેટલીક સજ્ઝાયો તો એવી સરસ હોય છે કે ગાનાર બરાબર હોય તો પ્રતિક્રમણાદિ પ્રસગોએ બહુ આલ્હાદ અને આનંદ ઉપજાવે છે રાસાઓ અને સજ્ઝાયો વગેરે સગીત સાથે ગાવામાં આવે તો કેવુ સારું સજ્ઝાયમાળાના ઘણા પુસ્તકો અત્યાર સુધીમા છપાયા છે તેમાં કોઈમાં ફક્ત સજ્ઝાયોના નામો જ આપવામાં આવ્યા હોય છે તો કોઈકમાં નામો અને પ્રતીકો સાથે આપ્યા હોય છે તો કોઈકમાં સજ્ઝાયના નામો અને કર્તાના નામો આપ્યાં છે પરંતુ બધુ એકી સાથે કોઈ પણ પુસ્તકમાં આપેલુ જોવામાં આવતુ નથી

સજ્ઝાયો મુખ્યત્વે બે વિભાગમાં વહેચી નાખવામાં આવી હોય છે સતાસતીઓ મહાપુરુષો અને જુદા જુદા વિષયો એમ બે વિભાગમાં મુખ્યત્વે વહેચેલી જોવામાં આવે છે હવે એક જ વિષય ઉપર અને એક જ સતાસતી અને મહાપુરુષો ઉપર જુદા જુદા આચાર્યોએ જુદી જુદી સજ્ઝાયો જુદી જુદી સાલોમાં

# સત્‌શાસ્ત્રનો ઉપકાર+

卐

[ લેખકઃ— ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા, એમ. બી. બી. એસ., મુંબઇ ]

"પ્રાણીમાત્રનો રક્ષક બંધવ અને હિતકારી એવો કોઇ ઉપાય હોય તો તે શ્રી વીતરાગનો ધર્મ છે."

—શ્રીમદ્ રાજચંદ્રજી

**સતશાસ્ત્રને ઉપમા**

જીવમાત્રના હિતસ્વી વીતરાગધર્મના નિરૂપક વીતરાગ સત્‌શાસ્ત્ર જ છે. વિશ્વકલ્યાણકારી આ સત્‌શાસ્ત્રનો ઉપકાર અમાપ છે. તેને જેટલી ઉપમા આપીએ તેટલી ઓછી છે. શાસ્ત્ર એ અહિતમાથી નિવર્તાવી હિતમા પ્રવર્તાવનાર સન્મિત્ર–'કલ્યાણ મિત્ર' છે. શાસ્ત્ર એ અપાર ભવસાગરમાંથી જીવને પાર ઉતારનારી નૌકા છે. શાસ્ત્ર એ શિવસુખની જન્મદાત્રી જનની છે. મહર્ષિ **શ્રી હરિભદ્રાચાર્યજીએ યોગબિંદુમાં** * કહ્યું છે તેમ 'શાસ્ત્ર એ પાપ–આમયનું ઔષધ છે, શાસ્ત્ર એ પુણ્યનું નિબંધન છે, શાસ્ત્ર એ સર્વત્ર ગમન કરનારૂ ચક્ષુ છે, શાસ્ત્ર એ સર્વ અર્થનું સાધન છે.' અથવા દર્શનપ્રભાવક **મોક્ષમાળા** (બાલાવબોધ) ગ્રંથમા પરમ ભાવોલ્લાસથી 'જિનેશ્વરની વાણી'ની સ્તુતિ કરતાં **પરમ તત્ત્વદૃષ્ટા શ્રીમદ્ રાજચંદ્રજીએ** પ્રકાશ્યું છે તેમ એને ઉપમા આપવાની તમા રાખવી તે વ્યર્થ છે, અર્થાત્ એ અનુપમેય હોઈ એને ઉપમા આપી શકાય એમ નથી.

**શાસ્ત્રનો વ્યુત્પત્ત્યર્થ**

શાસ્ત્ર એટલે શાસ્તા પુરુષનું, આપ્ત પ્રમાણભૂત જ્ઞાની પુરુષનું વચન. જીવને મોક્ષમાર્ગ સંબંધી જે શાસન–આજ્ઞા કરે અને ભવભયથી ત્રાણ–રક્ષણ કરે તે 'શાસ્ત્ર', એવો તેનો વ્યુત્પત્તિ અર્થ જ તેનું પરમ ઉપકારીપણું સૂચવે છે અને આવુ શાસ્ત્ર તો નિર્દોષ એવા વીતરાગ સર્વજ્ઞનું જ વચન હોઈ શકે, બીજા કોઈનું નહિ. 'અધ્યાત્મોપનિષદ્'મા ન્યાયાચાર્ય મહર્ષિ

---

+ લેખકના મહાવબોધ મોક્ષમાળા ગ્રંથ (પ્રગટ થયેલ) અંતર્ગત આ લેખ અત્ર કંઈક વિસ્તારીને આપ્યો છે.

* "पापामयौषधं शास्त्रं शास्त्रं पुण्यनिबन्धनम्। चक्षुः सर्वत्रगं शास्त्रं शास्त्रं सर्वार्थसाधनम्॥"

—શ્રી યોગબિન્દુ

"અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે;
સકલ જગત હિતકારિણી હારિણી મોહ,
તારિણી ભવાબ્ધિ મોક્ષચારિણી પ્રમાણી છે;
ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ મપાઇ મેં માની છે;
અહો! રાજચંદ્ર! બાળ ખ્યાલ નથી પામતા એ,
જિનેશ્વર તણી વાણી જાણી તેણે જાણી છે."

—શ્રીમદ્ રાજચંદ્ર પ્રણીત મોક્ષમાળા

શ્રી યશોવિજયજીએ એમ જ કહ્યું છે.

"शासनात्त्राणशक्तेश्च बुद्धैः शास्त्रं निरुच्यते।
वचनं वीतरागस्य तच्च नान्यस्य कस्यचित्" ॥

—શ્રી યશોવિજયજી

કારણકે જેનાં રાગ-દ્વેષ-મોહાદિ દોષ અને જ્ઞાન-દર્શન આવરણ ટળ્યાં છે, તે જ પુરુષ 'આપ્ત'
કહેવા યોગ્ય છે જ્ઞાનને આવરણ હોય તો અપૂર્ણ જ્ઞાનને લીધે તેનું વચન અસત્ય પણ હોય ને તેના પર
વિશ્વાસ મૂકી શકાય નહિ; અને રાગ-દ્વેષ-મોહાદિ હોય તો તેથી પણ અસત્ય વદવાનો
**આપ્ત વચન** પ્રસંગ આવે, એટલે પણ વિશ્વાસ રાખી શકાય નહિ. પણ નિરાવરણ જ્ઞાન હોય અને
રાગ-દ્વેષ રહિતપણું-નિર્દોષપણું હોય, તો જ તેનું વચન સંપૂર્ણ સત્ય હોઇ પરમાર્થે
વિશ્વાસપાત્ર-આપ્ત હોય; **શ્રીમદ્ રાજચંદ્રજીએ મોક્ષમાળામા** લખ્યું છે તેમ 'નિર્દોષ નરનું કથન માનો,
તેહ જેણે અનુભવ્યુ.' એટલે જે કોઇ સર્વજ્ઞ વીતરાગ હોય તેજ આપ્ત છે ને તેનું જ વચન આપ્ત છે, અર્થાત્
પરમ પ્રમાણભૂત હોઈ પરમાર્થે આપ્ત-પરમ વિશ્વાસપાત્ર છે અને આવુ જે આપ્ત વચન તે જ 'આગમ'
અથવા વિશ્વાસપાત્ર એવુ શાસ્ત્ર છે આ અંગે **મહર્ષિ શ્રી સમંતભદ્રાચાર્યજીએ 'આપ્તમીમાંસા'**મા
કહ્યું છે કે-

"दोषावरणयोर्हानिर्निःशेषास्त्यतिशायनात्।
क्वचिद्यथा स्वहेतुभ्यो बहिरन्तर्मलक्षयः ॥

—આપ્તમીમાંસા.

આમ સત્ સ્વરૂપને પ્રાપ્ત થયેના સત્પુરુષનુ સત્વચન તે જ સત્શાસ્ત્ર અથવા સદાગમ છે અને તે જ
વસ્તુનું સત્સ્વરૂપ બોધી જીવનું સાચું કલ્યાણ કરવાને સમર્થ હોય છે, કારણ કે મહાયોગબલસંપન્ન તે તે
મહાગુરુઓનો ચૈતન્ય સ્વરૂપ આત્મા અક્ષર સ્વરૂપે વ્યક્ત થઇ તેમની કૃતિઓમા
પ્રગટપણે અક્ષર સ્વરૂપે રહ્યો છે. પ્રત્યક્ષ આત્મજ્ઞાની વીતરાગ સદ્ગુરુના વિરહે આવા
**સતશાસ્ત્રનુ** પરોક્ષ આત્મજ્ઞાની સદ્ગુરુઓના વચનનુ અવલંબન જીવને શ્રેયસ્કર થઈ પડે છે;
**શ્રેયસ્કરપણું** અથવા સદ્ગુરુની આજ્ઞાએ આત્માદિ અસ્તિત્વના નિરૂપક આ સતશાસ્ત્ર સુપાત્ર
અથવા સદ્ગુરુની આજ્ઞાએ આત્માદિ અસ્તિત્વના નિરૂપક આ સતશાસ્ત્ર સુપાત્ર
જીવને પરમ ઉપકારી આધારભૂત થઈ પડે છે. આમ 'આત્મા સમજવા અર્થે શાસ્ત્રો ઉપકારી છે અને તે પણ
સ્વચ્છંદ રહિત પુરુષને.'

અત્રે 'સત્' શાસ્ત્ર એમ જે કહ્યુ છે તે અસત્શાસ્ત્રનો વ્યવચ્છેદ કરવા માટે છે, કારણ કે સત્
શાસ્ત્ર જ જીવને ઉપકારી થાય છે, અસત્શાસ્ત્ર તો ઉપકારી નહિ પણ અપકારી થાય છે. રાગ-દ્વેષ-મોહની
વૃદ્ધિ કરનારૂ અસત્શાસ્ત્ર તો મનને વ્યામોહ પમાડી, વિષયથી વ્યાકુલ કરી મોહસાગરમા
**'સત્' શાસ્ત્ર** ડૂબાડી દે છે. **મહર્ષિશ્રી શુભચંદ્રાચાર્યજીએ 'જ્ઞાનાર્ણવ'** મા કહ્યું છે તેમ
**અમૃત: કુશાસ્ત્ર વિષ** ક્ષણભર કાનને મીઠું મીઠું લાગે, પણ પછી તો અવિદ્યાનુ ઝેર દેનારી જીવને
મૂર્છિત કરે છે' એવા અસતશાસ્ત્રનુ આત્માર્થીને શુ પ્રયોજન? જગતપૂજ્ય એવુ
સતશાસ્ત્ર અમૃત છોડી કુશાસ્ત્ર વિષથી આત્મ-વિડંબના કોણ કરે? વળી **યોગબિંદુમાં મહર્ષિ શ્રી**
હરિભદ્રાચાર્યજીએ ભાખ્યું છે તેમ 'અર્થ-કામની બાબતમા લોકો વિના ઉપદેશે પણ પટુ હોય છે,' વગર
શિખવ્યે પણ આપોઆપ પ્રવર્તે છે, પણ ધર્મની બાબતમા તો શાસ્ત્રોપદેશ વિના પ્રવૃત્તિ ઘટતી નથી. માટે
તેમા શાસ્ત્રને જ પ્રમાણભૂત ગણી તદુક્ત વિધિ અનુસાર મુમુક્ષુ આદરથી પ્રવર્તે એ જ એને આત્મહિતનો હેતુ છે.

"उपदेशं विनाप्यर्थकामौ प्रति पटुर्जनः ।
धर्मस्तु न विना शास्त्रादिति तत्रादरो हितः" ॥

—શ્રી યોગબિંદુ

**શાસ્ત્રદીપક વિના અંધારૂં**

કારણ કે આ કરવું તે આ ન કરવું એમ આત્મપદાર્થને અવિરોધરૂપ વિધિ-નિષેધ-જે દાખવે છે એવું સત્‌શાસ્ત્ર જ મોહાંધકારભર્યા આ લોકમાં આલોક (પ્રકાશ) કરનારો દીવો છે. અંધકારવાળા ઘરમાં દીવો થતાં જેમ તત્ક્ષણ અંધકાર નષ્ટ થઈ ત્યાં રહેલા સર્વ પદાર્થ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે, તેમ સત્‌આગમરૂપ દીવો ત્રિલોકીગૃહમાંરહેલા સર્વ પદાર્થસાર્થનું યથાર્થ દર્શન કરાવે છે અને કર્મભાવરૂપ અજ્ઞાન અંધકારને આત્મભાવરૂપ જ્ઞાનપ્રકાશ વડે નષ્ટ કરે છે. સત્‌શાસ્ત્ર એ અજ્ઞાનાંધજનોને તત્ત્વદૃષ્ટિ અર્પનારૂં જ્ઞાનચક્ષુ છે. આ દિવ્ય નયનથી જ સન્માર્ગનું સમ્યગ્‌દર્શન થાય છે; આ પરમાર્થદૃષ્ટિ વિના તો બધુંય અંધારૂં છે, 'આંખ વિનાનું અંધારૂં રે.' આ આધ્યાત્મિક તત્ત્વદૃષ્ટિના ઉન્મીલન વિનાની જે સત્‌શાસ્ત્રનિરપેક્ષ ધર્મક્રિયા છે તે પણ **શ્રી હરિભદ્રસૂરિજી**ના શબ્દોમાં 'અંધપ્રેક્ષાક્રિયાતુલ્ય' છે, કારણ કે અંધપણાને લીધે માર્ગ ન દેખતો આંધળો ઉન્માર્ગે જઈ જેમ ઊંડા ખાડામાં પડી જાય, તેમ દૃષ્ટિઅંધપણાને લીધે સન્માર્ગ નહિ દેખતો અજ્ઞાની જીવ ઉન્માર્ગે ગમન કરી દુર્ગતિરૂપ ગર્તામાં-ખાડામાં પડી જાય છે, પણ સત્‌શાસ્ત્રનું અવલંબન જીવને હસ્તાવલંબરૂપ થઈ પડી દુર્ગતિમાં પડતો અટકાવે છે અને તેને સદ્ધર્મમાં ધારી રાખી આત્મઉન્નતિને પંથે ચઢાવે છે.

"न यस्य भक्तिरेतस्मिंस्तस्य धर्मक्रियापि हि ।
अंधप्रेक्षाक्रियातुल्या कर्मदोषादसत्फला ॥"

—શ્રી યોગબિંદુ

**શાસ્ત્ર ભોમિયો**

સત્‌શાસ્ત્ર એ ભવઅરણ્યમાં ભૂલા પડેલા જીવ-પથિકને ઉત્તમ માર્ગદર્શક ભોમિયો છે, મોક્ષમાર્ગના પ્રવાસીને દિશાદર્શન કરાવનારો પરમ સહાયક સોબતી છે. તેની આજ્ઞા પ્રમાણે શ્રદ્ધાપૂર્વક ચાલતા માર્ગનું અવિકલ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેની સહાયથી માર્ગ દેખતો દેખતો સિંહશિશુ સમો મુમુક્ષુ મોક્ષમાર્ગે નિર્ભયપણે પ્રગતિ કરતો જાય છે. આમ આગળ ને આગળ પ્રયાણ કરતો તે ભયાનક અટવી વટાવી જઈને સુંદર રાજમાર્ગ પર આવી જાય છે, એટલે આગળનો મોક્ષસ્થાન ભણીનો રસ્તો ચોખ્ખે ચોખ્ખો દેખાય છે. એટલે પછી શાસ્ત્ર-ભોમિયાના 'દિગ્દર્શન' પ્રમાણે તે અનુભવ-મિત્રની સહાયથી આત્મસામર્થ્ય યોગથી આગળ વધી મોક્ષસ્થાને પહોંચે છે.

"पदमात्रं हि नान्वेति शास्त्रं दिग्दर्शनोत्तरम् ।
ज्ञानयोगो मुनेः पार्श्वमाकैवल्यं न मुञ्चति" ॥

—શ્રી યશોવિજયજી કૃત અધ્યાત્મોપનિષદ્

"દિશિ દેખાડી રે શાસ્ત્ર સવિ રહે, ન લહે અગોચર વાત;
કારજ સાધકબાધક રહિત જે, અનુભવ મિત્ત વિખ્યાત
વીર જિનેશ્વર પરમેશ્વર જયો."

—શ્રી આનંદઘનજી

સત્શાસ્ત્ર એ ભવરોગનો નાશ કરનારી દિવ્ય ઔષધિ અથવા અમૃત સંજીવની છે, એટલે ભવરોગનું નિવારણ ઇચ્છનારે 'જ્ઞાનીના વચનો વિષયનું વિરેચન કરાવનારા છે' એમ જાણી, તે પરમશાંતરસમૂળ વીતરાગ વચનામૃતોનું નિરંતર સેવન કરવા યોગ્ય છે, કારણકે રાગ-દ્વેષ, મોહરૂપ ત્રિદોષથી આ જીવને સત્ સ્વરૂપથી નિપાતરૂપ સન્નિપાત લાગુ પડ્યો છે. વીતરાગરૂપ સદ્વૈદ્યે સત્શાસ્ત્રમાં નિરૂપણ કરેલી રત્નત્રયીરૂપ માત્રાનું જીવ જેમ જેમ સેવન કરે, તેમ તેમ તેનો આ ત્રિદોષ સન્નિપાત અવશ્ય દૂર થાય છે અને તેને આત્મામાં સ્થિરતારૂપ સ્વાસ્થ્ય-આરોગ્ય લાભ પ્રાપ્ત થતો જાય છે. પરમશાંત સુધારસ જેનું મૂળ છે એવી આ શ્રુત ઔષધિની શક્તિ અમૃત જેવી છે. અમૃત જેમ મરેલાને કે મૂર્છિતને જીવાડે છે, સંજીવન કરે છે, અમર કરે છે, તેમ અમૃતસમી આ શ્રુતશક્તિ જીવને જીવાડે છે, સંજીવન કરે છે, પરમાર્થમય ભાવજીવન બક્ષે છે અને ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણમાંથી ઉગારી અમૃતત્વ આપે છે, યાવત્ મોક્ષફળ પ્રાપ્ત કરાવે છે. આ અંગે પરમતત્ત્વદ્રષ્ટા શ્રીમદ્ રાજચંદ્રના ટંકોત્કીર્ણ વચનામૃત છે કે—

**શાસ્ત્ર ઔષધિ:**
**અમૃત સંજીવની**

'જેમ છે તેમ નિજસ્વરૂપ પ્રકાશે ત્યાં સુધી નિજ સ્વરૂપના નિદિધ્યાસનમાં સ્થિર રહેવાને જ્ઞાની પુરુષના વચનો આધારભૂત છે, એમ પરમ પુરુષ શ્રી તીર્થંકરે કહ્યું છે તે સત્ય છે. બારમે ગુણસ્થાનકે વર્ત્તતા આત્માને નિદિધ્યાસનરૂપ ધ્યાનમાં શ્રુતજ્ઞાન એટલે મુખ્ય એવા જ્ઞાની વચનોનો આશય ત્યાં આધારભૂત છે. એવું પ્રમાણ જિનમાર્ગને વિષે વારંવાર કહ્યું છે. બોધિબીજની પ્રાપ્તિ થયે નિર્વાણમાર્ગની યથાર્થ પ્રતીતિ થયે પણ તે માર્ગમાં યથાસ્થિત સ્થિતિ થવાને અર્થે જ્ઞાની પુરુષનો આશ્રય મુખ્ય સાધન છે અને તે છેક પૂર્ણ દશા થતાં સુધી છે. નહીં તો જીવને પતિત થવાનો ભય છે એમ માન્યું છે.''

—શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક ૪૮૭

કારણ કે જલથી જેમ વસ્ત્રનો મેલ દૂર થાય, તેમ શ્રુત જલથી આત્માનો અંતરનો ભાવમલ દૂર થતો જાય છે, ચિત્તરત્ન શુદ્ધ થતું જાય છે. માટે 'શાંતરસનું જેમાં મુખ્યપણું છે, શાંતરસના હેતુએ જેનો સમસ્ત ઉપદેશ છે, સર્વે રસ શાંતરસ ગર્ભિત જેમાં વર્ણવ્યા છે એવા શાસ્ત્રનો પરિચય તે સત્શ્રુતનો પરિચય છે' તે મુમુક્ષુએ અવશ્ય કર્ત્તવ્ય છે. પરમ શાંત સ્વરૂપ વીતરાગના વદનહિમાદ્રિમાંથી નિકળેલી અને શાંત સુધારસના કલ્લોલો ઉછાળતી શ્રુતગંગાના નિર્મલ નીરમાં જે નિમજ્જન કરે છે, તે આત્મા શીતલ, શુચિ અને શાંત થાય છે અને તે દિવ્ય સરિતાની અખંડ શાંતવાહિતાના પ્રવાહમાં તણાતો જઈ પરમાત્માસ્વરૂપ સમુદ્રને મળે છે.

**શ્રુતગંગાનિમજ્જન:**
**પરમાત્મસમુદ્ર**
**સંમિલન**

જિનવદન હિમાદ્રિ ઉદ્ભવ સ્થાન જેનું,
ગણધર હૃદ શીર્ષે વિર્ધ ઉત્થાન જેનું,
સુરસ સલિલપૂર્ણા સેવ સૂરો નગેને,
ભગવતી શ્રુત ગંગા, રક્ષજો તે અમોને!

—યોગદૃષ્ટિ કળશકાવ્ય (સ્વરચિત)

# આગમસાહિત્ય અને આપણે

[ લેખક-શ્રી મોહનલાલ દી. ચોકસી ]

'**દેવાનંદ સુવર્ણાંક**'મા સાહિત્ય સબંધી વાત શોભે એ મુદ્દો ધ્યાનમાં રાખી આજના વિદ્યમાન સાહિત્યના મૂળ સ્રોત પ્રતિ દૃષ્ટિ દોડાવતા એ તો દિના જેવુ સ્પષ્ટ જણાય છે કે ચરમ તીર્થપતિ **શ્રી મહાવીરદેવે** પ્રથમ ગણધર **શ્રી ઇંદ્રભૂતિ ગૌતમ**ને જુદા જુદા પ્રસગે જે જે વિષયો ઉપર પ્રવચન આપેલ તે સર્વની ગૂથણીનુ કાર્ય ગણધર મહારાજાએ કર્યું અને એ **દ્વાદશાંગી** તરીકે પ્રસિદ્ધિને પામ્યુ. અંગની શરૂઆતમા જે પ્રયોગ દૃષ્ટિગોચર થાય છે તે આ પ્રમાણે જોવાય છેઃ-

'હે જબુ ! ભગવત શ્રી વર્ધમાને ગણધર મુખ્ય શ્રી ગૌતમ સ્વામીને પદાર્થોનુ સ્વરુપ જે રીતે સમજાવ્યુ તે પ્રમાણે તને હું (સુધર્મા સ્વામી) કહુ છું.'

અતિમ જિનની પાટ સાચવનાર અતેવાસી એવા પાચમા ગણધર શ્રી સુધર્મા સ્વામીના આ વચનો પૂર્વે કહી ગયા તે વાતની પ્રતીતિરૂપ છે. બારમુ **દૃષ્ટિવાદ અગ** જે વિચ્છેદ ગયેલ છે અને બાકી **અગિયાર અંગો** જે હાલ જોવામા આવે છે સર્વના મૂળમા વાણી અને સમજણ ખુદ તીર્થંકરદેવની અને શબ્દ રચના કિંવા નામાભિધાન પૂજ્ય ગણધર મહારાજનુ છે આમ છતા દરેક અગનુ જે શ્લોક પ્રમાણ નદીસૂત્રમા કહેલ છે તે મળતુ નથી એટલે સહજ અનુમાની શકાય કે કેટલુંક એમાથી છૂટી ગયેલ છે. વળી કેટલાક સ્થળે પાઠભેદો પણ જોવાય છે આમ બનવામા જે ભીડીને આખે વળગે તેવું છે એક કારણ તો આ સર્વને પાના પર લખવામા લગભગ હજાર વર્ષનો જે આતરો પડયો તે છે. સ્મરણશક્તિના બળે આ મહત્વનો જ્ઞાન રાશિ શિષ્ય પરપરામા વારસા રૂપે અપાતો રહ્યો, પણ એમા અવસર્પિણી કાળના યોગે સમયના વહેણમાં થોડું થોડુ વિસ્મૃત થતુ ગયુ

વિદ્વાન્ પૂર્વાચાર્યોએ પ્રાપ્ત થયેલ આ કિંમતી વારસો યથાર્થ સ્વરૂપમા જળવાઈ રહે તે માટે જુદાજુદા સમયે એ કાળના વિષમ સયોગોમા પણ હિંમત હાર્યા વગર ઉચિત પ્રયાસો કર્યા છે. એ વિચારતા એ મહાત્માઓને ધન્યવાદ આપ્યા સિવાય રહેવાતુ નથી એની જે નોંધો ઉપલબ્ધ થાય છે તે વર્ણવવાનુ આ સ્થળ નથી એ ઉપરથી એટલો તો સાર તારવી શકાય છે કે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ તરફ નજર રાખી તેઓએ જ્ઞાન-ખજાનાને રક્ષવા બનતા પ્રયાસો સેવ્યા છે

સમ્રાટ ચંદ્રગુપ્તના સમયમા બનેલ બનાવની જે નોધ પ્રો. **જેકોબી**એ જૈનધર્મગ્રથોની **પ્રાકૃતભાષા** અને બૌદ્ધગ્રથોની **પાલીભાષા**ની સરખામણી કરતા નિબધમા લીધી છે એ જાણવા જેવી છે એ ઉપરથી નિર્ગ્રંથ શ્રમણોમા સંપ્રદાય ભેદ થયો તે વાત ઉપર જેમ પ્રકાશ પડે છે તેમ આજના અગોમા વપરાયેલી ભાષા મૂળ પ્રાકૃત યાને જૂની પ્રાકૃત છે અને ભગવતના સમયની જ છે, **દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે** તો માત્ર પુસ્તકારૂઢ કરવાનો જ પ્રયાસ કર્યો છે એ **નિતરાં સત્ય**ના એ દ્વારા દર્શન થાય છે.

"In the reign of Chandra Gupta a very severe famine lasting about 12 years, visited Magadha, the stronghold of the **Jains.** At this time that is about 310 B. C. Bhadrabahu who was the head of the then yet undivided **Jains,** emigrated with a portion of his people to Southern India. Towards the end of the famine, Sithulibbadra who had become the head of the remaining portion of the Jains, during the absence of Bhadrabahu, called a meeting of the Sangha at Patliputra, the modern Patna. It was this Council which collected the Jain sacred books, consisting of 11 Angas and 14 Purvas, the latter collectively put into the additional Anga, thus making up altogether 12 Angas The Jain monks who had remained in Magadha during the famine had been compelled by the exigencies of the time, to give up the habit which they had of going about in entire nudity and to adopt the white dress. But the monks who had voluntarily exiled themselves, were extremely dissatisfied on their return to Magadha with this change and they refused to hold any connection with the white-robed monks, and consequently refused to acknowledge the collection of the sacred books made by the Council of Patliputra during their absence declaring that for them the Purvas and Angas were lost.

This was the main cause of the division of the Jains into 2 sections the Digambaras, the naked ones and the Svetambaras, the white-robed ones From this, we can see that the Svetamber Jains had their sacred books collected as far back as the end of the fourth century or the beginning of the third centnry B. C., that is to say about two centuries after Mahavira's death. But we are not to think from this that the Jains had no sacred writings for two centuries after Mahavira's death. The very fact that their sacred writings were collected in about 300 B. C., shows that they must have existed for a long time, for such a long time that a need was felt, to collect them and rarrange them. We see, therefore, no reason to disbelieve the Jain-tradition which says that Mahavira himself taught the Purvas to his immediate disciples the Ganadharas, who in their turn composed the Angas. The very name Purvas (earlier) shows that they were composed before the Angas."

'The Priority of Jainism over Buddhism' નામના પુસ્તક કે જેના કર્તા રૂસ્તમ-બરજી પારખ M. A., L. L. B. છે અને જે સં. ૧૯૦૪માં પ્રગટ થયેલ છે, તેમાંથી ઉપરનો અગ્રેજી ઉતારે લીધો છે. એ ઉપરથી સહજ જોઇ શકાય છે કે શ્વેતાંબર સંપ્રદાય પાસે જે અંગો મોજુદ છે એ અતિશ મહત્ત્વનાં છે. અને પ્રાચીન છે.

આ સંબંધમાં કલિંગમાં આવેલ હાથીગુફાનો લેખ પણ ઠીક પ્રકાશ પાડે છે. ત્યાંના મહારાજા

**ખારવેલે** શ્રમણોની પરિષદ મેળવી હતી. એ સંબંધમાં નીચેનું લખાણ એ સમયનું સાચું ચિત્ર રજૂ કરે છેઃ– 'અપ્રતિબદ્ધભાવે વિહરતા અને ઠેરઠેર ઉપદેશનો પ્રકાશ પાથરતા શ્રમણોને એક સ્થળે આમંત્રવા એ દુર્ઘટ કાર્ય ગણાતું. ઉપરાઉપરી દુકાળો અને રાજ્યક્રાંતિઓને લીધે શ્રમણોના પરસ્પરના સંબંધ પણ ઘણા અંશે ક્ષીણ થઈ ગયા હતા.

'શ્રમણો જ ઓલવાઈ જતા જ્ઞાનદીપકને મહામહેનતે જાળવી રહ્યા હતા. સ્થવિરો પોતે જ એ કાળે વિદ્યાપીઠરૂપ હતા. સ્મૃતિના જોરે જ ભગવંત **શ્રી મહાવીરદેવ** કથિત આગમનો પ્રવાહ પરંપરામાં વહી રહ્યો હતો. કાળના વૈષમ્યે મૂળ સૂત્રપાઠ, અર્થ અને આચાર–વિધાનમાં મતફેર પડવાના સંયોગો જન્માવ્યા હતા, પણ સમ્રાટ ખારવેલે બહુશ્રુત શ્રમણોને બોલાવી એ સર્વ તાજું કરી લેવાની તેમજ ખૂટતી કડીઓ બેસાડી લેવાની વિરલ તક ગોઠવી દીધી. આ સંમેલન મળવાનો સમય પાટલીપુત્રની પ્રથમ વાચના અને માથુરી વાચના વચ્ચેનો સંભવિત છે. સંમેલને રાજવી ખારવેલને **દ્વાદશાંગીરક્ષક**નું બિરુદ આપ્યું હતું.'

'સંમેલનમાં જે વિદ્વાન્ આચાર્યોએ અને પ્રજ્ઞાસંપન્ન મહાત્માઓએ ભાગ લીધો હતો, તેમાં આર્ય-મહાગિરિની પરંપરાના આર્યબલિસહ, બોધિલિંગ, દેવાચાર્ય, ધર્મસેનાચાર્ય, નક્ષત્રાચાર્ય મુખ્ય હતા. આર્ય સુસ્થિત, સુપ્રતિબદ્ધ તથા ઉમાસ્વામી, (ઉમાસ્વાતિ) અને શ્યામાચાર્ય આદિ ત્રણસો સ્થવિરકલ્પી સાધુઓ મળી કુલ શ્રમણસંખ્યા પાંચસો જેટલી હતી. આર્યા પોઈણીની આગેવાની હેઠળ ત્રણસો સાધ્વીઓએ પણ ભાગ લીધો હતો. આ તો શ્રમણસંઘની વાત થઈ. શ્રાદ્ધ સમૂહ પણ નાનોસૂનો નહોતો. સાતસો શ્રાવકો અને તેટલી જ સંખ્યામાં શ્રાવિકાઓ પણ એકત્ર થઈ હતી. આમ ચતુર્વિધ સંઘનું આ સંમેલન કુમારી પર્વત ઉપર મળ્યું હતું.'

'સંમેલનનું કાર્ય પતી ગયા પછી સમ્રાટ ખારવેલે વિદ્વાન તેમજ તપસ્વી સાધુ–સાધ્વીઓને કલિંગની આસપાસના પ્રદેશોમાં વિહરવાની અને લોકોને ધર્મનો ઉપદેશ આપવાની પ્રાર્થના કરી. રાજવીની એ પ્રાર્થના **શ્રમણસંઘે** હોંશથી વધાવી લીધી. મગધ, મથુરા અને બંગ દેશના સન્માનિત સાધુ તથા સાધ્વીઓનો સારો જેવો સમુદાય **ભગવંત શ્રી વર્ધમાન સ્વામી**ના સિદ્ધાંતોનો પ્રચાર કરવા મંડી ગયો. ઉપદેશ દ્વારા જન-સમૂહને ધર્મમાર્ગે વાળવો એ તો મુનિજીવનનો મુદ્રાલેખ હતો પણ ઉપરાઉપરી દુકાળોને લઈ તેમજ રાજ્યની સ્થિતિ વખતોવખત પરિવર્તન પામતી હોવાના કારણે નિર્ગ્રંથ-શ્રમણસંઘને આહાર-વિહારની અથવા તો સંયમ નિર્વાહની જેવી જોઈએ તેવી અનુકૂળતાઓ મળી શકતી નહોતી, પણ એ માટે ઉપર જોયું તેમ સમ્રાટે જવાબદારી સ્વીકારી હતી.'

બંગાળના માનભૂમ–વર્ધમાન આદિ જિલ્લાઓમાં ખોદકામ કરતાં સંખ્યાબંધ મૂર્તિઓ તથા તેના અવશેષ અને પડી ગયેલા મંદિરોનો ભંગાર ઉપલબ્ધ થાય છે એ ઉપરથી સહજ અનુમાની શકાય કે એક કાળે અહીં જૈનધર્મ પૂર્ણપણે ખીલ્યો હતો અને એના અનુયાયીઓની સંખ્યા વિપુલ હતી. એક વિદ્વાનના નિબંધ ઉપરથી જૈનધર્મ એ બંગાળનો **આદિધર્મ** હતો એ વાત પુરવાર થયેલ છે. આ માટે સંખ્યાબંધ પુરાવા એમાં સંગ્રહિત કરાયેલા છે.

આટલા લંબાણ પછી જરાપણ શંકાને સ્થાન રહેવાનું કારણ નથી કે આજે જે આગમ સાહિત્ય મોજૂદ છે એ મૂળ ને મહત્ત્વનું હોઈ, પરંપરાથી સ્મૃતિદ્વારા જળવાઈ રહેલું છે અને એને વલ્લભીપુરમાં પૂજ્ય દેવર્દ્ધિ ગણિ ક્ષમાશ્રમણે ગ્રંથારૂઢ કરેલ છે.

પ્રશ્ન એ ઊઠે છે કે—

આવા અણુમૂલા વારસાને કેવળ સાચવી રાખવો, શાસ્ત્રોને શાસ્ત્રરૂપ બનાવી એ માટે વાગ્યુદ્ધ ખેલવું, કે ચરમજિનની ભાવના 'સવિજીવ કરૂં શાસનરસી'ને ધ્યાનમાં રાખી, દેશ-કાળને અનુરૂપ સ્વાંગ સજાવી, દુનિયાની પ્રચલિત ભાષાઓમાં ફરતો કરવો? યાદ રાખીએ કે 'જ્ઞાન તો લોકાલોક પ્રકાશક છે' એ જ્યાં જશે ત્યાં તિમિરને ભેદી નાંખી પ્રકાશ પાથરશે. 'Knowledge is power'

સમયની હાકલ છે કે ભંડારમાં એને બંધ કરી રાખવાનો યુગ આથમી ગયો. ભાવના શુદ્ધ હોવા છતાં એ પ્રયોગમાં આપણને ઠીકઠીક હાનિ વેઠવી પડી! આમ છતાં 'ભાગ્યું' તો યે ભરુચ' એ જનવાયકા મુજબ જે બચવા પામ્યું છે તે મહામૂલું છે. એ દ્વારા સ્વ-પર કલ્યાણ સધાય તેમ છે. મરહૂમ શેઠશ્રી દેવચંદ લાલભાઈએ લક્ષ્મીપરનું મમત્વ ઉતારી, એમાંનું ઘણુંખરૂં છપાવી જૈન સમાજ ઉપર ભારે ઉપકાર કર્યો છે. એ પછી તો ઠીક પ્રમાણમાં પૂજ્ય આચાર્ય દેવશ્રી આનંદસાગર સૂરિજી મહારાજે આગમરૂપ અણમૂના ખજાનાને સંરક્ષવા તેમજ પ્રચારવા નિમિત્તે યોજનાઓ હાથ ધરીઃ જેસલમેરના જ્ઞાન ભંડારનું સંશોધન આગમપ્રભાકર મુનિશ્રી, પૂણ્યવિજયજી દ્વારા થયું અને એથી ઘણું નવું જાણવા મળ્યું. દિલ્હીમા ગોઠવાયેલ ત્યાંના તાડપત્રોના પ્રદર્શથી રાષ્ટ્રપ્રમુખ શ્રી રાજેન્દ્રપ્રસાદજી પણ વિસ્મય પામ્યા. જગતની આંખે આ જ્ઞાન ચઢે તેવા ઉપાયો સત્વર જૈનસમાજે હાથ ધરવા જરૂરી છે એમ એક કરતાં વધુ પ્રસંગે તેઓએ કહ્યું પણ ખરૂં.

વિચારણીય વાત તો એટલી જ છે કે આજે જૈન સમાજની ફરજ કેવા પ્રકારની હોવી ઘટે? જેમ ભંડારમાં બંધ રાખવામાં ડહાપણ નથી તેમ શાસ્ત્ર છે પણ શસ્ત્ર નથી એમ અંતરમાં પ્રમાણીને નાના કે મોટા કોઈ પણ વિતંડાવાદમાં ઉતર્યા વિના એના પ્રચારમા દત્તચિત્ત થવું જોઈએ. વળી એ પ્રાકૃત-અર્ધમાગધી કે સંસ્કૃત ગિરામાં પુનરવતાર પામે તેથી સંતોષ ન હોય આજે તો **ભગવંત શ્રી મહાવીરની અહિંસા-અનેકાંતદૃષ્ટિ** અને **અપરિગ્રહ** આદિ તત્ત્વો અંગેની વિચારણા સમજવાની વિશ્વને ભૂખ લાગી છે અને એ મટાડવા સારૂ અંગ્રેજી ભાષામા પ્રકાશન કરવું જરૂરી છે, કેમકે આજે એ સમજનારો વર્ગ અતિ વિશાળ પ્રમાણમા છે. અલબત્ત કાર્ય નાનુંસુનું નથી છતા જૈનો કે જે જ્ઞાન આરાધન અંગે એક પર્વ ઉજવે છે તેમને માટે કંઈ મુશ્કેલ પણ ન ગણાય. ગળથૂથીમાથી દાનગુણના પાઠ પઢનાર જૈનો દેશ-કાળના એ ધાણ પારખી, સાથે મળી, એક મધ્યસ્થ સંસ્થા ઊભી કરે તો એ માટે ધનની ઊણપ રહેવાનો પ્રશ્ન સંભવતો નથી જ. નિષ્ણાત ને અભ્યાસી વિદ્વાનોની ખોટ ગણાય, પણ એ પૂરાય તેવું વાતાવરણ સરજાઈ રહ્યું છે અને ઉત્તરોત્તર એમા વૃદ્ધિ થતી રહી છે. નેત્ર સામે બદલાયેલ નકશો જોયા પછી જે વાત ભૂલવા જેવી છે તે એટલી જ કે 'સાપ્રદાયિકતાનો મોહ.' જ્યાં સુધી એનું પડળ આંખ ઉપર હશે ત્યા સુધી ઉપર વર્ણવી ભાવના બર નહીં જ આવે. માટે જાગ્યા ત્યાથી સવાર માનીને જાગૃત થઈએ. વર્ષો પૂર્વે જે દીર્ઘદર્શિતા સુરતવાસી સાહિત્યપ્રેમી શ્રીમતોએ વાપરી જે સાહિત્ય રાશિ ખડો કર્યો, તે વધુ ને વધુ પ્રમાણમાં વિકસ્વર થાય તેવા ઉપાયો હાથ ધરીએ.

જેમાં કેવળ અભ્યંતર શત્રુઓ યાને રાગ-દ્વેષ કે એનાં સંતાનો ક્રોધ, માન, માયા અને લોભ ઉપર વિજય મેળવવાની વાત ઉપર ભાર મૂકવામાં આવ્યો છે અને માત્ર માનવસમૂહ સાથે જ નહીં પણ સારાયે જગતની સર્વ જીવરાશિઓ સહ ક્ષમાપના દાખવી મૈત્રીભર્યું જીવન જીવવાની શિક્ષા અપાણી છે એવા પ્રેમ ને શાન્તિ ઉત્પાદક જૈનધર્મની પ્રભાવના કરવા માટે આ સુવર્ણ પળ સાંપડી છે. એ કરવાનો એક માત્ર ઉપાય તે આગમ સાહિત્યનો જુદી જુદી ભાષામા છૂટથી પ્રચાર કરવામા સમાયો છે.

卐

# પદાર્થોના પૃથક્કરણની અભિનવ શૈલી

[ લેખક : પંડિત બેચરદાસ દોશી—અમદાવાદ ]

જ્યારે ધર્મગ્રંથો લખવાની પદ્ધતિ શરૂ થઇ ન હતી ત્યારે જિજ્ઞાસુ અને મુમુક્ષુ લોકો પોતપોતાના ધર્મગ્રંથોને કંઠસ્થ રાખતા અને એ રીતે ગુરુપરંપરાએ મૌખિક અધ્યયન-અધ્યાપન તથા ચર્ચાવાર્તા વગેરે ચાલતાં રહેતાં.

જો કે આપણા દેશમાં લેખનકળા અને લિપિ બન્નેની હયાતી ઘણા પ્રાચીન સમયથી શોધાયેલી છે તેમ છતાં ધર્મગ્રંથને લખવાની રીત ઘણી મોડી શરૂ થયેલી છે.

વ્યવહારનાં નામાઠામાનાં કામકાજ તથા પત્રવ્યવહાર વગેરે માટે લિપિ અને લેખનકળાનો ઉપયોગ થતો હતો એ હકીકત પ્રાચીન સાહિત્યના ઉલ્લેખો દ્વારા સ્પષ્ટ જણાયેલો જ છે.

કંઠસ્થ રાખવું વધારે સુગમ ત્યારે બની શકે જ્યારે ધર્મગ્રંથો અતિ સંક્ષેપમાં સંઘરાયેલા હોય અને આ દૃષ્ટિને ધ્યાનમાં રાખીને પ્રાચીન લોકોએ પોતપોતાના વિચારોનું અને આચારોનું પ્રતિપાદન કરનારા ગ્રંથો સૂત્રશૈલીમાં સંઘરેલા છે સૂત્રનો અર્થ જ 'સૂચક' છે અર્થાત્ ઘણા થોડા શબ્દોમાં વધારે સૂચવે તે સૂત્ર.

ભારતવર્ષમાં પ્રવર્તતી વૈદિક પરંપરાના, જૈન પરંપરાના તથા બૌદ્ધ પરંપરાના આવા સૂત્રાત્મક ગ્રંથો ઘણા પ્રાચીન સમયથી ઉપલબ્ધ છે. તે તે ગ્રંથોમાં શબ્દબદ્ધ થયેલા ઓછા શબ્દોવાળાં સૂત્રોને ગઈ કાલે-જ્યારે તેનાં વિવેચનો નહીં લખાયેલા ત્યારે-ગુરૂઓ વા ઉપાધ્યાઓ વા અધ્યાપકો પોતાની મૌખિક શૈલીથી સવિસ્તર સમજાવતા-વિવેચન કરીને તે તે સૂત્રોના આશયને સ્પષ્ટ કરતા. પાછળથી જ્યારે લખવાની પદ્ધતિ ધર્મગ્રંથો માટે પણ શરૂ થઇ ત્યારે એ વિવેચનો ભાષ્યરૂપે, વિવરણરૂપે યા વૃત્તિ કે વાર્તિક રૂપે લિપિબદ્ધ પણ થયેલી છે. જેમકે સંસ્કૃત સૂત્રોનું ભાષ્ય, પાતંજલ યોગસૂત્રનું ભાષ્ય, ન્યાયસૂત્ર (ગૌતમસૂત્ર)નું ભાષ્ય, વૈશેષિક (કણાદ) સૂત્રનું ભાષ્ય તથા શંકરાચાર્યે બનાવેલું શાંકર ભાષ્ય વગેરે. પછી તો આ ભાષ્ય ઉપર પણ તેમનો આશય સમજાવનારા વિવિધ નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, અવચૂરિ તથા વૃત્તિરૂપ અનેક ગ્રંથો લખાયેલા વિદ્યમાન છે. આમાં જે વિવેચન શૈલી બ્રાહ્મણ પરંપરાના વા બૌદ્ધ પરંપરાના પંડિતોએ સ્વીકારેલી છે તેનાં કરતાં જૈન પરંપરાના વ્યાખ્યાકારોએ એક તદ્દન નોખી-અભિનવ-જ વિવેચન શૈલી સ્વીકારેલી છે.

જૈન સિવાયના પંડિતો જ્યારે પોતપોતાના સૂત્રાત્મક ગ્રંથોની વ્યાખ્યાઓ સમજાવે ત્યારે તેઓ સૂત્રમાં જે જે શબ્દો વપરાયેલા હોય તેના માત્ર અર્થ વા વિવેચન સમજાવીને સૂત્રનું વિવેચન પૂરું કરે છે. જેમકે, "अथातो धर्मं व्याख्यास्यामः।" આ કણાદનું વૈશેષિક દર્શનનું પ્રથમ સૂત્ર છે. તેના ભાષ્યકાર સૂત્રમાં આવેલા अथ, अतः धर्मम् અને व्याख्यास्याम એ ચાર પદોની વ્યાખ્યા સમજાવે છે અને વિશેષમાં તે અંગે જે વિશેષ ચર્ચાઓ વા તર્ક-વિતર્ક દ્વારા જે વિવેચન કરવાનું હોય છે તે કરી બતાવે છે અને એટલું કરીને સૂત્રના અર્થને પૂરો સમજાવ્યાનો સંતોષ અનુભવે છે.

આ પદ્ધતિથી સૂત્રના શબ્દનો સામાન્ય અર્થ, વિશેષ અર્થ અને વિવેચન વગેરે જરૂર સમજાય પરંતુ ઘણીવાર એવું બને છે કે લોકવ્યવહારમાં અને શાસ્ત્રીયવ્યવહાર-અધ્યાત્મચર્ચામાં જુદી જુદી અપેક્ષાએ

એક જ શબ્દ વિવિધ અર્થને સૂચવે છે. ઘણીવાર તો એકજ શબ્દનું લૌકિક દૃષ્ટિથી પૃથક્કરણ કરતાં તે અનેક જુદા જુદા ભાવોને બતાવે છે અને આધ્યાત્મિક દૃષ્ટિથી પૃથક્કરણ કરતાં વળી તેનો એક ખાસ જુદો જ ભાવ જણાતો હોય છે અને એક તદ્દન જુદો જણાતો ભાવ સૂત્રકાર સમજવાનો હોય છે તેથી જે બીજા બીજા લૌકિક ભાવો હોય છે તે પણ અનાદરણીય નથી હોતા પરંતુ અધ્યાત્મ–ચર્ચામા તેવા લૌકિક ભાવોનો ઉપયોગ થતો નથી. જૈન સિવાયના બીજા કેટલા વિવેચકોએ પોતપોતાનાં વિવેચનો કરવામા આ દૃષ્ટિને ધ્યાનમાં રાખીને વિવેચનો નથી કર્યા પણ માત્ર સૂત્રને સમજાવવા પૂરતો જ પ્રયાસ કરેલો છે ત્યારે જૈન વિવેચકોએ લૌકિક અને પારમાર્થિક બન્ને દૃષ્ટિઓને ઉચિત મહત્ત્વ આપીને પોતપોતાના વિવેચનો કરેલા છે અને આ રીતે વિવેચન કરતાં તેઓએ શબ્દનો લૌકિક ભાવ પૂરેપૂરો સમજાવવા સાથે આધ્યાત્મિક ભાવ પણ સમજાવેલો છે. જ્યાં એ ભાવને સમજાવવાની જરૂર હોય ત્યા તે ભાવની અવગણના બિલકુલ ન કરી શકાય તેમ બતાવવા સારુ જ જૈન વિવેચકોએ આ પોતાની આગવી વિવેચન શૈલીને સ્વીકારેલી છે. જેમકે, धम्मो मंगलमुक्किट्ठं આગવું જૈન સૂત્ર છે. તેનો શબ્દાર્થ 'ધર્મ, ઉત્કૃષ્ટ મંગલ જ છે" એમ થાય છે. આ સ્થળે જૈન વિવેચનકાર ધર્મશબ્દનું લૌકિક રીતે અને આધ્યાત્મિક રીતે એમ બન્ને રીતે સવિસ્તર પૃથક્કરણ કરી બતાવે છે અને પ્રસ્તુતમા 'ધર્મ' શબ્દનો કયો અર્થ સમજવો તે પણ બતાવે છે.

જૈન વિવેચક આ સ્થળે વિવેચન કરતાં જણાવે છે કે ધર્મ અનેક પ્રકારનો છેઃ નામધર્મ, સ્થાપનાધર્મ, દ્રવ્યધર્મ, ભાવધર્મ, અસ્તિકાય ધર્મ, પ્રચારધર્મ, લૌકિક ધર્મ, ગમ્યધર્મ, પશુધર્મ, રાજ્યધર્મ, નગરધર્મ, અન્યસંમત ધર્મ, ગ્રામધર્મ, જનધર્મ, ગોષ્ઠીધર્મ, રાજધર્મ, દેશધર્મ, ભાવધર્મ, લોકોત્તરધર્મ, શ્રુતધર્મ, ચારિત્રધર્મ. આ રીતે ધર્મ વિવિધ પ્રકારનો છે.

નામધર્મ એટલે જે માત્ર નામથી ધર્મ હોય અર્થાત્ જેનું નામ ધર્મ, ધર્મચંદ, ધર્મસિંહ વગેરે હોય તેવો મનુષ્ય નામધર્મ કહેવાય.

સ્થાપનાધર્મ એટલે જે ધર્મ ચિત્રરૂપ હોય અર્થાત્ ચિત્રમા ચિતરેલો હોય અથવા ધર્મચંદ કે ધર્મસિંહનું તે ચિત્ર હોય વા છબી હોય તે સ્થાપનાધર્મ.

દ્રવ્યધર્મ એટલે દ્રવ્યરૂપ ધર્મ અર્થાત્ જૈન પરિભાષામા રૂઢ જે ધર્માસ્તિકાય પદાર્થ છે તે દ્રવ્યધર્મ.

પ્રચારધર્મ એટલે શબ્દ, રસ, રૂપ, ગંધ અને સ્પર્શ વગેરે વિષયોનો ધર્મ-સ્વભાવ તે પ્રચારધર્મ.

લૌકિકધર્મ એટલે વિવિધ પ્રકારના લોકોએ માનેલો ધર્મ અર્થાત્ દક્ષિણ દેશમાં મામાની પુત્રી સાથે વિવાહ થઈ શકે છે અને ઉત્તર પ્રદેશમા તે જાતના વિવાહ થઈ શકતો નથી. આ જ રીતે કોઈ લોકોમા અમુક વસ્તુ ભક્ષ્ય મનાય છે અને એ જ વસ્તુને બીજા લોકો અભક્ષ્ય માને છે.

પશુધર્મ એટલે પશુનો આચાર. પશુઓને માતા કે પુત્રી અગમ્ય નથી હોતા અર્થાત્ પશુઓને વિવેક જ નથી હોતો.

નગરધર્મ એટલે જુદાજુદાં નગરોની રીતભાત. જે જે નગરમાં જે રીતરિવાજ હોય તે તે નગરનો ધર્મ કહેવાય.

રાજ્યધર્મ એટલે જુદાજુદા રાજ્યોનું કર, શિક્ષા વગેરેને અંગે જુદુંજુદું જે ધોરણ હોય તે રાજ્યધર્મ.

અન્ય સંમતધર્મ એટલે જુદા જુદા મતવાળા જેને જેને ધર્મ માને છે તે અન્ય સંમત ધર્મ.

ગ્રામધર્મ એટલે જુદા જુદા ગામમાં જે જુદી જુદી રૂઢિઓ હોય છે તે ગ્રામધર્મ.

જનધર્મ એટલે અમુક અમુક નાતનો, સમૂહનો કે જથ્થાનો જે રીતરિવાજ તે જનધર્મ જેમકે ...વંશના લોકોનો અમુક પ્રકારનો રિવાજ અથવા કુસ્તી કરનારા મલ્લોનો અમુક પ્રકારનો રિવાજ.

ગોષ્ઠીધર્મ એટલે જુદી જુદી મંડળીઓના રીતરિવાજ – અમુક મંડળીએ વસંતઋતુમાં આ રીતે વર્તવું વગેરે.

રાજધર્મ એટલે રાજાનો ધર્મ–દુષ્ટોને દંડવા અને શિષ્ટોને સાચવવા વગેરે.

દેશધર્મ એટલે જુદા જુદા દેશોના રીતરિવાજો વા પહેરવેશ તથા ખાનપાન વગેરેની જુદી જુદી પદ્ધતિઓ.

લોકોત્તરધર્મ એટલે જૈનધર્મની દૃષ્ટિએ ગોઠવાયેલો આચાર–વિચાર.

શ્રુતધર્મ એટલે શાસ્ત્રોનું અધ્યયન, મનન, ચિંતન વગેરે કરવું તે અર્થાત્ સ્વાધ્યાય વગેરે તે

ચારિત્રધર્મ એટલે સંયમધર્મ તે પણ સર્વવિરતિનો સાધુ ભિક્ષુ–યતિનો ધર્મ તે અને બીજો ગૃહસ્થોનો–દેશવિરતિનો–ધર્મ તે.

આ રીતે 'ધર્મ' શબ્દના વિવિધ અર્થોના વિચાર કરતા અનેક પ્રકારના ધર્મને વ્યાખ્યાકારે બતાવેલા છે અને છેવટે એમ સૂચવેલું છે કે પ્રસ્તુત ગ્રંથમાં ભાવધર્મનો વિષય ચર્ચવાનો છે. બીજા કોઈ પ્રકારના ધર્મનો નહીં.

આ શૈલીથી જિજ્ઞાસુને પ્રત્યેક વિષયની વા પ્રત્યેક શબ્દના વિવિધ અર્થની માહિતી મળે છે અને તે અનાયાસે ઘણું લૌકિક જ્ઞાન પણ પામી શકે છે, તેથી આ રીતે જાતાં આ જાતની વ્યાખ્યા શૈલી તદ્દન અભિનવ જ છે. કોઈપણ પરંપરામાં, જૈન પરંપરા સિવાય બીજી કોઈ પરંપરામાં શાસ્ત્રોના મૂળ વાક્યોની વા મૂળ શબ્દોની આવી વ્યાખ્યા કરાયેલ નથી માટે જ મારી દૃષ્ટિથી આ શૈલી તદ્દન નોખી–અભિનવ જ છે.

શ્રી દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડના સંચાલકો, સુ તના શ્રી ગુલાબચંદ દેવચંદ તથા મારા પરિચિત શ્રી જીવણચંદ સાકેરચંદ તથા શ્રી કેશરીચંદ હીરાચંદ વગેરે ગૃહસ્થો સાથે મારો પરિચય હતો અને વર્તમાનમાં પણ છે તેમણે તેમજ આ ફંડે જૈન સાહિત્યની ઘણી અમૂલ્ય સેવા બજાવી છે તેમજ સદ્ગત આચાર્ય શ્રી આનંદસાગર સૂરિજીએ પણ આ ફંડ દ્વારા ઘણું કિંમતી સાહિત્ય પ્રકાશિત કરેલ છે. આ બધું જોતાં આ ફંડની સેવા પ્રશંસનીય છે એથી ફંડના વ્યવસ્થાપકોની સૂચના મળતા આ નાનો શો લેખ મોકલી ફંડ પ્રતિ મારો સદ્ભાવ દર્શાવવાનો મને વિચાર થયો અને એ રીતે આ લેખ તૈયાર કરેલ છે

---

<u>અભિનંદનનો સંદેશો</u>

જૈન સાહિત્ય પ્રકાશન સંસ્થાઓમાં આપની સંસ્થાનું સ્થાન સર્વોચ્ચ કહી શકાય. ગત ૫૦ વર્ષમાં જે સાહિત્ય સેવા આ સંસ્થાએ કરી તે આ ક્ષુદ્ર લેખનીથી લખી શકાય તેમ નથી એટલે બીજી કોઈપણ જૈન સંસ્થા એની હરીફાઈમાં ટકી શકે તેમ માન્યામાં આવતું નથી. આગળ ભવિષ્યમાં પણ એ સંસ્થામાં એવી જ રીતે સાહિત્ય સેવાના ક્ષેત્રમાં પ્રતિદિવસ પ્રગતિશીલ બને અને વિવિધ ભાષાઓમાં ગ્રથિત પ્રાચીન આગમ વા સાહિત્ય ગ્રંથો પ્રકાશિત કરવામાં આગેકૂચ કરે એજ શુભાકાંક્ષા.

લી બુદ્ધિમુનિના ધર્મલાભ (ભૂજ)

# શ્રીમતી આગમોદય સમિતિનું અમૂલ્ય પ્રકાશન

## શ્રી લોકપ્રકાશ–ગુજરાતી ભાષાંતરઃ એક અવલોકન

"લોકપ્રકાશ" જૈન દાર્શનિક સાહિત્યમાં એક મહત્વપૂર્ણ ગ્રંથ છે કારણ કે તેમાં માત્ર જૈન તત્વજ્ઞાન પૂરતું જ લેખકે મર્યાદિત ક્ષેત્ર રાખ્યું નથી પરંતુ તેમાં વિશ્વને સ્પર્શતા દાર્શનિક પ્રશ્નોનો પણ વિચાર કર્યો છે. ધર્મ અને આચારનું પણ સુંદર નિરૂપણ છે. એટલે જૈન દર્શનના વિશ્વકોશ જેવો આ ગ્રંથ બની જાય છે. એટલે સ્વાભાવિક રીતેજ જુદે જુદે સ્થળેથી તેની આવૃત્તિઓ છપાયેલી જોવામાં આવે છે.

હવે પ્રસ્તુત ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર ભાવનગરવાળા શ્રીયુત મોતીચંદ ઓધવજી શાહે કર્યું છે. જો કે આખા ગ્રંથનું ભાષાંતર પ્રસિદ્ધ થઈ શકયું નથી પણ ફૂલ નહિ તો ફૂલની પાંખડી એ ન્યાયે તેના બે ભાગ પ્રસિદ્ધ થયા છે. વાંચનારાઓ આ મહત્વનો ગ્રંથ બરાબર વાંચીને યથાર્થ રીતે સમજી શકે એવા હેતુથી છાપકામમા જે કોઈ ભૂલો રહી ગઇ હોય અથવા ભાષાન્તરકારની ખ્યાલબહારની ભૂલો રહી ગઇ હોય તેનું શ્રીયુત કુંવરજી આણંદજીએ તૈયાર કરેલું શુદ્ધિપત્રક તેની સાથે જ છાપવામા આવ્યું છે. અહીં શુદ્ધિપત્ર કરનારના શબ્દો ટાકવાનું ઉચિત ધાર્યું છે. કારણ કે તેમા એક પ્રકારનો ગંભીર આક્ષેપ છે કે જેથી ભાષાન્તરકારને અન્યાય થાય છે એવું લાગ્યા વગર રહે નહિ.

શ્રી કુંવરજીભાઈના શબ્દો પ્રમાણે "ભાષાન્તરમા દરેક શ્લોક સાથે અર્થનો મુકાબલો કરેલ નથી–વળી જે શબ્દ ખાસ વપરાતો હોય તેજ વપરાય, તેનો અર્થ લખાય નહિ. દાખલા તરીકે–વ્યંજનાવગ્રહ કે જઘન્ય, યુક્ત, અસખ્યાત આતપ, ઉદ્યોત વિગેરેના અર્થ ન લખાય–તે શબ્દ જ લખવા પડે." હવે ભાષાન્તરકારે પોતાના આમુખમા સ્પષ્ટ શબ્દોમાં એકરાર કર્યો છે કે અનુવાદ શ્લોકના શબ્દાર્થને જ વળગીને કરવામા આવેલ નથી. ભાષાન્તરકારનો આશય એવો દેખાય છે કે અનુવાદ માત્ર પંડિતભોગ્ય ન રહેતાં જનસમાજભોગ્ય બને. આ દૃષ્ટિ નજર સમક્ષ રાખીને તેમણે અનુવાદ કર્યો જણાય છે. શ્રી કુંવરજીભાઈએ સુધારેલ ભૂલો ખરી રીતે ભૂલો ગણી શકાય નહિ. દાખલા તરીકે સંસ્કૃતમાં "વારિ" શબ્દ હોય તો આપણે ગુજરાતીમાં "પાણી" શબ્દ જ સ્વાભાવિક રીતે લખીએ, છતા કુંવરજીભાઇ એવો આગ્રહ સેવે છે કે "ના, વારિ શબ્દ જ જોઈએ' લોકપ્રકાશ ગ્રથના પૃષ્ઠ ૪ પર આપણે નજર નાખીએ. ગુજરાતી ભાષાન્તરની છેલ્લી લીટીમા ' ઉત્કૃષ્ટ–સખ્યાત " થાય, એમ ભાષાન્તરકારે લખ્યુ છે. ત્યારે શ્રી કુંવરજીભાઈએ તે સુધાર્યું છે અને થાય અને બદલે કહેવાય શબ્દ મૂકયો છે આ વાત કેવી ગણાય?

બે વત્તા બે ચાર થાય એમ જો આપણે કહીએ તો આપણો પ્રતિસ્પર્ધી કહે કે એમ નહિ. પણ ચાર થાય ને બદલે ચાર કહેવાય એમ કહેવું જોઇએ એટલે સુજ્ઞ વાંચનાર જોઈ શકશે કે આવી મૂલ ન થઇ હોવ ત્યા પણ ભૂલ કાઢી છે. એટલે ભૂલોનો મોટો ભાગ આવી કહેવાતી ભૂલોનો જ છે. આ ભૂલો ન સુધારી હોત તો અર્થનો કાઇ અનર્થ થઇ જાત નહિ. હવે, પારિભાષિક શબ્દોના ભાષાન્તર માટે વિદ્વાનોમા બે મત છે. એક મત મૂળ શબ્દને જ વળગી રહીને કહે છે કે તેનો તરજુમો ન થાય. બીજા મતવાળા કહે છે કે ભાષાન્તરમાં જુદા શબ્દ મૂકવાથી લોકોને અર્થ સમજવામા સહાય થતી હોય તો તેમ કરવામા ખોટું નથી. શ્રી મોતીચંદ ઓધવજી શાહે આ બીજી પ્રણાલિકાને અનુસરીને અનુવાદ કરેલો દેખાય.

છે. આ બે વસ્તુઓને ધ્યાનમાં રાખીયે તો અનુવાદની ભૂલો ગંભીર પ્રકારની ભૂલો દેખાતી નથી. અલબત્ત પારિભાષિક શબ્દો યથાવત્ રાખ્યા હોય અને પછી વધારાનું ટિપ્પણ કરીને તેના ખુલાસો કર્યો હોત તો વધારે સારૂં થાત ટૂંકામાં મોટાભાગની ભૂલો ભૂલો જ નથી કારણ કે તેથી શાસ્ત્ર વિરૂદ્ધ અર્થ થયેલો દેખાતો નથી. થોડીક જ ભૂલો એવી છે કે તે કદાચ મુદ્રણદોષથી ઉત્પન્ન થઈ હોય અને તે ખ્યાલ બહાર ગઈ હોય.

એકંદરે જોતાં ભાષાન્તરકારે મૂળ ગ્રંથનું પ્રાસાદિક ભાષાન્તર કર્યું છે તેમાં સંશય નથી.

લી. જયન્તિલાલ ભાઈશંકર દવે.

(ભાવનગર)

**નોંધ:**–શ્રીમતી આગમોદય સમિતિ તરફથી નં. ૬૦-૬૧ તરીકે લોકપ્રકાશ ભા. ૧–૨ બહાર પાડવામાં આવ્યા છે અને શ્રી જૈનધર્મ પ્રચારક સભા તરફથી ભાગ ૩-૪ બહાર પાડવામાં આવ્યા છે. ભાગ ૨ના અનુસંધાનમાં સર્ગ ૨૧થી ૨૭ બહાર પડયા નથી જેથી તે સર્ગો પ્રકાશન સંસ્થાઓએ બહાર પાડી અમૂલ્ય ગ્રંથનુ ભાષાતર પૂરું કરવા વિનંતિ છે. "કેશરી"



અભિનંદનનો સંદેશો

## હાર્દિક આશીર્વાદ

કાળ એવા આ પંચમકાળમાં પણ આપણી પાસે પૂર્વજોનો વારસો તો હરકોઈને ગૌરવ અર્પે તેવો છે. એમાં રમણીય અને મનોહર શિલ્પકળાના અદ્વિતીય નમૂના સમા દેવાલયો પ્રશમરસઝરતી શાન્તમૂર્તિઓ અને વિવિધ તત્વકલાથી ભરપૂર **આગમ સાહિત્ય** અગ્રપદે છે.

એ આગમ વારસા માટે એક વખત એવો સમય હતો કે જ્યારે તે એક બીજાને મોઢે અપાતો હતો પણ જતેકાલે એમાં ઘટાડો આવતો ગયો, એટલે પૂ. શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણજીને તાડ પત્ર પર લખાવી લેવો પડયો અને એમની આ કૃતાને વિકસાવવા અનેક પૂ. મહાત્મા મહર્ષિઓએ આગમો નખ્યા અને લખાવ્યાં. એના નમૂના આપણી આંખોને ઠારે અને હૈયાને મુગ્ધ બનાવે એવા જુ ા જુ ા જ્ઞાનભંડારામાં હજી મોજૂદ છે. હવે થોડા વખતના પાશ્ચાત્ય વિજ્ઞાનિકોએ આકાશમાં ચમકતી વિજળીને ભૂમિ પર પોતા કરીને ભાન્તવાસીઓના વાસ ઘરમાંથી દીવેલિયા દીવા ઓછા કર્યા અને વિજળી દીપકો આવ્યા એજ રીતે મુદ્રણકળા વિસ્તારી, લખવા લખાવવાની મહેનત ઓછી થઈ એટલે આપણા આગમ વારસાના વિકાસ મુદ્રણકળા પર થોડો થોડો અજવાળ માંડયો પછી તો એના સારા **વિસ્તાર માટે** આગમ દીવાકર આગમોદ્ધારક પૂ. આચાર્યદેવ **શ્રી સાગરાનંદ સૂરીશ્વરજીની** પ્રેરણા થઈ.

એ પ્રેરણાને સુ ત નિવાસી શેઠ દેવચંદ લાલભાઈના સુપુત્ર ગુલાબચંદ ભાઈએ વધાવી લીધી અને પોતાના પિતાના સ્મરણાર્થે આ મ ંસ્થા સ્થાપી અને એ સંસ્થાનુ જેવું નામ છે તેવું જ રીતે સેવા બજાવી કરી છે. એને માટે અમારો એ જ આશીર્વાદ છે કે આ સંસ્થા ચિરંજીવ રહે, અને જગતના લોકોના હૃદયના અંધકારને ઉલેચનાર આગમનો પ્રકાશ દેશદેશ, ગામેગામ, ઘરેઘરે. પહોંચે એવી સેવા બજાવો એજ. એ સંસ્થાના કાર્યવાહકોને અમારા ધર્મલાભ.

લી. પં. નિપુણમુનિજી–ભક્તિમુનિજી દા. લલિતમુનિના ધર્મલાભ (નવસારી)




[ લેખક આચાર્ય શ્રી વિજયરામસૂરિજી ઉલાના-ચાણસ્મા ]

અધ્યયન એ આત્મોન્નતિ માટેનુ પરમ સાધન છે આથી જ પ્રાચીનકાલમા શાસ્રીય પદાર્થજ્ઞાન તત્વજ્ઞો દ્વારા પરંપરાએ જળવાતુ આપણને મળી રહેલ છે આજે પ્રાચીન અનેક સાધનો આ વસ્તુની સાક્ષી આપી રહેલ છ. વૈજ્ઞાનિક સાધનોની અવિદ્યમાન સ્થિતિમા પૂ પૂર્વાચાર્યભગવતોએ આધ્યાત્મિક તત્વજ્ઞાન રૂપ આગમાદિક દર્શન શાસ્રોને મહાભયંકર દુર્ભિક્ષાદિમા સાચવીને આપણને સમર્પિત કર્યુ હોય તો તે પણ પૂર્વકાલીન પઠનપાઠન શૈલીનો જ પ્રતાપ છ

પ્રાચીન પઠનપાઠન પદ્ધતિ સર્વદર્શનવિષયિણી અને વ્યાપક હતી તેમજ શિષ્યપ્રશિષ્યની પરંપરામા સૈદ્ધાન્તિક મહાવિદ્યાઓન જાળનવા સાથે વિનયાદિ ગુણ સમૂહને પોષવાવાળી હતી વળી તે કાલના અન્ય મહાવિદ્વાનોના સાથે વાદવિવાદમા અભ્યાસકોને અપરાજિત બનાવે તેવા પ્રકારની હતી વ્યાકરણ ન્યાય, જ્યોતિષ આદિ વિષયામા પણ સ્વાશ્રયી હતી ભેદભાવનો અભાવ હોવાથી ભિન્ન ભિન્ન સંપ્રદાયના મુનિઓ એક ગુરુ પાસે વ્યવસ્થિતપણે સંયમાન્ક રક્ષણપૂર્વક પઠનાર્થે રહેતા હતા આથી પાઠયક્રમ, વ્યવસ્થા, નીતિરીતિ ઇત્યાદિ સુંદર હોવુ જોઇએ એમ અનુમિત કરીએ તે વધારે પડતુ નથી જ.

હવે આજના જગત તરફ દૃષ્ટિ નાખીને જોઈશુ તો માલૂમ પડશે કે ભારતપ્રમુખ સર્વ દેશોમા ભાષાકીય ધોરણપૂર્વક શિક્ષણાલયા યાજીને વિદ્યાપ્રચાર થતો જાય છે વિભિન્ન દાર્શનિક નેતાઓ પણ પોત પોતાના દાર્શનિક શાસ્રોના વ્યાપક પ્રચાર માટે મહા પ્રયાસો સેવે છે અને તે પ્રયત્નો સેવીને પોતપોતાના તીર્થધામોમા શિક્ષા મંદિરા વિદ્યાનયા આદિ સ્થપાવે છે તે પ્રમાણે અન્ય વિદ્વાનો તે તીર્થધામોને વિદ્યાધામો બનાવે છ આજના શિક્ષાથી કેળવાયેલ વર્ગ પણ શક્તિશાળી અને જિજ્ઞાસુ બનતો હોવાથી તેમની પિપાસા દાર્શનિક ગ્રંથો તરફ વધતી જાય છ એના આ કાળમા આપણે પણ આપણી તીર્થભૂમિઓમાથી કોઈ પણ એક તીર્થભૂમિને પસંદ કરીને વિદ્યાભૂમિ કરી લઈએ, જેથી આપણા આગમાદિશાસ્રગ્રંથો જ્ઞાનમંદિરોની ગુપ્ત સમૃદ્ધિરૂપ નહિ રહેતા જગત સન્મુખ તેને લાવનાર મહાવિદ્વાનો ખડા કરી શકીશુ અન્યોન્ય સહકાર ભાવથી વર્તવાને લીધે ઘણા ઘણા વૈર વિરોધરૂપ વિષ વરસાવનારા પ્રશ્નો પણ આપોઆપ શમી જશે આપણી શ્રી ચતુર્વિધ સંઘની સ્થિતિ પણ સુદૃઢ બનશે આગમજ્ઞાતાઓની વિરલતા પણ ઘટશે આ પ્રમાણે શ્રી જૈનશાસનના મહત્વશાળી અંગરૂપ અધ્યયનને અંગીકૃત કરીને કલ્યાણકામી મહાત્માઓ શિવસુખ સાધે એ જ, અભિલાષા

## અભિનંદનનો સંદેશો

શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી જૈન સાહિત્યનો થતો પ્રચાર સ્તુત્ય છે તે માટે તન મન અગર ધનથી મદદ કરનાર પણ ધન્યવાદને પાત્ર છે તે સંસ્થા વધુને વધુ જૈન સાહિત્યનો પ્રચાર કરતી રહે એ શુભ અભિલાષા

લી પ. શ્રી પ્રવીણવિજયજી તથા પ. શ્રી મહિમાવિજયજી (છાણી)

# અણુઓંબના જમાનામાં જૈન ધર્મનું સ્થાન

[ લેખક : આચાર્ય શ્રી દાનસાગર સૂરિજી-માટુંગા ]

આપણા પૂર્વજોએ જૈન ધર્મ અને તત્વજ્ઞાનના લખેના ગ્રંથોના સંશોધન અને પ્રકાશન તથા પ્રચાર માટે આપણે જ્યારે ખૂબ આગ્રહ રાખીએ છીએ અને એ કાર્યની પાછળ અથાગ શ્રમ અને ઘણુ ધન ખર્ચવામા આવે છે ત્યારે સામાન્ય જનતા મનમા અને બુધ્ધિશાળી વર્ગના મનમા પણ એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે માનવ જાતને સંસ્કૃતિની દિશામા પ્રગતિ શરૂ કર્યે હજારો વર્ષ વીતી ગયા અને શ્રી તીર્થંકર દેવોએ પ્રરૂપેલો માર્ગ અનુસરતા અનેક યુગ વીત્યા છતા શુ આપણે હજુ એના એ પુસ્તકો અને એના એ સિધ્ધાતોનું જ અવલંબન લેવાનુ છે? આપણે હજુ શુ એટલી માનસિક અને આધ્યાત્મિક પ્રગતિ સાધી નથી કે કાઈક નવું નિપજાવી શકીએ અને માનવજાતને પ્રગતિને માર્ગે વધુને વધુ આગળ લઇ જઇ શકીએ?

આવો સવાલ દરેક વિચારકના મનમા ઉપસ્થિત થાય એ સ્વાભાવિક છે, પરંતુ અત્યારના સંજોગો દરેક રીતે વિચારતા એનો જવાબ પણ તરત મળી રહેશે

મુખ્ય પ્રશ્ન એ વિચારીએ કે માનવ જાતે પ્રગતિ સાધી છે ખરી? ભૌતિક અને સાસારિક સુખ સગવડો ઉપજાવવાની દૃષ્ટિએ કોઇ કહેશે કે મનુષ્યે જરૂર અભૂતપૂર્વ પ્રગતિ સાધી છે આ નિર્ણય પણ બરાબર નથી. પૃથ્વી ઉપરની આટલી વિશાળ માનવ વસ્તીમાથી ગણ્યા ગાઠ્યા લોકો જ આ ભૌતિક પ્રગતિના લાભ મેળવી શકે છે અને પરિણામે તેઓ બાકીના લોકોને ગુનામ અને પછાત દશામા રાખવા પ્રયત્નો કરે છે.

ઉપરાત આ ભૌતિક પ્રગતિ મનુષ્યને અત્યારે એવા સ્થાને લઇ ગઈ છે કે જ્યાથી સંપૂર્ણ વિનાશ હાથવેંતમાં દેખાય છે. અણુબોમ્બ હાઇડ્રોજન બોમ્બ વગેરે મહાભયંકર શસ્ત્રોની શોધને લઇને હવે વિનાશ દૂર નથી દેખાતો અને આવા વિનાશાત્મક શસ્ત્રો હાથમા હોવા છતા મનુષ્યને એક બીજા પ્રત્યે વિશ્વાસ કે સમભાવ ઉત્પન્ન નથી થતો. અવિશ્વાસ, અસહિષ્ણુતા, અન્યની જીવનરીતિ પ્રત્યે અભાવ, હુ જ સર્વશ્રેષ્ઠ – આ અને આવી વૃત્તિઓનું પ્રાબલ્ય એજ સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે

માનવજાતની ઉત્પત્તિની શરૂઆતમા જેવુ વાતાવરણ હતુ તેવું જ વાતાવરણ અત્યારે હયાત છે એમ માની શકાય જંગલનો કાયદો, હરીફને મારવાની વૃત્તિ, આ બધું શુ દર્શાવે છે?

આને શું આપણે પ્રગતિ ગણવી? સામાન્ય બુદ્ધિ તો આને અવગતિ જ ગણે. સર્વતોમુખી વિનાશની બીકમા જ પળેપળ વ્યતીત થતી હોય તેવા જીવનને પ્રગતિમય જીવન ગણીજ કેમ શકાય?

અત્યાર સુધીની માનવજાતની આવી પ્રગતિનુ સરવૈયું તપાસતા જણાય છે કે આપણે ખરી પ્રગતિ તો નથી જ સાધી એ નિર્વિવાદ છે. આનું કારણ શુ?

સદ્ભાગ્યે માનવજાતમા હજુ પણ થોડી વ્યક્તિઓ છે કે જેઓ હાલના પ્રવાહોને ચિંતાજનક ગણીને પૂર્વજોના વારસા તરફ આશાભરી નજર દોડાવે છે. જૈન ધર્મે પ્રરૂપેલ સત્ય, અહિંસા, અપરિગ્રહ, સમભાવ વગેરે મહામૂલા સિધ્ધાતોનો અમલ એજ અત્યારે માનવજાતને વિનાશને પંથેથી પાછો વાળશે એમ નિઃશંક સમજાય છે.

અત્યારે ફરી વળેલ અંધકારમા પ્રકાશ દૃષ્ટિગોચર થતો હોય તો તે એક જ દિશામા છે. તીર્થંકર-

દેવો, ગણધરો, આચાર્યો વગેરે જે વારસો મૂકી ગયા છે તેનું ફરી અને ફરી ઉચ્ચારણ તેનો અમલ અને વધુને વધુ પ્રચાર આ વસ્તુ જ માનવજાતને અવનતિને પંથે જતી રોકશે.

અને એટલે જ આપણા પ્રાચીન ગ્રંથો આ તકે અમૂલ્ય બને છે. એ જાળવી રાખવા તથા તેનો બ્યચિત પ્રચાર કરવો એ આપણી પ્રથમ ફરજ બને છે.

જૈન શાસ્ત્રોમાં અનેકવિધ જ્ઞાનની જે તલસ્પર્શી મીમાંસા આપેલી છે, વિધવિધ વિષયનાં પુસ્તકોમાં જે અમૂલ્ય ખજાનો ભરેલો છે તે તપાસતાં જીવનનું કોઇ ક્ષેત્ર એમાંથી રહી જતું હોય એમ ન લાગે જે જોઇએ અને જેટલા પ્રમાણમાં જોઇએ એ બધું તેઓ આપણે માટે મૂકી ગયા છે.

અમૂલ્ય અને સનાતન એવાં સત્યો કે જે તીર્થંકર દેવો મનુષ્યને આપી ગયા છે તે ભૂલી ક્ષણિક સુખ માટે આપણે બીજા માર્ગે વળી ગયા છીએ એટલે સર્વત્ર દુઃખ, રોગ, વિનાશ વગેરે દેખાય છે. માટે કરી ફરીને વીતરાગના માર્ગે જવાનું અનિવાર્ય બને છે–એમાં જ મોક્ષ છે, એમા જ આત્યંતિક સુખ છે.



## અભિનંદનનો સંદેશો

જૈન સંઘના આધારસ્તંભ આગમો અને તાત્ત્વિક જ્ઞાનપૂર્ણ પ્રકરણગ્રંથો દુરાપ હતા. અનેક જિજ્ઞાસુઓને એ ગ્રંથોનો અભ્યાસ કરવા ઘણી ઘણી મુશ્કેલીઓ સહવી પડતી, પણ જૈન સંઘના અભ્યુદયે સુરત શહેરમાં શ્રી દેવચદ લાલભાઈની અકમ્પ ઉદારતાથી પ્રકાશન સંસ્થા સ્થાપિત થઈ ત્યારથી અભ્યાસકોની મુશ્કેલીઓ સહજ દૂર થઇ અને અભ્યાસકોનો ઉત્સાહ વધતો ગયો. જ્ઞાનપિપાસા પૂર્ણ થતી ગઈ. સાચે જ આ સંસ્થાએ પોતાના જન્મ પછી સેંકડો અલભ્ય ગ્રંથો પ્રસિદ્ધિમા આણીને જિજ્ઞાસુ હૃદયોને સંતોષ્યા છે, એમ કહેવું એ તદ્દન સત્ય છે.

આ સંસ્થાના કાર્યવાહકો પણ મધ્યસ્થ-વૃત્તિને અબાધિત સાચવી રહ્યા છે, કારણકે સમાજના પ્રત્યેક આચાર્ય કે મુનિપુંગવો દ્વારા પ્રકાશનોમા સહકાર લે છે અને જેમ બને તેમ શુદ્ધ અને જલદી ગ્રંથ પ્રકાશનો થાય તેની પૂરી કાળજી-તકેદારી રાખે છે એમ પ્રત્યક્ષ અનુભવાય છે. જે જે આચાર્યો કે મહાપુરુષો જેવો જેવો સહકાર આપે છે, તેઓનો ઋણીભાવ પણ વ્યક્ત કરે છે

આ સંસ્થા અદ્યતન શૈલીથી વિશદ સંપાદનો દ્વારા નવા અપ્રસિદ્ધ અનેક આગમ તેમજ પ્રકરણગ્રંથો પ્રકાશમા લાવે અને જ્ઞાનઝરાઓ પ્રવાહિત કરે એજ એક મંગલકામના.

લી. આચાર્યદેવ શ્રી વિજયભુવનતિલક સૂરીશ્વરજી મહારાજ
(બોરસદ)

## અભિનંદનનો સંદેશો

આગમોદ્ધારક આચાર્ય મહારાજ શ્રીમાન સાગરાનંદ સૂરીશ્વરના સદુપદેશથી અને પ્રેરણાથી સંસ્થાપિત થયેલ શેઠ દેવચંદ લાલભાઈ દ્વારા શ્રી જૈન પુસ્તકોધ્ધાર સંસ્થાએ અત્યાર સુધી સો લગભગ ગ્રંથો પ્રસિધ્ધ કરેલ છે તેથી આચાર્ય, ઉપાધ્યાય, મુનિવર્યો વગેરેને અત્યંત લાભ થયેલ છે. સંસ્થા મારામાં સારું કામ બજાવે છે. જેથી અન્ય આગમ પુસ્તકોને પ્રસિધ્ધ કરવા ઘણી સારી રીતે પ્રયાસ કરી રહો. તે પ્રયાસ સફલતાને પામો અને તો લાભ લો અને આપો એ જ. ધર્મસાધન કરશો.

લી. આચાર્ય શ્રી ...તવિજય સૂરિ
(સાણંદ)

# જિનવચન રૂપ શાસ્ત્રોનો ઉપકાર

[ લેખક :- મુનિશ્રી ભદ્રંકર વિજયજી, જૈન વિદ્યાશાળા-અમદાવાદ ]

नमः श्री प्रवचनाय।

जइ इच्छह परमपयं अहवा कीत्तिं सुवित्थडं भुवणे।

ता तेलुक्कुद्धरणे, जिणवयणे आयरं कुणह ॥ १ ॥"

શ્રી જિનેશ્વરોનો સુખાર્થી ભવ્ય જીવોને ઉદ્દેશીને એવો ઉપદેશ છે કે 'જો પરમપદ-મોક્ષની ઈચ્છા હોય અથવા ત્રણ ભુવનમા વિસ્તૃત ઉજ્જવલ કીર્તિની ઇચ્છા હોય તો ત્રણે લોકને ઉદ્ધરવામાં સમર્થ એવા શ્રી જિનવચનમા આદર કરો '

આ ઉપદેશમાં જિનવચન રૂપ શાસ્ત્રોનું મહત્ત્વ જણાવવા સાથે જીવને સુખ આપવાનું સામર્થ્ય એ શાસ્ત્રોમા જ છે એમ જણાવ્યું છે.

શેઠ **દેવચંદ જૈન પુસ્તકોદ્ધાર ફંડ** સમિતિએ શું વિશિષ્ટ કાર્ય કર્યું છે તે સમજવા માટે પ્રથમ શાસ્ત્રોના ઉપકાર અંગે થોડું સમજી લઈએ.

જીવનું અનાદિ અસ્તિત્વ છે તેમ તેને લાગેલા કર્મો પણ અનાદિ છે, આ કર્મોના સામાન્યતયા આઠ પ્રકારો છે તેમા મુખ્યતા મોહનીયની છે, મોહનીયમા પણ મિથ્યાત્વ મોહનીયનુ બળ ઘણું અહિતકર છે. જ્યા સુધી આત્મા ઉપર તેનુ પ્રાબલ્ય હોય છે ત્યા સુધી જ ચારિત્ર મોહનીય એટલે ક્રોધાદિક કષાયો, હાસ્યાદિ નોકષાયો અને વેદોનો આવેશ પણ આત્માને ત્રાસ આપી શકે છે અને એ દરેકના દબાણથી પરાભવ પામેલા આત્માને જ્ઞાનાવરણીય આદિ ઘાતી કર્મો તથા વેદનીય આદિ અઘાતી કર્મો પણ વિવિધ પ્રકારે સતાવે છે, વધારે શું ? જીવ એ ત્રાસમાથી છૂટવા માટે સહાયક માની જેમા હંમેશા લપટાયા કરે છે તે પુણ્યકર્મ પણ સહાય કરવાને બદલે ઉપર્યુક્ત મોહના બળે આત્માને શત્રુની ગરજ સારે છે. એમ પણ કહી શકાય કે એ લાલચથી વિશ્વાસુ બનેલા જીવે પુણ્યને પોતાનુ માનીને તેના મદ કરી દુઃખમાથી છૂટવાને બદલે આજ સુધી અનેકવાર દુઃખના ડુંગરાઓ પણ ઊભા કર્યા છે. આવી વિડંબના પણ જીવ અનાદિ કાળથી ભોગવતો રહ્યો છે, છતા અજ્ઞાનથી (શાસ્ત્રોપ્રત્યેના અનાદરથી) હજુ તેને પોતાને દુઃખનું કારણ સમજાયું નથી. સુખ માટે રાત દિવસ સખત પ્રયત્નો કરવા છતા, વિવિધ ઉપાયો કરવા રૂપ વલખા મારવા છતા દુ ખીને દુઃખી જ રહ્યો છે. એનું મૌલિક કારણ છે મિથ્યાજ્ઞાનથી સમજમા નહિ આવતો ઉપર્યુક્ત મોહ !

એમ છતા સર્વ જીવો એ મિથ્યાજ્ઞાનને પણ ઓળખી શક્યા નથી, વસ્તુતઃ તો જ્ઞાન એ જીવનો સ્વયંસિદ્ધ ગુણ છે, પણ મોહ એ જ્ઞાનને મિશ્ર-ભેળસેળ કરી દે છે અને એવુ મિથ્યા બની ગયેલું જ્ઞાન અપકારી પણ મોહ વગેરેના સાધનને ઉપકારી તરીકે ઓળખાવે છે, ઉપકારી પણ આત્માના હિતસ્વીઓને અપકારી તરીકે ઓળખાવે છે, ફલ સ્વરૂપે પોતાના હિતસ્વીઓ પ્રત્યે પણ તિરસ્કારની લાગણી પેદા કરી અપકારી શત્રુતુલ્ય મોહાદિ પ્રત્યે સન્માનવૃત્તિ પ્રગટાવે છે.

આમ આત્માના કટ્ટર શત્રુઓ તુલ્ય મોહ અને અજ્ઞાનને વશ પડેલો જીવ વિવિધ ભાવોના સંયોગમાં

આનંદનો અને વિયોગમાં દુઃખનો અનુભવ કરે છે. એ જ તેનો સંસાર છે. એ જ એનું મૌલિક દુઃખ છે. એને વશ પડેલા સર્વ જીવો પોતપોતાનું ઇષ્ટ મેળવવા અને અનિષ્ટથી છૂટવા પરસ્પર ઝઘડે છે. એમ સંસાર ઝઘડાઓનું કેન્દ્ર છે અને તેમાં કુટાતા જીવો ઝઘડાઓથી રિબાય છે, એમ પણ કહી શકાય.

જેમ સંસારની અને તેમાં ભમતા જીવોની ઉપર્યુક્ત સ્થિતિ અનાદિ છે તેમ તેને ઓળખાવનાર અને તેમાંથી છોડાવનાર શાસ્ત્રો અને શાસ્ત્રકારો પણ અનાદિ છે. તેના ફળ સ્વરૂપ મોક્ષ, સંસારનાં અને મોક્ષનાં કારણો તથા સંસારી અને મુકતાત્માઓ પણ અનાદિ છે

મોહ જેમ જીવોને પરસ્પર કલેશ કરાવે છે તેમ શાસ્ત્રો–શાસ્ત્રકારો એ કલેશોને શાન્ત પણ કરે છે. માટે આર્યદેશોમાં સર્વ વ્યવહારોમાં એક યા બીજા રૂપે શાસ્ત્રને માન્ય રાખવામાં આવ્યું છે. પંચો, સમાજો, કોર્ટો, રાજ્યતન્ત્ર વગેરે દરેકને પરસ્પરના કલેશમાંથી બચવા બચાવવા માટે કોઈને કોઈ નિયમોનો (મર્યાદાનો) આધાર લેવો પડે છે. એ નિયમો પણ એક શાસ્ત્ર છે.

દરેક વ્યવહારને અંગે નિયુકત થયેલી તે તે બંધારણીય મર્યાદાને જે અનુસરે છે તે ન્યાયી અને નહિ અનુસરનારો અન્યાયી ગણાય છે. એમાં મતભેદ ઊભો થતાં તુરત તે તે બંધારણને આગળ કરી મતભેદ ભાંગવાના આવે છે અને તે બન્ને પક્ષો કબૂલ રાખે છે, સહી–સાક્ષી, દસ્તાવેજો, કબુલાતપત્રો વગેરે બધું આના આધાર ઉપર જ રચાયેલું છે એમ ભિન્ન ભિન્ન વ્યવહારોમા ઉપયોગી તરીકે સ્વીકારાએલાં એ બધાં બંધારણોને એક યા બીજા રૂપમાં તે અંશમાં શાસ્ત્રો કહી શકાય.

એમ વિચારતાં સમજાશે કે ભિન્ન ભિન્ન જરૂરિયાતવાળા, ભિન્ન ભિન્ન વિચારવાળા અને એથી ભિન્ન ભિન્ન માર્ગવાળા પણ જીવોને એક વિચારવાળા અને એક માર્ગવાળા બનાવી કલેશથી બચાવનાર શાસ્ત્ર વિના જગતને ચાલ્યું જ નથી અને ચાલે તેમ પણ નથી. કહી શકાય કે શાસ્ત્રો વિના જગતનો કોઇ પણ સદ્વ્યવહાર ચાલી શકે તેમ નથી. એમ બાહ્ય જીવન માટે પણ શાસ્ત્રની આવશ્કતા, અતિ આવશ્યકતા છે જ, હા! આ શાસ્ત્રોને માન્ય કરી અનુસરવાની શકિત–યોગ્યતા પ્રાયઃ મનુષ્ય જીવનમાં જ હોય છે, માટે માનવજીવનની શ્રેષ્ઠતા છે.

એમ છતા એ પણ સાચું છે કે એવાં શાસ્ત્રો હોવા છતા કલેશોનો અંત આવ્યો નથી, આવતો નથી, તેનુ કારણ આત્મા અને જડને પરસ્પર વિરોધ હોવાથી જે આંતરિક કલેશો જીવમાત્રમાં ચાલે છે તે છે. જ્યા સુધી આતરિક કલેશો શમે નહિ ત્યા સુધી બાહ્ય કલેશો ક્રોટી ઉપાયે પણ શમે નહિ, કારણ એ છે કે બાહ્ય કલેશોનો જન્મ આતરિક કલેશોથી છે.

આ હકીકત વિશિષ્ટ જ્ઞાનીઓ પોતાના જ્ઞાનથી જાણીને બાહ્ય અને આંતરિક કલેશોનું શમન કરવા માટે જે જે નિયમો જગત સામે રજૂ કરે છે તેને ધર્મશાસ્ત્રો કહેવાય છે. આવું શાસ્ત્ર તે જ વાસ્તવિક રીતે રીતે સત્ય અને પૂર્ણ હોઈ શકે કે જેના કથક સ્વયં બાહ્ય આતરિક કલેશોથી સર્વથા મુકત થયેલા, એથી પ્રગટેલા જ્ઞાનને યોગે જગતના ત્રૈકાલિક સ્વરૂપને જાણનારા અને કૃતકૃત્ય થયેલા હોવાથી નિઃસ્વાર્થ પરોપકાર દૃષ્ટિવાળા હોય. એવા શાસ્ત્રકથક શ્રીજિનેશ્વરો જ હોઈ શકે માટે તેઓનું વચન આપ્તવચન હોઈ શાસ્ત્ર કહેવાય છે.

એણે અનાદિ કાળથી જીવોના બાહ્ય આતર કલેશોને શમાવવાનું કામ ચાલુ રાખ્યુ છે. આજે પણ આજે જ જીવ કલેશોને શમાવી શકે છે એમ કહેવુ જરાય અતિશયોકિતવાળું નથી કે ન જિનવચનના બળે સંસારવર્તી જીવોનુ જરાય અતિશયોકિતવાળું નથી જીવન સલામત છે. માતા પણ ગર્ભનું રક્ષણ અને પાલન કરી શકતી હોય કે કીડી, કથવા જેવા જીવો જગતમાં જીવી શકતા હોય તો તેમાં શ્રીજિનકથિત દયા–દાન

વગેરેનો જ પ્રતાપ છે. ખાવું પીવું કે લેવું દેવું વગેરે સામાન્ય પ્રવૃત્તિઓમાં પણ જીવ જે વિવેકને યોગે જીવન જીવી રહ્યો છે તે વિવેક શ્રી જિનવચનમાંથી પ્રગટેલો દીપક છે કે જેના બળે જગતના સર્વ વ્યવહારો વ્યવસ્થિત ચાલે છે. ટૂંકમાં કહીએ તો જિનવચન વિના ક્ષણ પણ જીવવું તે જીવન નહિ પણ જોખમ છે દેહનું રક્ષણ શ્વાસોચ્છ્વાસથી થાય છે તેમ આત્માનું રક્ષણ શાસ્ત્રોથી થાય છે.

વધારે શું ? એ શાસ્ત્રો જગતને આપવાને યોગે તો તીર્થંકરો ઉપકારી છે. એમનો મહાન ઉપકાર એ શાસ્ત્રોની ભેટ જ છે કે જેમાંથી જીવને બાહ્ય અભ્યંતર જીવન જીવવાની સઘળી સમજ મળે છે. એ ન હોત તો આ જગતમાં બીજો કોણ એ હકીકત શીખવી શકત. આજે જે વારસાગત હિતશિક્ષા વડીલો વગેરે દ્વારા પણ મળે છે તેનું પણ મૂળ તો શાસ્ત્રો જ છે.

લોકવ્યવહારમા પણ એક યા બીજા રૂપે શાસ્ત્રના બળને સ્વીકારવામાં આવ્યું છે કારણ કે તેના વિના કોઈ વ્યવહાર ચાલે તેમ જ નથી.

આ વિચારતાં જણાશે કે જીવનના દરેક વ્યવહારને અંગે જે નિયમનો કે માર્ગો હિતકર છે તે બધાં ય શાસ્ત્રોના એક અંશ રૂપ જ છે. એમ કહેવું જોઈએ કે શાસ્ત્રોએ ત્રણે કાળમાં ત્રણે જગતના જીવોનું હિત સાધવાનો માર્ગ આપ્યો છે, આપે છે અને આપશે. એનું મહત્ત્વ ગાવા માટે ઉપકારનું વર્ણન કરવા શબ્દો ઓછા પડે.

આવા શાસ્ત્રોને જીવંત રાખવા અને જગતમાં પ્રચારવા, એ સર્વ દાનો પૈકીનું શ્રેષ્ઠ દાન છે. ક્રોડો સોનૈયાનું દાન જ્ઞાનની એક પંક્તિની બરાબરી કરી શકતું નથી, કારણ કે જ્ઞાનનું દાન બધા દાનો કરતાં વિશિષ્ટ છે. તે આપવાથી બીજાની જેમ ખૂટતું નથી, આપનારને પણ વધે છે, લેનારને બીજા આગામી ભવોમા પણ સાથે જાય છે, તેને કોઈ ચોરતું લૂટતું, બાળતુ, કે નાશ કરી શકતું નથી. એના રક્ષણ માટે તિજોરીઓની કે પહેરગીરોની આવશ્યકતા નથી, કારણ કે જ્ઞાન ગુણ છે. એનું દાન તેના સાધનોના દાનથી થઈ શકે છે. એવું મહત્વનુ કામ **શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ** તરફથી નિઃસ્વાર્થ વૃત્તિએ કરવામા આવ્યું છે. તેનો સુવર્ણ મહોત્સવ ઉજવાય એ યોગ્યની યોગ્ય કદર કરવા તુલ્ય છે. સુજ્ઞેષુ કિં બહુના ?

●

<u>અભિનંદનનો સંદેશો</u>

સુરત છે નગરી અલબેલી, જિનધર્મતણો ધ્વજ ધરનારી,
છે ધન્ય ખરેખર એ નગરી, જે ધર્મ વૃધ્ધિને કરનારી

લી. માવજી દામજી
( ધાર્મિક શિક્ષક, બાબુ પનાલાલ સ્કુલ, પાયધુની, મુંબઈ–૩ )

# ● ભારત જૈન જ્ઞાન વિહાર ●

[ લેખક કુલચંદ હરિચંદ દોશી (મહુવાકર) - પાલીતાણા ]

જૈન ધર્મ એક વખત વિશિષ્ટ ધર્મ ગણાતો જૈન આગમ સાહિત્યે તો પશ્ચિમના વિદ્વાનોને મુગ્ધ કર્યા છે જૈન તત્ત્વજ્ઞાન આજે પણ અદ્વિતીય ગણાય છે જૈન સાહિત્ય જગતના સાહિત્યમા સમૃદ્ધ અને વિશિષ્ટ ગણાય છે જૈન ધર્મે જગતને અહિંસાનો મહાન સદેશ આપ્યો છે જૈન જ્યોતિર્ધરોએ વિધવિધ વિષયોના અમૂલ્ય પુસ્તકો આપ્યા છે જૈન જ્ઞાનભડારોના ખજાનામાથી જગતના ચોકમા હજી થોડા જ રત્નો બહાર આવી શકયા છે જૈન સિદ્ધાતો અને આચારોનુ જીવન વિકાસમા ઉચ્ચ સ્થાન છે જૈન દર્શન ઘણી જ ઊચી પકિતનુ છે એના મુખ્ય તત્વો વિજ્ઞાનશાસ્ત્રના આધાર પર રચાયેના છે વિનાશ અને યુદ્ધોથી નાસી ગયેની દુનિયાની મહાપ્રજાઓ અહિંસાનો સદેશ સાભળવા અને સમજવા લાગી છે આવતીકાલ વિશ્વશાતિને માટે એ પથે વિચરવાના પગરણુ દેખાય છે

જૈન સાહિત્યના આવા રત્નો ભારતના જુદા જુદા ભાગોમા ભડારોમા પડયા છે એ ગ્રથ રત્નોનુ પૂરૂં સશોધન પણ થઈ શકયુ નથી કેટનાક તો પટારામા પૂરાયેના પડયા છ દર વર્ષે ઉધઈનો ભોગ થાય છે સૂર્યનો પ્રકાશ તે ગ્રથ રત્નોને મળતો પણ નથી જૈન દર્શન ઉપરના આના હજારો–નાખો ગ્રથ રત્નો આપણી–જૈન સમાજની–જૈન ધર્મની અરે ભારતની અને જગતની મોઘામા મોઘી મૂડી છે

આપણા પૂર્વ પુરુષોએ તો જ્ઞાનની વૃદ્ધિ માટે આ ગ્રથરત્નો તૈયાર કરા યા સભાળ માટે જ્ઞાનભડારોમા રાખ્યા પણ એ કોન દાબડામા પૂરી રાખવાના ધરેણા નથી ઘણા તો એવા ગ્રથરત્નો છે કે જગતના ચોકમા આવે તો જગતને નવી દ્રષ્ટિ–નવી ભાવના–નવી પ્રેરણા નવી શકિત અને નવી ચેતના આપી જાય

જૈન સમાજ તા દાનશૂર ગણાય છે જ કરોડોના દાન મહાપુરુષોએ આપ્યા છે મહાનતીર્થો સર્જ્યાં છે કળામય મદિરો જગ્યાએ જગ્યાએ બધાયા ૭ જ્ઞાનભડારો રચ્યા છે તાડપત્રો જેવા મોઘા પત્રો ઉપર સોનેરી શાહીમા હસ્તલિખિત પુસ્તકો લખા યા છે કરોડોનો ખર્ચ કરી જીવનને ધન્ય બનાવી ગયા છે

આ આપણા પૂર્વ પુરુષાને અખૂટ–અણમોન વારસો છે તે માત્ર જૈન ધર્મ માટે કે અમુક માટે નહિ પણ જગતના તમામ માનવી માટેનો વારસો છે આ ગ્રથરત્નોને સભાળવાનો–રક્ષવાનો સૌ કોઈનો ધર્મ છે આપણા પૂર્વ પુરુષોએ તો આજસુધી તેની રક્ષા કરી પણ આપણી જવાબદારી તેથી વિશેષ છ અને તે એ કે આ ગ્રથરત્નોનુ સશોધન કરાવી–તેના રહસ્યો જગતના ચોકમા મૂકીને જગતને શાતિને માર્ગ વાળીએ

જૈન સમાજ આજે પણ સમૃદ્ધ છે આજે પણ જૈન સમાજમા દાનની ભાવના જવલત છ દર વર્ષે સમાજ નાખો રૂપિયા ખરચે છે અને ધર્મઉદ્યોત કર્યો માને છ

આપણે હવે જ્ઞાનનો ઉદ્યોત કરવો છે તે માટે એક જ્ઞાન વિહારની આવશ્યકતા છે

આ જ્ઞાનવિહાર એજ જૈન વિશ્વવિદ્યાલય-સમયજ્ઞ યુગના આચાર્ય શ્રી વિજયવલ્લભ સૂરીશ્વરજી જૈન વિશ્વવિદ્યાલયની જે ભાવના હતી તે આવા જ્ઞાનવિહારથી બર આવવા સભવ છે એટલુ જ નહિ પણ આવા જ્ઞાનવિહાર માટે તો આપણા આચાર્યપ્રવરો પદસ્થો મુનિરત્નો અને જૈન દાનવીરો તેમજ સમાજના ઘડવૈયાઓ બધાને ગૌરવ લેવા જેવુ થશે-બધાનો સક્રિય સહકાર મળશે કોઈપણ જાતના પક્ષ વિના કેવળ જ્ઞાનપ્રકાશ અને જ્ઞાનપ્રચારની ઉત્તમ ભાવના આ જ્ઞાનવિહાર પાછળ રહેશે

જૈન સમાજનુ આ જ્ઞાનવિહાર સાચુ ભૂષણ થશે જૈન સાહિત્યનુ એક અદ્વિતિય ધામ બની રહેશે

૧ જ્ઞાનવિહાર માટે એક વિશાળ જગ્યામા સુદર મકાન જોઈએ

૨ જૈન ધર્મના હસ્તલિખિત તથા મુદ્રિત પુસ્તકોનો સુદર સગ્રહ જોઈએ

૩ જ્ઞાન ભડારામાથી મળી શકતા પુસ્તકોની પ્રતો વ્યવસ્થિત જળવાઈ રહે તેમ રાખવી જોઈએ

૪ ગોદરેજના કાચના બારણાવાળા લોખડના કબાટો વસાવવા જોઈએ

૫ જ્ઞાન વિહારમા એક અદ્યતન મુદ્રણાલય-પ્રિન્ટિંગ પ્રેસ હોવુ જોઈએ

૬ પુસ્તકાલય વિભાગ – વાચનલય – અભ્યાસ ખડ – સશોધન કાર્યાલય – ગ્રથમાન કાર્યાલય – નિયામક – વ્યવસ્થાપક કાર્યાલય વિદ્વાનોને રહેવા માટેના રુમો – અતિથિગૃહ – ભોજનગૃહ – આરામગૃહ ચર્ચા – સભાગૃહ, મધ્ય સભાગૃહ વ્યાખ્યાનગૃહ – જુદાજુદા કાર્યકર્તા માટે નિવાસગૃહ – સાધુઓ માટે જુદાજુદા થોડા વિહારગૃહ, પશ્ચિમના વિદ્વાનો માટે સગવડવાળા નિવાસગૃહ અભ્યાસ્રો માટેના જરૂરી ખડો – કોઈ વિદુષી સાધ્વીઓ કે બહેનોને વિહારમા થોડો વખત અભ્યાસ માટે રહેવુ હોય તો તે માટે જુદાજુદા નિવાસસ્થાન ઉદ્યાન – આરોગ્યભુવન આદિ જરૂરી વિધવિધ નિવાસસ્થાનો જરૂરિયાત પ્રમાણે તૈયાર કરવાની યોજના હોવી જોઈએ

૭ આ જ્ઞાનવિહાર માટે સુદર વિશાળ વૃક્ષરાજિઓથી મઘમઘતી સ્વચ્છ હવા પાણી વાળી જ જેટલી મળી શકે તેટલી જગ્યા ભાવનગરથી મુબઈ સુધીમા કોઈ કેન્દ્રસ્થાને મળે – જ્યાનો સઘસમુદાય સક્રિય સહાય કરે નિરીક્ષણ રાખે સેવાભાવથી જરૂરી મદદ આપે ત્યા શરૂ કરવો જોઈએ

૮ આ વિહારમા જૈન સાહિત્યના ગ્રથોનુ સશોધન-પ્રકાશન થયા કરે વિદ્વાનો-પાશ્ચાત્ય અને પૂર્વના-પ્રસગે પ્રસગે આવે અને અભ્યાસ કરે, સશોધન આદિ કરે સાધુ મુનિરાજો પણ અહીં ઉચ્ચ અભ્યાસ કરે કોઈકોઈ સાધ્વીજી મહારાજ પણ અભ્યાસ માટે રહી શકે જૈન ધર્મના જૈન જૈનેતર વિદ્વાનોનુ દર વર્ષે સમેલન મળે

૯ પ્રેમ પણ વ્યવસ્થિત વ્યાપારી પધ્ધતિથી આને પાશ્ચાત્ય અને પૂર્વના વિદ્વાનોના વ્યાખ્યાનો યોજવામા આવે બાળકો-કુમારો-યુવકો-પ્રૌઢો વિદ્વાનો-બહેનો માટેના પુસ્તકોના પ્રકાશનો થાય

૧૦ એક માસિક ત્રિમાસિક, વાર્ષિક પત્રનુ પ્રકાશન થાય વિદ્વાનો તૈયાર કરવા માટેની યોજના થાય અને

તે માટે વિદ્વાન પ્રાધ્યાપકો રાખવામા આવે આગમ ગ્રથોનુ અદ્યતન પધ્ધતિથી પ્રકાશન કરવામા આવે- અપ્રાપ્ય પુસ્તકોનુ સરક્ષણ કરવામા આવે

જૈનદર્શનને જગતના ચોકમા મૂકવા માટેના બધા પ્રયાસો યોજાય જૈન ધર્મના પ્રેમીઓ જૈન સાહિત્યનો પ્રકાશ મેળવી શકે અને ભારત તેમજ વિદેશોમા જૈન ધર્મના સિધ્ધાતો દ્વારા વિશ્વશાતિના પ્રયાસો થાય આ સ્વપ્ન કે કલ્પના વિહાર નથી જૈન ધર્મના પ્રેમી સૌ કોઇનુ સ્વપ્ન એવુ જોઇએ તેમા જ જૈન શાસનનો જયજયકાર છે અદ્વિતીય ગ્રથરત્નોની સુરક્ષા છે, જગતને, સમાજને વિદ્વાનો પૂરા પાડવાની યોજના છે પ્રેસ, પ્રવચનો, પ્રચાર, અભ્યાસ, પ્રકાશન, સશોધન આદિની બધી શક્યતાઓ આ યોજનામા છે જૈન સમાજમા જ્ઞાનનો ભારે મહિમા છે ઘેરે ઘેર ગામે ગામ શહેરે શહેર, પ્રજાએ પ્રજા અને રાષ્ટ્રે રાષ્ટ્રમા જ્ઞાનનો દીપક પેટાવવાની આ વ્યવહારૂ યોજના છે

જૈન સમાજના દાનવીરો આવા એક અત્યુત્તમ કાર્ય માટે દાનના ઝરણા વહેવડાવે, આચાર્ય પ્રવરો, પદસ્થો મુનિરત્નો તે માટે ઉપદેશ અને પ્રેરણા આપે, જ્યા જ્યા જ્ઞાન ખાતાનુ દ્રવ્ય હોય તે આ માટે આપે અને ભારતભરના પ્રત્યેક જૈન કુટુબ માત્ર એક એક રૂપિયો આપે તો આવતી કાલે જ ભારત જૈન વિહારના શ્રી ગણેશ મડાય

આ યોજનાને મૂર્તસ્વરૂપ આપવા જૈન સમાજના દાનવીરોની એક સમિતિ થવી જોઈએ જે વિહાર માટેના દાનની યોજના વિચારે, જૈન સમાજના વિદ્વાન આચાર્યપ્રવરો ને પદસ્થો કે વિદ્વાન મુનિરત્નોની એક સમિતિ આ કાર્યને વેગ આપવા બનાવવામા આવે, જૈન સમાજના વિદ્વાનોમાથી એક સમિતિ બનાવવામા આવે જે યોજનાના હાર્દનો વિચાર કરે આ કાર્ય ભગીરથ-મોટુ અને ઘણુ વિશાળ લાગે છે પણ તેટલુ જ અગત્યનુ - ઉપયોગી - જૈન સમાજને ગૌરવ આપે તેવુ અને જ્ઞાનનો સાચો પ્રકાશ કરે તેવુ છે

આ વિહારની યોજનામા સાધુવિદ્યાપીઠ, સાધ્વીવિદ્યાપીઠ સશોધન, બૃહદ્પુસ્તકાલય, સગ્રહસ્થાન, અભ્યાસગૃહ, પશ્ચિમ-પૂર્વના વિદ્વાનોને આવકાર, વ્યાખ્યાનમાળા, પ્રેસ-ગ્રથપ્રકાશન વિદ્વાનોને તૈયાર કરવાનુ સ્થાન સાચુ શાતિનિકેતન અને જૈન વિશ્વવિદ્યાલય આવી જાય છે

સ્વપ્નશિલ્પી લેખકની વર્ષોની ભાવના કોણ વિચારશે? બહુરત્ના વસુધરા



# અસ્થિરતા અને સ્થિરતા

[ લેખકઃ—સાહિત્યચંદ્ર બાલચંદ હીરાચંદ-માલેગામ ]

જગતમાં સ્થિર અને અસ્થિર એવી બે જાતની વસ્તુઓ હોય છે. જે હાલતી અગર ચાલતી નથી તેને સ્થિર અને પોતાની મેળે જે હાલે છે ચાલે છે તેને આપણે અસ્થિર કહીએ છીએ. રેલગાડી, વિમાન અગર મોટર કે યંત્રો ચાલે છે છતાં આપણે એને અસ્થિરમાં ગણતા નથી, કારણ કે તેની પાછળ પ્રેરક શકિત માનવે જોડેલી હોય છે. આકાશમાં ફરતો મૂકેલો કૃત્રિમ ચંદ્ર કે ગોલ જોકે ભયંકર વેગથી ફરે છે છતાં આપણે એને સ્થિર જ ગણીએ છીએ. એ બધી કલ્પના જીવ અને અજીવ સંજ્ઞાની દૃષ્ટિએ આપણે ગણીએ છીએ. એટલે જીવ સ્વયમેવ હાલે છે, ચાલે છે, આહાર ગ્રહણ કરે છે અને તે પોતા પાસેથી દૂર કાઢી પણ નાખે છે, તેથી એને આપણે જીવ ગણીએ છીએ પણ મનુષ્યકૃતિથી પ્રેરણા મેળવેલ જડ ગણાતી વસ્તુ હાલે, ચાલે અને ફરે છે. છતાં તેને અજીવ ગણવામાં આવે છે.

આપણી સામે ઊભો રહેલો થાંભલો, મકાનો, મહેલાતો, નદી કે પર્વતો જો કે જડ હોવાથી સ્થિર જણાય છે, છતાં આપણે જોઈએ છીએ કે, વહેલા કે મોડા એ બધાં જરા એટલે ઘડપણને અનુભવે છે અને વધતા કે ઓછા કાળમાં નાશ પામે છે એટલું જ નહીં, પણ આકાશમાં અનાદિ કાળથી સતત પરિભ્રમણ કરતા નક્ષત્રો, ગ્રહો, સૂર્ય, ચંદ્ર અને નિહારિકાઓ અખંડ રીતે પોતાની ધરી ઉપર અને અન્ય ગ્રહનક્ષત્રોની આસપાસ અખંડ રીતે ફરતાં રહેવા છતાં એ બધા વૃદ્ધાવસ્થા અને મૃત્યુ પામતા આવેલા છે એટલું જ નહીં, પણ અનેક ગ્રહનક્ષત્રો દેવતા મનાયેલા છતાં એ બધાને પુદ્‌ગલપુંજ અને સ્થિર જડ તરીકે જ આપણે માનીએ છીએ. મતલબ કે જીવ સ્વયંચલિત, સ્વયંપ્રેરિત અને ઉન્નતિઅવનતિને પાત્ર ગણાય છે, ત્યારે પુદ્‌ગલ કેવળ સંયોગ વિયોગથી પરિવર્તિત થાય છે, પણ એ પુદ્‌ગલ તરીકે જ હંમેશ રહે છે માત્ર આત્મા ધીમે ધીમે ઉન્નતિના પંથ ઉપર આરોહણ કરી પોતાની આસપાસ વિંટળાઈ રહેલા આવરણો ફગાવી દઈ અંતે પૂર્ણ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે અને ત્યારે જ તે અખંડ આનંદના સામ્રાજ્યમાં સ્થિત થાય છે અને જ્યાં સુધી એ એવી સ્થિતિએ પહોંચતો નથી ત્યાં સુધી તેને સ્થિરતા આવતી નથી. પુદ્‌ગલના સંયોગથી છૂટી મુક્ત થવા માટે એને અખંડ પ્રયાસ કરવાની જરૂર પડે છે.

મનુષ્ય જ્યારે સ્થિરતા મેળવવા માટે પ્રયાસ કરે છે ત્યારે તે સ્થિરતા મેળવવાનો માર્ગ સાચો હશે તો આત્મા જરૂર સ્થિર બની અખંડ આનંદ મેળવી શકે છે, પણ જ્યાં સુધી એ પુદ્‌ગલોના સંયોગોથી છૂટા એટલે મુક્ત થતો નથી ત્યાં સુધી તે પોતાની અસ્થિરતા છોડી શકતો નથી. માનવ કે જીવમાત્ર અનાદિકાળથી એવી અસ્થિરતામાં રખડ્યા કરતો રહ્યો છે. એ કેવી રીતે રખડપટ્ટી ભોગવી રહ્યો છે એનું એને ભાન પણ નથી. અનંત પુદ્‌ગલોનો એ નવો નવો સંબંધ જોડે છે અને અનંત પુદ્‌ગલોનો સંબંધ એ તોડી રહ્યો હોય છે. એટલે પુદ્‌ગલોનો સંબંધ જોડવાનો અને તોડવાનો એ જીવમાત્રનો નિત્યક્રમ બની ગયો છે. જીવ અનંત કર્મો કરે જાય છે અને તેના સંયોગ કે વિયોગથી અનંત દુઃખદ કે સુખદ વેદનાનો અનુભવ કરે જાય છે, પણ એ

ચક્રમાંથી છૂટી સ્થિરતા કે સાચી શાંતિ ક્યારે મેળવશે એની કલ્પના પણ જીવ કરી શકતો નથી અને એવી નિરાધાર સ્થિતિ એને અનુભવવી પડશે એ વિષે એ સંપૂર્ણ અજાણ છે એમાં શંકા નથી.

પોતાની આત્મિક વિચારણામાં અને યોગધ્યાનમા લીન એવો એક શુદ્ધબુદ્ધ જ્ઞાની અભેદ્ય જંગલમાં જઈ રહ્યો હતો. તેવામા ત્યાં સામેથી એક અત્યંત દુષ્ટ ડાકુ આવી રહ્યો હતો. એ ડાકુ પોતાના દુષ્ટ વિચારોથી તરબોળ બન્યો હતો. પોતાના યત્કિંચિત સ્વાર્થ માટે કોઈ પણ પ્રાણીનો જીવ લેવો એને મન એક રમત હતી. કોઈ દ્રવ્યધારી વ્યક્તિ હોય કે લગભગ નિર્વસ્ત્ર ફકીર હોય, કોઈ રંક હોય કે સંત હોય, એના હિસાબે એ વધ્ય જ ગણાતો. કોઇને રંજાડવામાં એને આનંદ આવતો. એવો ડાકુ એ સંત નિર્ગ્રંથ મુનિની સામે આવ્યો. મુનિ તો ચાલતા જ હતા. ડાકુએ એકદમ ગુસ્સે થઈ જોરથી એ સંતને પડકાર કરી કહ્યું: "એ માણસ! સ્થિર થઈ જા." મહાત્માએ શાંતિથી ચાલવું જ રાખ્યું અને ડાકુને જવાબ આપ્યો કે "હું તો સ્થિર જ છું. તું જ શાંત થા. સ્થિર થા." આ જવાબ સાભળતાં ડાકુ તો આભો જ બની ગયો. આવો ઉદ્ધત અને નિર્ભીક અડગ માનવ એના જોવામાં પહેલો જ હતો. એ સામે આવી રહ્યો છે છતાં કહે છે કે, "હું સ્થિર છું." એ આશ્ચર્ય છે. એને વિચાર આવ્યો કે "એ ક્યાં દોડી જવાનો છે? હું તો ઘડીના છઠ્ઠા ભાગમાં એનો નિકાલ કરી નાખું એમ છું છતાં જોઉં તો ખરો કે એ શું કહેવા માગે છે." મુનિ આગળ આવીને ડાકુએ પ્રશ્ન કર્યો કે, "તું ચાલ્યા કરે છે છતાં પોતે સ્થિર છું એમ કેમ બોલે છે? શું તારૂં આ બોલવું જૂઠું નથી?" મુનિ કહે છે, "ભાઈ હું શરીરે ચાલુ છું એ તું જુએ છે. પણ મને કોઈ જાતનો લોભ નથી. મને કોઈ વસ્તુની ઇચ્છા જ નથી. ક્રોધ, માન અને માયા મારા મનમાંથી દોડી ગયેલા છે. જગતમાં મારો કોઈ શત્રુ નથી તેમ ખાસ કોઈ મિત્ર પણ નથી. મારૂ મન પૂર્ણ રીતે સ્થિર છે તેથી મને કોઈ ઉપદ્રવ કરશે એવી ભીતિ નથી. તેથી જ મેં કહ્યું કે, હું સ્થિર છું. ચાલે છે મારૂં શરીર. હું એટલે મારો આત્મા તો સ્થિર જ છે. મારી એવી સ્થિતિથી હું મક્કમ છું. આનંદમાં રહી શક્યો છું પણ તારી સ્થિતિનો તું વિચાર કરી જો. સ્થિરતાનો તારામા લેશમાત્ર પણ જણાતો નથી તારી પાછળ લોભ નામનો ચોર દોડી રહ્યો છે તેથી જ તું નિરંતર ક્રોધી થઇ રહ્યો છે. તને એ પળવાર પણ વિસામો લેવા દેતો નથી ત્યારે તું અસ્થિર છે એમા આશ્ચર્ય નથી. ભલે તું કેટલોક વખત અડગ ઊભો રહે કે બેસી રહે, ઊંઘી રહે કે જાગતો ફરે તો પણ દરેક સ્થિતિમાં તારૂં મન તો દરિયાના મોજાંની જેમ ચલિત જ રહે છે. તારે સ્થિરતા જેવી વસ્તુની ઓળખાણ પણ નથી, ત્યારે સ્થિરતાની તારી વાત ખોટી છે અને ભ્રામક છે એ ખુલ્લું જોવામાં આવે છે, એથી જ મેં તને કહ્યુ કે, અસ્થિર તો તું જ છે. હું પોતે એક જ આત્માના વિચારમા લાગેલો હોવાથી મને તો અખંડ સ્થિરતા જ મળવાની છે પણ તારૂં શું? તું જરા થોડો પણ સ્થિર થા. અંતરંગમાં જરા ડોકિયું કર એટલે તારી અસ્થિરતા તારા જોવામા આવશે અને તારી ખાતરી થશે કે સાચો સ્થિર કોણ છે? એ સ્થિરતા અને શાંતિ એ અમૂલ્ય રત્ન છે. એ રત્ન તને મળી ગયા પછી તારા જેવો ધનવાન બીજો તને નજરે નહીં પડે તું સ્વયમેવ બીજાઓને સ્થિર કરવાનો પ્રયત્ન કરીશ. માટે જ હું તને કહું છું કે હું સ્થિર છું અસ્થિર તો તું જ છે. - જાગ, જાગ. તારી અસ્થિરતાની ઓળખાણ તું કરી લે અને મારા જેવી સ્થિરતા તું મેળવ. પછી તને તારી સાચી ઓળખાણ થશે."

ચોર કે ડાકુ એ સંત મહાત્માનાં વચનો સાંભળી સ્થિર થઈ ઊભો રહ્યો. આત્મિક શક્તિનો ચમત્કાર પ્રત્યક્ષ એના મન ઉપર વિજળીની પેઠે અસર કરી ગયો. એના ક્રૂર વિચારો ઉપર જબરો આઘાત થયો. એ તો

મુગ્ધ જ બની ગયો. શું બોલવું કે શું કરવું એની એને સમજ ન પડી. કોઈ જાદુઈ યંત્રે જાણે એને પૂતળું જ બનાવી દીધેલ હોય એમ એ બની ગયો. પોતાનું નિત્યનું કાર્ય શું છે અને શું હતું એ બધું ભૂલાઈ ગયું. એક નીડર અને નિર્મોહી આત્મલક્ષી આત્મા શું કરી શકે એનો સાક્ષાત્કાર 'એની ઉપર થઈ ગયો. એ કાંઈ જ્ઞાની ન હતો. એને આત્મા જેવી કોઈ વસ્તુ હોય છે એનું ભાન ન હતું, પણ એ મહાત્માનાં વચનોએ એને વિચાર કરતો કરી મૂકયો. એ તો શૂન્ય હૃદય થઈ સ્વાભાવિક રીતે જ મહાત્માના ચરણમા પડી ગયો. હું શું કરૂ છું એનું પણ એને ભાન રહ્યું નથી. એના મન ઉપર જે દુષ્ટ અને ક્રૂરપણાની ભાવના ચઢી બેઠી હતી તે ઘડીવારમા સ્તબ્ધ થઈ ગઈ. એના ક્રૂર કાર્યો એની સામે ઊભા થઈ જાણે એની સામે લડવા માડ્યાં. એને બીવડાવવા માડ્યાં અને એ ધ્રુજવા માંડયો. એને એમ થયું કે, "આવી આપત્તિમાંથી મને કોણ છોડાવશે? બધા જ ક્રૂર કર્મો એક સાથે મારી ઉપર હુમલો કરે ત્યારે હું કોના શરણે જઉં? મને કોણ બચાવશે?" એવા વિચારોથી એ ધ્રૂજવા માડ્યો અને એક લાચાર ભિખારીની પેઠે મહાત્મા તરફ કાંઈક ભીખ માગતો હોય એમ જોવા માડયો.

મહાત્માએ પ્રસંગ ઓળખી લીધો અને એ ડાકુ ગણાતા આત્માના ભાવો ઓળખી લીધા. આત્માની શકિત અનંતી છે. એ ધારે તો ગમે તે કાર્ય એના માટે અશકય નથી એમ જાણી એને આશ્વાસન આપ્યું. એમણે કરૂણાની ભાવનાથી એને આશ્વાસન આપ્યુ "હે મહાનુભાવ! તું સ્થિર થા ગભરાઈશ નહી. જીવે અનાદિ કાળથી અનંત અવસ્થાઓ ભોગવી છે. કોઈ પણ અવસ્થા કાયમ કે સ્થિર તો હોતી જ નથી. તારી મનોવેદના મેં ઓળખી લીધી છે. તારા શરીરમા એક ઊંચી કોટીનો આત્મા નિવાસ કરી રહેલો છે. તેને સ્થિરતા જરૂર સાપડશે. એમા સંદેહ નથી. તને સ્થિરતા મેળવવા માટે કાંઈક પ્રયત્ન કરવાની જરૂર છે. એની સાધના હું તને બતાવી શકીશ. તું તારો ચાલુ વ્યવસાય મૂકી દે. તારો હાલનો માર્ગ વિપરીત છે ઊલટો છે. તે તું મૂકી દે. તારા મનની અસ્થિરતા હવે જવા માડશે તને ધીમે ધીમે પણ નિશ્ચિતરૂપે સ્થિરતા મળતી જશે તારૂં કલ્યાણ થશે. તને શુદ્ધ માર્ગ મળી જશે"

મહાત્માના વચનોની સારી અસર થઈ. ડાકુ બોલી ગયો. "ભગવાન્! હુ પામર પ્રાણી છુ. હું માર્ગ ભૂલ્યો છું એનુ હવે મને ભાન થાય છે. હું ક્ષણવાર પણ શાંતિ અનુભવી શકતો નથી. હુ આપને શરણે આવ્યો છુ અને આપ જ તારણહાર છો. આ જગતમા અનેકોને મેં રંજાડ્યા છે. ઘણી પીડા આપી છે. મારા હજારો શત્રુઓ છે. મારો કોઈ મિત્ર નથી આપ જ મારા મિત્ર, હિતસ્વી અને ગુરુ બનો મારૂ કાંઈ જ નથી. આપ કહો તે કરવા હું તૈયાર છું," આટલું બોલી એ સ્તબ્ધ થઈ ગયો.

આપણે પણ વિચાર કરીએ તો પ્રત્યક્ષ એ ડાકુ જેવા અનેક કૃત્યો કરેલા છે એનો અંતરંગમાં અનુભવ થશે. કામ, ક્રોધ, માન અને લોભને વશ થઈ અનેક નહીં કરવાના કામો કરેલા છે. એનો સાક્ષાત્કાર આપણને થશે આપણને ક્ષણવાર પણ સ્થિરતાનો અનુભવ મળ્યો હોય એમ જણાતું નથી. આપણે કદાચિત્ પૂજા, પ્રભાવના, દાન, પુણ્ય, સામાયક આદિ અનુષ્ઠાનો દેખાદેખી કર્યાં હશે પણ આત્મશાંતિનો સાચો અનુભવ આપણને મળ્યો હોય એમ લાગતું નથી. સ્થિરતા તે ઘણી દૂર છે. સ્વસ્થતા પણ આપણને મળી નથી માટે સ્થિરતા મેળવવાની આપણને કેટલી જરૂર છે એનો વિચાર આપણને સાપડે એટલી જ ભાવનાથી વિરમીએ છીએ.



# નંદીસૂત્ર અને નયચક્ર

: લેખક :
મુનિરાજ શ્રી ભુવનવિજયાન્તેવાસી
મુનિ શ્રી જંબૂવિજય—જામનગર.

નંદીસૂત્રના અભ્યાસીઓ સારી રીતે જાણે છે કે નંદીસૂત્રમા કેટલોક ભાગ ગદ્યરૂપે છે અને કેટલોક ભાગ ગાથારૂપે છે આ બંને ય ભાગોને અત્યારે તો નંદીસૂત્રના જ અંશો માનવામા આવે છે, પરંતુ સિંહ-સૂરિગણિ વાદીક્ષમાશ્રમણે નયચક્રવૃત્તિમા કરેલા એક ઉલ્લેખ ઉપરથી ચોક્કસ જણાય છે કે અત્યારે જેને આપણે નંદીસૂત્ર માનીએ છીએ તેમા અમુક અંશ જ સૂત્રરૂપે છે અને અમુક અંશ તો તેનું ભાષ્ય જ છે, પરંતુ ભાષ્યકાર મહર્ષિએ 'પોતે ભાષ્ય રચ્યું છે' એ જાતનો ઉલ્લેખ ન કર્યો હોવાથી પાછળથી કોઈ સમયે ભાષ્ય એ સૂત્રમાં એવી રીતે એકમેક થઈ ગયું કે 'સૂત્રમા ભાષ્યનુ મિશ્રણ થઈ ગયેલું છે' એવો ખ્યાલ પણ ચાલ્યો ગયો અને બંનેનો નંદીસૂત્રના જ અંશો તરીકે વ્યવહાર રૂઢ થઈ ગયો.

ભાષ્યો પ્રાચીન ગ્રંથોમાં કેવા મિશ્રિત થઈ ગયાં છે અને પ્રાચીન ગ્રંથકારો પણ એનું પૃથક્કરણ કરી શક્યા નથી એનું સ્પષ્ટ ઉદાહરણ બૃહત્કલ્પસૂત્ર અને દશવૈકાલિકસૂત્રની નિર્યુક્તિમાંથી આપણને મળી આવે છે. બૃહત્કલ્પસૂત્રની શ્રી ભદ્રબાહુસ્વામીકૃત નિર્યુક્તિ અને તે ઉપરનું શ્રી સંઘદાસગણિકૃત ભાષ્ય બંને પરસ્પર એવા મિશ્રિત થઈ ગયાં છે કે ચૂર્ણિકારોએ પણ એનું પૃથક્કરણ કર્યું નથી અને શ્રી મલયગિરિ મહારાજે તો ટીકામા સ્પષ્ટ જ જણાવી દીધું છે કે બૃહત્કલ્પસૂત્રની નિર્યુક્તિ અને ભાષ્ય બંને પરસ્પર મિશ્રિત થઈ ગયા હોવાથી અત્યારે બંનેનો એક જ ગ્રંથ બની ગયો છે.[1]

આ જ પ્રમાણે દશવૈકાલિક નિર્યુક્તિમા પણ મિશ્રણ થઈ ગયેલું છે. મુદ્રિત દશવૈકાલિકચૂર્ણિ કે જે શ્રી દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણમહારાજની અધ્યક્ષતામા થયેલી વલ્લભીવાચના પછી રચાયેલી છે તેમાં તથા જેસલમેરમાંથી મળેલી સ્થવિર[2] અગસ્ત્યસિંહકૃત ચૂર્ણિ કે જે સંભવતઃ વલ્લભીવાચનાથી પૂર્વેની છે તેમા પણ દશવૈકાલિકના પહેલા અધ્યયનની નિર્યુક્તિની ગાથાઓ માત્ર ૫૯ જ છે, જ્યારે શ્રી હરિભદ્રસૂરિમહારાજે રચેલી દશવૈકાલિક વૃત્તિમા પહેલા અધ્યયનની નિર્યુક્તિની ગાથાઓ ૧૫૬ છે. જો આખા દશવૈકાલિક સૂત્રની નિર્યુક્તિની ગાથાઓનો વિચાર કરીએ તો ચૂર્ણિસંમત નિર્યુક્તિગાથાઓથી લગભગ બેવડી નિર્યુક્તિગાથાઓ હારિભદ્રી વૃત્તિમાં છે. એટલે એમા પણ કોઈક ભાષ્ય મિશ્રિત થઈ ગયું લાગે છે.

---

[1] જુઓ આત્માનંદ સભા (ભાવનગર) તરફથી પ્રકાશિત બૃહત્કલ્પસૂત્રવૃત્તિ પૃ. ૨ પં. ૧૪.

[2] જુઓ બૃહત્કલ્પસૂત્રના છઠ્ઠા ભાગનું આમુખ

નયચક્રવૃત્તિના જે પાઠને આધારે 'નંદીસૂત્રમાં ભાષ્ય મિશ્રિત થઈ ગયું છે' એમ અમે ઉપર જણાવ્યું છે તે પાઠ નયચક્રવૃત્તિના આઠમા અરમાં આવે છે અને તે નીચે પ્રમાણે છે.—

नैतत् स्वाभिप्रेतोपपत्तिबलादेव । किं तर्हि ? भगवदर्हदाज्ञापि तथोपश्रूयते– **सव्वजीवाण** पीत्यादि अक्खराक्खरसुतादिभेदेन श्रुतज्ञानप्ररूपणायामेकेन्द्रियादिस्वामिकमुक्तं सूत्रे तथा **भाष्येऽपि** ।

**त पि जति आवरिज्जेज्ज तेण जीवो अजीवत्तं पावे ।**

**सुट्ठु वि मेहसमुदए होइ पभा चंदसूराणं ॥**

—નયચક્રવૃત્તિ [ભાવનગરની હસ્તલિખિત પ્રતિ] પૃ ૩૭૪ A ।

આ ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ જોઈ શકાય છે કે सव्वजीवाणंपि... . સૂત્ર છે અને तं पि जति आवरिज्जेज्ज......એ ભાષ્યની ગાથા છે પરંતુ અત્યારે તો આ સૂત્ર અને ભાષ્યગાથા બંનેનો સૂત્રરૂપે જ વ્યવહાર ચાલે છે.

આગમોદયસમિતિ પ્રકાશિત નંદીસૂત્રમાં આ સ્થળે 'सव्वजीवाणंपि अ ण अक्खरस्स अणंतभागो निच्चुग्घाडिओ। जइ पुण सोवि आवरिज्जा तेणं जीवो अजीवत्तं पाविज्जा,—'सुट्ठु वि मेहसमुदए होइ पभा चंदसूराणं' । [પૃ. १९५]. આ જાતનો જે પાઠ જોવામાં આવે છે તેમાં જો કે जइ पुण सोवि आवरिज्जा तेण जीवो अजीवत्तं पाविज्जा એટલો ભાગ ગદ્યરૂપે અને सुट्ठु वि मेहसमुदए होइ पभा चंदसूराण એટલો ભાગ અર્ધી ગાથારૂપે દેખાય છે તો પણ જેસલમેરમાંથી મળેલી શ્રી જિનદાસગણિમહત્તરપ્રણીત નંદીચૂર્ણિની હસ્તલિખિત પ્રતિ જોતા સ્પષ્ટ જણાય છે કે ચૂર્ણિકારને નંદીસૂત્રમાં

जति पुण सोवि वरिज्जेज तेण जीवो अजीवय पावे ।

सुट्ठु वि मेहसमुदये होति पहा चदसूराणं ॥

આ જાતની એક સંપૂર્ણ ગાથા[२] જ અહીં માન્ય હતી.

---

१ નયચક્રવૃત્તિમા બીજા અરમા આ જ પાઠ થોડા પાઠભેદથી નીચે મુજબ છેઃ—

यथोक्तम्—**'अक्खरस्स अणतभागो णिच्चुग्घाडितओ सव्वजीवाणं'** ति । तद्व्याख्यानिदर्शनं च—

'त पि जदि आवरिज्जज्ज तेण जीवो अजीवय पावे ।

सुट्ठु वि मेहसमुदये होइ पभा चदसूराण ॥' ति । [ पृ. १९० ]

નયચક્રવૃત્તિમા ચોથા અરમા પણ આ પાઠ નીચે પ્રમાણે ઉદ્ધૃત કરેલો છે.

सव्वजीवाण पि य णं अक्खरस्स अणततमो भागो णिच्चुग्घाडितओ ।

तं पि जदि आवरिज्जेज्ज [પાઠાંતર ज्जिज्ज] तेण जीवो अजीवत पावे ।

सुट्ठु वि मेहसमुदए होइ पभा चदसूराण ॥ [પૃ. ३५१]

(અહીં आवरिज्जेज्ज ને બદલે ઉ. શ્રી યશોવિજયજી મહારાજની પ્રતિમા आवरिज्जिज्ज પાઠ છે. આત્માનંદસભા-ભાવનગર-તરફથી છપાયેલી નયચક્રવૃત્તિનો પૃષ્ઠાંક અહીં આપેલો છે એ પણ ધ્યાનમા રહે)

२ નંદીચૂર્ણિમાં નીચે પ્રમાણે લખાણ છેઃ—

अहवा सव्वजहण्णो अणतभागो निच्चुग्घाडो पुढविक्काए चैतन्यमात्रमात्मनः । त च उक्कोसथीणिद्धिसहितनाणदंसणावरणोदए वि णो आवरिज्जति । **जति पुण सो वि वरिज्जेज्ज तेण जीवो अजीवयं पावे । सुट्ठु वि मेहसमुदये होत्ति पभा चंदसूराणं** ॥

અત્યારે જો કે આ બધો પાઠ સૂત્રરૂપે જ મનાય છે તો પણ નયચક્રવૃત્તિના ઉપર જણાવેલા ઉલ્લેખને આધારે સ્પષ્ટ જોઈ શકાય છે કે આમાં सव्वजीवाण वियणे अक्खरस्स अणतभागो णिच्चुग्घाडिओ એટલો પાઠ જ સૂત્રનો અંશ છે અને બાકીની जे जति पुण सो वि .....ગાથા છે તે તો ભાષ્યનો જ અંશ છે

નયચક્ર અને તેની વૃત્તિ જોતા એમ લાગે છે કે નયચક્રકાર આચાર્ય શ્રી **મલ્લવાદી** તથા વૃત્તિકાર સિંહસૂરિગણિવાદીક્ષમાશ્રમણ પાસે આગમિક પાઠોની કોઈ વિશિષ્ટ પરંપરા હતી કારણકે તેમાં જે જે પાઠો આગમિક ગ્રંથમાંથી ઉદ્ધૃત કરેલા છે તે પાઠો અત્યારે પ્રચલિત આગમપાઠો કરતા થોડા ઘણા અંશે જુદા જ જોવામા આવે છે, જેમકે નયચક્રવૃત્તિમા નીચે મુજબ પાઠ નદીસૂત્રમાંથી ઉદ્ધૃત કરેલો છે —

યથોક્તમ્— "एय दुवाल्सग गणिपिडग दव्वतो एग पुरिस पडुच्च सादिय सपज्जवसिय, अणेगे पुरिसे पडुच्च अणादिय अपज्जवसिय। खेत्ततो भरतेरवते पडुच्च सादिय सपज्जवसिय, महाविदेहे पडुच्च अणादिय अपज्जवसिय कालओ उस्सप्पिणि-अवसप्पिणिओ पडुच्च सादिय सपज्जवसिय, णोउस्सप्पिणि-अवसप्पिणीओ पडुच्च अणादिय अपज्जवसियं। [भावओ] जे जदा जिणपण्णत्ता भावा" (પૃ. ૩)

આગમોદય સમિતિ પ્રકાશિત નદીસૂત્રમા આ સ્થાને નીચે મુજબ પાઠ છે—

इच्चेइय दुवाल्सग गणिपिडग वुच्छित्तिनयट्ठयाए साइअ सपज्जवसिअ, अवुच्छित्तिनयट्ठयाए अणाइअ अपज्जवसिअ। त समासओ चउव्विह पन्नत, त जहा—दव्वओ खित्तओ कालओ भावओ। तत्थ दव्वओ ण सम्मसुअ एग पुरिस पडुच्च साइअ सपज्जवसिअ, बहवे पुरिसे पडुच्च अणाइअ अपज्जवसिअ। खेत्तओ णं पच भरहाइ पंचेरवयाइ पडुच्च साइअ सपज्जवसिअ, पच महाविदेहाइ पडुच्च अणाइअ अपज्जवसिअ। कालओ ण उस्सप्पिणिं ओसप्पिणिं च पडुच्च साइअ सपज्जवसिअ नोउस्सप्पिणिं नोओसप्पिणिं च पडुच्च अणाइअ अपज्जवसिअ। भावओ ण जे जया जिणपन्नत्ता भावा .... (સૂત્ર ૪૨)

તેજ પ્રમાણે નયચક્ર (પૃ. ૪૫૦) તથા નયચક્રવૃત્તિમા (પૃ ૩) જીવાભિગમ સૂત્રમાથી નીચે પ્રમાણે પાઠ ઉદ્ધૃત કરેલો છે

इमा णं भंते रतणप्पभा पुढवी किं सासता असासता ? .. गोतमा। दव्वट्ठयाए सासता, वण्णपज्जवेहिं गंधपज्जवेहिं रसपज्जवेहिं फासपज्जवेहिं सठाणपज्जवेहिं असासता। (જીવાભિગમસૂત્ર ૩/૧/૭૮)

પરંતુ મુદ્રિત જીવાભિગમસૂત્રમા सठाणपज्जवेहिं એટલો પાઠ છે જ નહિ તેમજ જીવાભિગમની વૃત્તિઓમા પણ એ પાઠની વ્યાખ્યા નથી

આવા તો અનેક ઉદાહરણો નયચક્ર અને નયચક્રવૃત્તિમા છે પરંતુ એ બધા ઉદાહરણો આ જગ્યાએ આપવાનું શક્ય નથી

એક વાત એ પણ જાણવા જેવી છે કે નયચક્રકાર આચાર્ય શ્રી **મલ્લવાદી** ક્ષમાશ્રમણ વીર સં૦

૮૮૪માં [1] વિદ્યમાન હતા અને વલ્લભીવાચના વીર સંવત્ ૯૮૦ વર્ષે થયેલી છે એટલે મલ્લવાદીસંમતપાઠ વલ્લભીવાચનાથી પણ પહેલાનો છે એટલે વલ્લભીવાચનથી પણ પહેલાંની કોઈ જૂની પરંપરા શ્રી મલ્લવાદીએ નયચક્રમાં ઉધ્ધૃત કરેલા આગમિકપાઠોમાં સચવાયેલી છે. તે જ પ્રમાણે નયચક્રવૃત્તિકાર શ્રી [2] સિંહસૂરિક્ષમાશ્રમણ કે જે શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના સમકાલીન કે નિકટવર્તી હોવાનો સંભવ છે તેમની પાસે પણ આગમિક પાઠોની કોઈ વિશિષ્ટ પરંપરા હતી અને તે નયચક્રવૃત્તિમાં આવતાં અનેક ઉદ્ધરણોમાં સચવાયેલી છે. ભગવતીસૂત્રના અનેક પાઠો નયનચક્રવૃત્તિમાં ઉધ્ધૃત કરેલા છે કે જે પ્રચલિત પાઠપરંપરાથી થોડા ઘણા અંશે જુદા પડે છે.

એટલે ઉપર જણાવેલા નયચક્રવૃત્તિના ઉલ્લેખ ઉપરથી એ હકીકત સ્પષ્ટ થાય છે કે પ્રાચીન સમયમાં નંદીસૂત્રમાં જે સ્વરૂપ હતું તેમા પાછળથી કોઈ કાળે ભાષ્યનું મિશ્રણ થઈ ગયેલું છે અને પછી ભાષ્યનો 'ભાષ્ય' તરીકે પ્રચાર લુપ્ત થઈ જઈને નંદીસૂત્ર અને નંદીસૂત્રભાષ્ય બંનેનો સૂત્રરૂપે જ વ્યવહાર ચાલે છે*

---

[1] श्री वीरवत्सरादथ शताष्टके चतुरशीतिसंयुक्ते। जिग्ये स मल्लवादी बौद्धांस्तद्व्यन्तरांश्चापि ॥ ८३ ॥— પ્રભાવકચરિત્રમાં શ્રી વિજયસિંહસૂરિપ્રબંધ.

[2] શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણજીએ પ્રારંભેલી અને શ્રી કોટ્યાર્યવાદીગણિમહત્તરે પૂર્ણ કરેલી વિશેષાવશ્યક મહા-ભાષ્યની ટીકામાં શ્રી સિંહસૂરિક્ષમાશ્રમણ વિષે નીચે મુજબ ઉલ્લેખ છે:—

सिंहसूरिक्षमाश्रमणपूज्यास्तु—
सामान्य निर्विशेषं द्रवकठिनतयोर्वायदृष्ट यथा किम् ?
योन्या शून्या विशेषास्तरव इव भरामन्तरेणोदिता· के ?
किं निर्मूलप्रशाखं सुरभि खकुसुम स्यात् प्रमाणप्रमेयम् ?
स्थित्युत्पत्तिव्ययात्म प्रभवति हि सतां प्रीतये वस्तु जैनम् ।

*પૂજ્ય મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજ નંદીસૂત્ર તથા ચૂર્ણિ વગેરેની અનેક હસ્તલિખિત પ્રતિઓને આધારે નંદીસૂત્રના પાઠાંતરો ઉપરથી જે ટિપ્પણ તૈયાર કરેલું છે તેમાં તેમણે પણ जति पुण सो वि... .ગાથા હોવાની જ સંભાવના કરેલી છે. આ સ્થળે તેમણે તૈયાર કરેલો પાઠ, પાઠાંતરો તથા તેનું ટિપ્પણ નીચે પ્રમાણે છે:—

६७. सव्वजीवाणमपि य णं अक्खरस्स अणतभागो 1 णिच्चुग्घाडिओ । 2 जति पुण 3 सो वि आवरिज्जा 4 तेण जीवो 5 अजीवत्तं 6 पावेज्जा । सुट्ठ वि मेहसमुदए होंति पभा चंदसूराणं ।

1 डियओ स० चूर्णौ च । 2 अत्र चूर्णिकृता चूर्णौ

**जति पुण सो वि वरिज्जेज्ज तेण जीवो अजीवयं पावे ।**
**सुट्ठ वि मेहसमुदये होंति पक्षा चदसूराणं ॥**

इति गाथैवोल्लिखिताऽस्ति, नयचक्रवृत्युद्धरणेऽपि पाठभेदेन गाथैव दृश्यते; अस्मत्स्वीकृतसूत्रप्रतिषु ये विविधाः पाठभेदा वर्तन्ते यच्च पाठस्य स्वरूपमीक्ष्यते एतत्सर्वविचारणेन सम्भाव्यते यदत्र सूत्रे गाथैव भ्रष्टतां प्राप्ताऽस्ति । वृत्तिकृतोराचार्ययोः पुनरत्र किं गद्यं गाथा वा मान्यत्वेनास्तीति न सम्यगवगम्यते, तथापि वृत्तिस्वरूपावलोकनेन गाथैव तेषां सम्मतेति सम्भाव्यते ॥ 3 **स वि वरिज्जेज्जा** सं० शु० । **सो वाऽऽवरिज्जेज्ज** खं ॥ **4 तेण** जे० मो० मु० ॥ **5 अजीवत्तं** ल० ॥ **6 पावेज्ज** ख० ॥

આ ટિપ્પણમાં નંદીસૂત્રની सं० આદિ જે પ્રતિઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે તેનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે— सं० = પાટણની સંઘવીના પાડાના ભંડારની પ્રતિ. शु० = પાટણની શુભવીરના ભંડારની પ્રતિ. खं० = ખંભાતની તાડપત્રીય પ્રતિ. जे० = જેસલમેરની તાડપત્રીય પ્રતિ. मो० = પાટણની મોદીના ભંડારની પ્રતિ. मु० = મુદ્રિત પ્રતિ. ल० = અમદાવાદની લવારની પોળના ભંડારની પ્રતિ.

# જૈનસંઘનો દેવાનંદ

લેખક મુનિરાજ શ્રી કુમુદવિજયજી – જામનગર

શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડની સ્થાપના થયાને પચાસ વર્ષ થાય છે તે નિમિત્તે ફંડના
ટ્રસ્ટીઓ 'દેવાનંદ સુવર્ણાંક' પ્રસિદ્ધ કરે છે તે સર્વથા ઉચિત છે પૂજ્ય જિનબિંબ અને જિનાગમ આ બેના
આધારે મુમુક્ષુઓને ભવસાગર તરવાનો છે તેમા જિનબિંબ અને જિનાગમની જોગવાઈ જૈન સંઘે એટલી બધી
સુંદર કરી છે કે જેથી જિનશાસન આજના છએ ખંડોમા સુવિખ્યાત બન્યુ છે અને વર્તમાન ભારતને
ભૂષણરૂપ નિવડ્યુ છે પૂર્વાચાર્યોએ, બ્રાહ્મણોએ વેદ સાચવ્યા પારસીઓએ ઝંદાવેસ્તાની ગાથાઓ રક્ષી અને વેદોએ
પિટકોને જાળવી રાખ્યા તેવી જ દક્ષતાથી જૈન મહાપુરુષોએ જિનાગમોની રક્ષા બે હજાર વર્ષથી કરી છે હવે
મુદ્રણાલયો થતા શ્રુતિ સ્મૃતિ પુરાણો, બાયબલ પિટકો ઝંદાવેસ્તા, કુરાન વગેરે છપાયા તે રીતે જિનઆગમોને
પણ છપાવવાની જરૂર હતી તે માટે શ્રુતઆરાધક તપસ્વીઓની આવશ્યકતા હતી અને તે જરૂરિયાતને શાસનદેવે
પરમપૂજ્ય ૧૦૦૮ શ્રી સાગરાનંદ સૂરીશ્વરજી મહારાજશ્રી સાહેબના હસ્તે પૂરી પાડી હસ્તલિખિત જૂની પોથીઓ
ભેગી કરી બધા પાઠો બરાબર તપાસી લેખકોની ભૂલો શુદ્ધ કરી, પૂજ્ય આગમોદ્ધારક આચાર્ય મહારાજે
સર્વજ્ઞના જ્ઞાનમા જ તદાકાર થઈ એકાગ્ર ચિત્ત મહેનત ઉઠાવી, જિનાગમો અને અન્ય ગ્રંથોને તૈયાર કર્યા તે
બધાને સુબોધ અને સુઘડ રીતે છપાવવા માટે લાખો રૂપિયા ખર્ચવા પડે તે સ્પષ્ટ છે અને વિક્રમ સં ૧૯૬૪ના
મુંબઈના ચોમાસામા પૂજ્ય આગમોદ્ધારક આચાર્યવર્યના ઉપદેશથી જ શ્રી દે લા જૈન પુ ફંડની સ્થાપના
થઈ તેમા સુશ્રાવક સદ્ગત શેઠ શ્રી ગુલાબચંદ દેવચંદ ઝવેરી અને તેમના કુટુંબીઓના મળીને એક લાખ
રૂપિયા છે આ સંસ્થા દ્વારા એકસો જેટલા જૈન ગ્રંથોનુ પ્રકાશન થયુ અને લગભગ સાઠ હજાર જેટલા ગ્રંથો
નો પ્રકાશનસંગ્રહ થયો છે શેઠ જીવણચંદ સાકેરચંદે આ કાર્યમા ખૂબ ભોગ આપ્યો છે અને હાલ શેઠ
મોતીચંદ મગનલાલ ચોકસી મુખ્ય ટ્રસ્ટી છે આ રીતે સંસ્થાનો વિકાસ થઈ રહ્યો છે અને જૈન સંઘથી
દેવાનંદ અનુભવાય છે એ મહાન સૌભાગ્યની વાત છે સાગર દુનિયાને મીઠું આપે છે કે જેના વગર બધુ મોળુ
છે તેમ સાગરગચ્છના આચાર્યવર્ય આગમોદ્ધાર કરીને સર્વજ્ઞ ભગવાનના જ્ઞાનવૈરાગ્યની આગમવાણીનુ મીઠું
સમર્પીને દુનિયાને કૃતાર્થ કરી છે ખરેખર જ્ઞાનવૈરાગ્યની સર્વજ્ઞની વાણી વા જ્ઞાન વગરનું બધુ જ મોળુ છે
સંસારરૂપી કાદવમા કમળ ઉપજે તેમ જૈન કુળના બગીચામા શ્રી ગુલાબચંદ દેવચંદ જેવા જ્ઞાનદાનની સુગંધ
ફેલાવનાર શ્રાવકો નીપજે તે જૈન સમાજને સદા અનુરૂપ અને આશાસ્પદ છે આમ સુસાધુજન અને સુશ્રાવકના
સહકારથી દેવાનંદનો ઉદ્ભવ થયો છે જેને સુજ્ઞ વાચકો હમેશા અનુભવી શકે તેમ છે

## સમ્યક્ત્વ પહેલા જ્ઞાન જરૂરી છે

સંવત ૧૯૮૨ના જ્ઞાન પંચમીના દિવસે પાલીતાણા ક્ષેત્રે આપેલ પ્રવચનમા સદ્ગત પરમ પૂજ્ય
આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી આનંદસાગરસૂરિ મહારાજ સાહેબે કહ્યુ હતુ કે જ્ઞાનની પ્રવૃત્તિ નથી તેને દર્શનની
પ્રવૃત્તિ થઈ શકતી નથી કરે તો આગમાનુસારી નથી છતા સમકિતીઓમા ગણાવવા જાય તો જૈનમાર્ગમા

સં૦ ૧૧૮૧માં પાટણની રાજસભામાં દિગમ્બર આચાર્ય શ્રી કુમુદચંદ્ર તથા શ્વેતામ્બર આચાર્ય શ્રી વાદિદેવસૂરિનો શાસ્ત્રાર્થ થયો. તેમાં કવિશ્રીએ મુખ્ય ભાગ લીધો હતો. તે આચાર્ય શ્રી વાદિદેવસૂરિનો ઉપાસક હતો અને ધર્મ શિષ્ય હતો. તે જૈન મુનિવરોને પોતે બનાવેલ ઉપાશ્રયમાં ઉતારતો હતો. વડગચ્છના આચાર્ય શ્રી વિજયસિંહ સૂરિના પટ્ટધર આચાર્ય શ્રી હેમચંદ્રે તેના ઉપાશ્રયમાં રહીને "નાભેયનેમિ દ્વિસંધાન" મહાકાવ્ય બનાવ્યું છે અને તેનું સંશોધન પણ કવિ શ્રીપાલે જ કરેલ છે. વડગચ્છના શતાર્થી આચાર્ય શ્રી સોમપ્રભે, સં૦ ૧૨૪૧માં આ ઉપાશ્રયમાં રહીને જ કુમારપાલ પડિબોહો બનાવ્યો છે.

ભાગવતમતનો આચાર્ય દેવબોધિ સિદ્ધ સારસ્વત વિદ્વાન હતો પણ તે અન્યાય માર્ગથી ઊંડી ગયો હતો. તે અને કવિ શ્રીપાલની વચ્ચે સદાચારને ઉદ્દેશીને ઝઘડો પડ્યો. ક૦ સ૦ આચાર્ય શ્રી હેમચંદ્ર સૂરિએ સં૦ ૧૦૮૪ના તે બન્ને વચ્ચેનો ઝઘડો મટાડયો અને બન્નેમાં મૈત્રી કરાવી, દેવબોધિને રાજા સિદ્ધરાજ પાસેથી લાખ દ્રવ્ય અપાવ્યું અને દેવબોધિને આત્માભિમુખ બનાવ્યો.

## ગ્રન્થો

કવિ શ્રીપાલે નીચે મુજબ ગ્રંથો બનાવ્યા છે

૧ વૈરોચન પરાજય મહાપ્રબંધ.
૨ વડનગર દુર્ગ પ્રશસ્તિ શ્લો. ૨૯. સંવત ૧૨૦૮ આસો સુદ ૭ ગુરુવાર
૩ સહસ્રલિંગ સર પ્રશસ્તિ—જે તળાવના બીજા નામો દુર્લભ સાગર અને નલિરાજ સરોવર પણ મળે છે.
૪ રુદ્રમાલ પ્રશસ્તિ
૫ યમકમયચતુર્વિંશતિ જિન સ્તુતિ શ્લો. ૨૯
૬ શતાર્થી કાવ્ય શ્લોક ૧
૭ વડગચ્છના આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિના નાભેનેમિદ્વિસંધાનનું સંશોધન કર્યું

---

આ રીતે સિદ્ધરાજે બીજીવાર એક સમસ્યા પૂરવાથી કવિ શ્રીપાલને પોતાનો બંધુ શૃંગાર પણ આપ્યો હતો (ઉપદેશ તરંગિણી)

A एकाहनिष्पन्नमहाप्रबन्ध ।
श्री सिद्धराजप्रतिपन्नबन्धु ॥
श्रीपाल नामा कविचक्रवर्ती ।
प्रशस्तिमेतामकरोत् प्रशान्तिम ॥ २९ ॥

(સં. ૧૨૦૮ની વડનગરના કિલ્લાની પ્રશસ્તિ)

B एकाह० । श्री सिद्ध० ॥ श्रीपाल० ।
सुधीरिमशोधितवान् प्रबन्धम् ॥ ४३ ॥

(આચાર્ય શ્રી હેમચંદ્રનું નાભેયનેમિ દ્વિસંધાન મહાકાવ્ય)

C श्री सिद्धाधिराज स्वन्द्रि इति च भ्रातेति च व्याहरत् ।

(આચાર્ય શ્રી સોમપ્રભસૂરિના કુમારપાલ પડિબોહો) – સંવત ૧૨૪૧ શ્રી ૪

## શતાર્થી કાવ્ય

કવિ શ્રીપાલનું શતાર્થી કાવ્ય આ પ્રમાણે છેઃ—

भूभारोद्धरणो रसातलगमः स्वर्गेप्ययशोभावनः ।
सारद्योमपरः प्रभावसविता सत्यागवेष्टोदितः ॥
व्यापन्नौर सिद्धराज वनुवा मडद्रव्य क्षरामिवली
सन्नागः सहरीर साहित्तमहोराज्याय साघूस्तेः

કવિએ અનેકાર્થ રચનાઓ જોઈ પ્રેરણા પામી આ શતાર્થી કાવ્ય બનાવ્યું છે. આમાં સિદ્ધરાજ વગેરે ૧૦૦ સાથે ૧૦૦ અર્થ ઘટાવ્યા છે જેનો ક્રમ નીચે મુજબ છે.

૧. **સિદ્ધરાજ**, ૨. સ્વર્ગ, ૩. શિવ ૪. બ્રહ્મા ૫. વિષ્ણુ ૬. ભવનપતિ ૭. કાર્તિકેય ૮. ગણેશ ૯. ઈંદ્ર ૧૦. વૈશ્વાનર ૧૧. ધર્મરાજ ૧૨. નૈઋત ૧૩. વરુણદેવ ૧૪. ઉપવન ૧૫. કુબેર ૧૬. વસિષ્ઠ ૧૭. નારદ ૧૮. કલ્પવૃક્ષ ૧૯. ગંધર્વ ૨૦. દિવ્ય ભમરો ૨૧. દેવાશ્વ ૨૨. ગરૂડ ૨૩. હર-સ્મર ૨૪. **જિનનરેન્દ્ર** ૨૫. બુદ્ધ ૨૬. **પરમાત્મા** ૨૭. સાખ્યપુરૂષ ૨૮. દેવ ૨૯. લોકાયત પુરૂષ ૩૦. ગગનમાર્ગ ૩૧ સૂર્યગ્રહ ૩૨. ચંદ્ર ૩૩ અંગારક ૩૪. બુધ ૩૫. ગુરૂ ૩૬. શુક્ર ૩૭. શનિ ૩૮. વરૂણગ્રહ ૩૯. રૈવંત ૪૦. મેઘ ૪૧. ધર્મ ૪૨. સૂર્યદેવ ૪૩. કામદેવ ૪૪. મેરૂ ૪૫ કૈલાસ ૪૬. હિમાલય ૪૭. મંદરાચલ ૪૮. ભૂભાર ૪૯. સમુદ્ર ૫૦ પરશુરામ ૫૧. રામ ૫૨. બલભદ્ર ૫૩. હનુમાન ૫૪. પથિપાર્થિવ ૫૫. યુધિષ્ઠિર ૫૬. ભીમ ૫૭. અર્જૂન ૫૮. કર્ણ ૫૯. રસ ૬૦. રસસિદ્ધિ ૬૧. રસોત્સવ ૬૨. અવધૂતયોગી ૬૩. પાશુપતમુનિ ૬૪. બ્રાહ્મણ ૬૫. કવિ ૬૬. અમાત્ય ૬૭. નૌદંડાઅક્ષવિજ્ઞપ્તિકા ૬૮ દૂતવાક્ય ૬૯. વર્ષરક ૭૦. વીરપુરૂષ ૭૧. નૃપરાજ ૭૨. નૃપતુરત ૭૩. વૃષભ ૭૪. હાથી ૭૫. જલાશય ૭૬ દેડકો ૭૭. આરામ ૭૮. સિંહ ૭૯. સદ્વૃક્ષ ૮૦. સાર્થવાહ ૮૧. સાયંત્રિક ૮૨. સત્પુરુષ ૮૩. વૈશ્યાપતિ ૮૪. શરદ સમય ૮૫. સિદ્ધરાજ યુદ્ધ ૮૬. પ્રતિપક્ષ ૮૭. વરણાસુધ ૮૮. ચોર ૮૯. જાર ૯૦. દુર્જન ૯૧. શબર ૯૨. રસાતલ ગામી ૯૩. સુકગગાધિપ ૯૪. મહાવરાહ ૯૫. શેષ ૯૬. વાસુકિ ૯૭. કનકચૂલા ૯૮. બલિદૈત્ય ૯૯. દિગ્ગજ ૧૦૦. સારસ્વત મંત્ર.

કવિરાજે શતાર્થીમાં આદિમંગલમાં સિધ્ધરાજને અને અંતિમ મંગલમાં સારસ્વત મંત્રને ગોઠવી આસ્તિકતા વ્યક્ત કરી છે અને અંતિમ પ્રશસ્તિમાં પોતાને કવિરાજ કવિચક્રવર્તી તથા એક દિવસમાં પ્રબંધ બનાવનાર તરીકે ઓળખાવ્યો છે. ( જૈન સત્ય પ્રકાશ પૃ. ૧૩૧ )

કવિ શ્રીપાળ સિધ્ધરાજની સભાનો અજોડ વિદ્વાન હતો. એવો ઉલ્લેખ મળે છે કે તે સં. ૧૨૨૬ના રાજા કુમારપાળના શત્રુંજય તીર્થ છ 'રી' પાળતા સંઘમાં પણ સાથે હતો. આ ઉપરથી તે દીર્ઘાયુષી હોવાનું કહી શકાય. તેનો કવિતા કાળ સં. ૧૧૫૦ થી ૧૨૧૦ સુધીનો મનાય છે.

## કવિવંશ

શેઠ લક્ષ્મણે ગુજરાતને કવિવંશ આપ્યો છે તે આ પ્રમાણે છે.

૧ શેઠ લક્ષ્મણ

૨ કવિ ચક્રવર્તી શ્રીપાળ

૩ કવિ સિદ્ધપાળ—તે પણ મહાકવિ હતો. રાજા કુમારપાળનો પ્રીતિપાત્ર અને વિશ્વાસુ મિત્ર હતો. તે કયારેક કયારેક રાજાને શાંતરસ તથા વૈરાગ્યરસની વાતો સંભળાવતો હતો. કુમારપાળ પડિબોહોમાં આવું એક વ્યાખ્યાન મળે છે. સુમતિનાહ ચરિત્રમાં ઉલ્લેખ છે કે રાજા તેને કવિ મંડળીનો મસ્તકમણિ માનતો હતો. રાજાએ તેની ભલામણથી મંત્રી આંબાકને સૌરાષ્ટ્રનો દંડનાયક નીમ્યો હતો. તે રાજા કુમારપાળના સં. ૧૨૨૬ના શત્રુંજયના સંઘમાં સાથે હતો.

રાજા કુમારપાળે એકવાર સાધર્મિક ભક્તિમાં રકમ આપી તે પ્રસંગે કવિ સિદ્ધપાલ બોલ્યા કેઃ—

સમુદ્ર મણિઓને પોતાને તળિયે છુપાવે છે. રોહણાચલ રત્નોનો ધૂળસાથે સેળભેળ મેળવી રાખે છે. કુબેર ધનને જમીનમા દાટી રાખે છે. હે રાજન્! તું તો દાનવીર છે તો તને એ કંજૂસોની ઉપમા કેમ અપાય? ભગવાન મહાવીર જેવા ગુરુદેવ હતા, અભયકુમાર જેવા મંત્રી હતા, છતાં રાજા શ્રેણિક જે જીવરક્ષા કરી ન શકયો તે જીવરક્ષા તે આચાર્ય શ્રી હેમચંદ્રની વાણી સાંભળી સરળતાથી પ્રચારી છે. આચાર્ય શ્રી હેમચંદ્ર આવા પરમ ગુરુ છે. રાજાએ આ કાવ્યોના બદલામાં લાખ લાખ દ્રમ્મ આપ્યા.

(પ્રબંધકોશ પ્રબંધ ૧૦ મો)

તે પોતાના ઘરઉપાશ્રયમાં વિદ્વાન જૈન મુનિવરોને પધરાવતો હતો. આચાર્ય શ્રી સોમપ્રભસૂરિએ સં. ૧૨૪૧માં તેની વ્યવસ્થાવાળા ઉપાશ્રયમાં રહી 'કુમારપાલ પડિબોહો' બનાવ્યો છે.

આ કવિરાજ રાજા સિદ્ધરાજ, રાજા કુમારપાલ, રાજા અજયપાલ અને રાજા મૂલરાજની સભાનો મહાન વિદ્વાન છે એટલે તેનો સમય સં. ૧૧૮૦ થી સ. ૧૨૪૫ સુધી આવે છે.

૪. કવિ વિજયપાલ—તેણે સંસ્કૃતમાં દ્રૌપદી સ્વયંવર નાટક અંક–૨ બનાવ્યું છે જે રાજા ભીમદેવના રાજ્યકાલ (સં. ૧૨૩૫ થી ૧૨૯૮)માં તેની આજ્ઞાથી વસંતોત્સવમાં ત્રિપુરુષદેવની સામે ભજવાયું. તેને સાંભળી પાટણની જનતા ઘણી ખુશ થઈ હતી.+

(જૈન પરંપરાનો ઇતિહાસ પ્રકરણ ૪૧ના આધારે)

---

+ પ્રમાણ માટે જુઓ : પ્રભાવક ચરિત્ર, પ્રબંધ ચિંતામણિ, ઉપદેશ તરંગિણી, કુમારપાલ પડિબોહો સુમતિનાહચરિયં, પ્રશસ્તિઓ, અર્બુદ લેખ સંદોહ લે. નં. ૨૦૭.



# કેવાં પ્રકાશનો ?

લેખક : મુનિશ્રી ચંદ્રપ્રભાસાગરજી

**तेणं कालेणं तेणं समयेणं—**

આગમસૂત્રોના પ્રારંભમા આવતા આ મંગળ શબ્દો કેટલા મહત્વના અને રહસ્યભર્યા છે !

આ શબ્દોની પાછળ રહેલો ઊંડો ભાવ આપણે વિચારીએ તો, એ આપણને ઘણું ઘણું કહી જાય છે. યુગ-નિયામક કાળ છે. એ કાળ અને એ સમયને અનુસરતા ભાવ, ભાષા અને વિચારોમા આગમના સનાતન સત્યને મૂકવાની સૂચના આ મંગળ શબ્દોમા ગર્ભિત છે. આ વાતને તર્ક અને સમન્વયની વિચારધારાથી આપણે સમજવી રહી.

કલ્પના પણ ન કરી શકાય એવી તીવ્ર ગતિથી કાળ આગળ વધી રહ્યો છે. વિજ્ઞાનના નવા આવિષ્કારો પ્રત્યેક પ્રભાતને કોઈ નવ સંશોધનથી ભરે છે સામાન્ય માણસ સ્તબ્ધ થઈ જાય એવા આશ્ચર્યભર્યાં સંશોધનો થઈ રહ્યા છે, ત્યારે આપણે પણ આપણા આગમ પ્રકાશનો અને સંશોધનનો ક્ષણભર વિચાર કરીએ કાળની ગતિમા માનવ મસ્તિકની વિસ્મૃતિ જોઇ, ભગવાન શ્રી દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે, જ્ઞાનને પુસ્તકારૂઢ કરવાનો ભગીરથ કાળથી પ્રયત્ન આદર્યો અને જ્ઞાનની જીવંત પરબ જેવા શ્રમણશ્રમણીઓને દૂર દૂરથી નિમંત્રી એકત્રિત કર્યાં. તેમણે શ્રી વલ્લભીવાચના અને માથુરીવાચના જેવા જ્ઞાન–સંગમોદ્વારા, વિસ્મૃતિના અવરોધો દૂર કરી પ્રભુની વાણીને પુસ્તકારૂઢ કરી અને એ જ્ઞાનધારાને અખંડ રાખી.

એ પછી નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, અને ટીકાના ઋતંભરાપ્રજ્ઞાપૂર્ણ હાથ ફર્યા અને એ જ્ઞાનધારા ધપતીજ ગઈ અને સમસ્ત સાહિત્યક્ષેત્રને આ જ્ઞાનધારા સ્પર્શી. યુગનિયામક શાસ્ત્ર બન્યા. માણસનું જીવન પ્રમાણ શાસ્ત્ર બન્યું. અને માનવીને બોલવું હોય તો શાસ્ત્રને આગળ ધરીનેજ બોલવુ એવી ભાવનાએ આકાર લીધો.એ પછી તર્ક આવ્યો, આચાર્ય શ્રીસિધ્ધસેન દિવાકરસૂરિજીએ સન્મતિ તર્ક જેવાં ગ્રંથો આપ્યા. આગમની મધુરવાણીને તર્કના યુક્તિભર્યાં વચનોમા ગૂથી તર્ક આગમનો અનુચર બની, એને પગલે અનુસર્યો.

મૌર્ય ને ગુપ્તના સુવર્ણ યુગ પછી, વાતાવરણમા ઓટ આવી. ફરી એમા ભરતી લાવવા આચાર્ય શ્રીહરિભદ્રસૂરીજી મહારાજ વાદીદેવસૂરીશ્વરજી અને કલિકાળ સર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરીશ્વરજી જેવા જ્ઞાનભાનુનો ઉદય થયો અને જ્ઞાનસાગરમા ફરી ભરતી આવી. ચૌલુક્યવંશે આ કાર્યમા ખૂબ રસ લીધો અને સાહિત્યક્ષેત્ર આ રીતે નવપલ્લવિત થયુ. અને આખુ ગુજરાત સાહિત્યની વિદ્યાપીઠ બની રહ્યુ.

ત્યાર પછી મોગલયુગ આવ્યો યુદ્ધ અને વટાળવૃત્તિએ માણસને મથી નાખ્યો. હજારો માનવીઓ અકાળ મૃત્યુના ભોગ બન્યા. હિજરતો થઈ અને જાતિઓ વેરવિખેર થઈ એવા કપરા સંજોગોમા પણ માણસના મનમા આ જ્ઞાનદીપ તો જલતો જ રહ્યો. આ જ્ઞાનદીપે જ સમાજને જીવતો રાખ્યો. માનવીના મનને ચેતનવંત રાખવા, એમાથી મૌલિકકથા સાહિત્ય અદ્ભુત રીતે પ્રગટતું ગયું. એમા કવિની કલ્પના છે અને ભાવોનું મિશ્રણ છે. મૂળ તો કલ્પના લોટમા લૂણ જેવી જ આવતી પણ, ધીરે ધીરે વિક્રમચરિત્ર જેવા ગ્રંથોમાં કલ્પનાએ લોટનું સ્થાન લીધુ અને તત્વજ્ઞાન લૂણ જેટલું જ રહ્યુ.

ફરી સાધુઓ વિચારવા લાગ્યા, આપણે સાહિત્યના નામે, આગમોથી દૂર તો નથી જતા ને ? અને... એ આગમોની નજીક આવ્યા. આગમોનો આશ્રય લીધો. એમાથી જન્મ્યા; – કર્મગ્રન્થ, કમ્મપયડી, ગુણસ્થાનક ક્રમ આરોહણ પ્રકરણો ને કુલકો....

યુગપલટાયો...સંસ્કૃત અને પ્રાકૃત ભાષાનું સ્થાન વ્યવહારમા ઓછુ થવા લાગ્યુ અને નવસર્જને પ્રાંતિયભાષામા જન્મ લીધો. તે કાળે ને તે સમયે, આગમોના ભાવો, સંસ્કૃત અને પ્રાકૃતભાષાને બદલે દેશી અને ગુર્જરી ભાષામા અવતર્યાં તેને પરિણામે, ટબા, રાસા, સજ્ઝાયો, ચમ્પુઓ, અને ગ્રંથોનુ સર્જન વધ્યું.



# આદર્શ શ્રુતભક્તિનું માર્ગદર્શન

★

લેખક: પ્રભુદાસ બેચરદાસ પારેખ

[પંડિતજીનો લેખ યોગ્ય માર્ગદર્શન આપે છે. તેઓની સૂચના મુજબની સંસ્થા આચાર્ય કમલસૂરિ હસ્તલિખિત પુસ્તકોદ્ધાર ફંડ સુરતમા કાર્ય કરી રહી છે. ત્રીસ હજારનું કાર્ય થયું છે. અન્ય મુનિવરો પણ કાર્ય કરી રહ્યા છે–"કેશરી"]

આર્યભૂમિ આ ભારત દેશમાં છાપખાનાઓની સગવડ થયા પછી પ્રાચીન ગ્રથભંડારોમાં રહેલા પામેલા અનેક ગ્રથરત્નો દુનિયાના પ્રકાશમા આવ્યા છે અને તેમાથી ઘણા ઘણા તજજ્ઞોને ઘણુ નવું નવુ જાણવાનુ મળ્યુ છે. વિશ્વ કલ્યાણકર પ્રાચીન ગ્રથકાર મહાત્માઓના અદ્ભુત મથનોના ભંડાર ખુલ્લા થવાથી અનેકની બુદ્ધિમા ચમત્કાર પણ ઉત્પન્ન થયા છે ત્રિભુવનપૂજ્ય શ્રી તીર્થંકર પરમાત્માની વાણીના પ્રતિનિધિ-સ્વરુપ પવિત્ર આગમો પચાગી તથા અદ્ભુત પ્રતિભાસંપન્ન અને ઉપકારી પૂર્વાચાર્યોના અનેક ગ્રંથો છૂટથી પ્રાપ્ત થવાથી અનેક મુનિ મહાત્માઓ તેના પઠન–પાઠન અને શ્રવણ મનનનો ઉત્તમ લાભ મેળવી શક્યા છે. અનેક જૈનેતર વિદ્વાનો પણ પારમાર્થિક અને પરમ મંગલમય જીવનના સારભૂત એવા તે બેનમૂન વાઙ્મયનો સ્વાદ ચાખી શક્યા છે વિદેશોમા ઘણા જિજ્ઞાસુઓ અને વિદ્વાનો તેના અસભાવ્ય પરિચયને પણ સંભવિત બનાવી શક્યા છે. અનેક સદ્ગૃહસ્થો "પોતે કોઈક દિવસે પણ તેમા ડોકિયું કરી શકશે, યા કુટુબના કે બીજા કોઈ યોગ્ય પાત્રને ઉપયોગી થશે" એ ભાવનાથી ખરીદીને પોતાને ઘેર ધર્મધ્યાનના ઓરડાના કબાટોમા આ જ્ઞાન–ગ્રથોને પધરાવીને પુલકિત થતા હોય છે. જો છાપખાનાઓ અસ્તિત્વમા ન આવ્યા હોત તો મોટી સખ્યામા જે અનેક ગ્રથો પ્રતોના રૂપોમા જે છપાયા છે, તે ન બની શકત અને ઘણા તેના લાભથી વંચિત રહી જાત.

## ઉપકારીઓનો ઉપકાર

આ અગે આપણે ખરો ઉપકાર તો છાપખાનાના સંશોધકો અને પરદેશથી ભારતમા પધારેલા યૂરોપીય વિદ્વાનોનો માનવો જોઈએ, કારણકે સૌથી પહેલા તેઓએ તે કામમા રસ લીધો છે. પછી બીજો નંબર આવે છે બ્રિટિશ સરકારનો, કે તેણે ઘણી જ કૃપા કરીને, ભારતમા છાપખાનાઓની સગવડ વધે તથા વિવિધ પ્રકારના ભારતીય ગ્રથરત્નોનુ અદ્યતન પદ્ધતિથી પ્રકાશન થાય, તે માટે જ અખબારપત્રો પસાર કરીને લાખો રૂપિયાનો ખર્ચ ઉપાડયો તેમજ તેના પેટામા બંગાળ મુંબઈ, મદ્રાસ વગેરે પ્રાન્તોની સરકારોનો અને મૈસુર, વડોદરા વગેરે દેશી રાજ્યોનો ફાળો પણ જેવો તેવો નથી અને ત્રીજે નબરે આવે છે તે તે ધર્મના ચુસ્ત શ્રીમત ભક્તો અને સંસ્થાઓ કે જેઓએ પોતપોતાને માન્ય, તારક, પ્રભાવસંપન્ન ધર્મગ્રથોના પ્રકાશન માટે તથા તેનો સદુપયોગ કરાવવા પોતાની લક્ષ્મીનો સુંદર રીતે વ્યય કર્યો હોવાના ઘણા દાખલાઓ આજે મોજૂદ છે

## રાજેન્દ્રપ્રસાદજી શું કહે છે ?

દિન પ્રતિદિન પ્રાચીન ધર્મગ્રંથો અને બીજું સમાજોપયોગી લેખાતું સાહિત્ય બહાર પાડવા તરફ રુચિ વધતી જાય છે. બ્રિટિશ સરકારને પગલે ચાલીને બાબુ શ્રી રાજેન્દ્રપ્રસાદજી જેવા સરળ પ્રકૃતિના, વર્તમાન ભારતના રાષ્ટ્રપ્રમુખે પણ પોતાના એક વક્તવ્ય દરમ્યાન "તમામ પ્રાચીન જૈન સાહિત્ય બહાર પડી

જવું જોઈએ" એ જાતની જાહેર ઘોષણા કરી દીધી છે અને તેને માટે રાજ્ય તરફથી અનેક પ્રયાસો ચાલી રહ્યા છે. આ ઉપરાંત, એ સાહિત્યમાંથી શ્રીમાન વાસુદેવ શરણ અગ્રવાલ જેવા સંશોધકો અનેક સંશોધનો પણ કરીને વિદ્વાનોને આશ્ચર્યચકિત કરી રહ્યા છે તેમજ પ્રચલિત ઇતિહાસ પરંપરા ઉપર પણ મોટી અસર ઉપજાવે છે.

પ્રાચીન સાહિત્યના વિશાળ પાયા ઉપરના આધુનિક પ્રકાશનોના આ અને એવા બીજા લાભો શું ઓછા છે? તેને ઓછા તરીકે ગણવા – ગણાવવાની હિંમત કોણ દાખવી શકે? ચારેય તરફ લાભ, લાભ ને લાભના જ ફુવારા ઉછળે છે ક્યા સહૃદયીને તેનાથી આનંદ ન થાય? અને કોનું હૈયું પુલકિત ન થાય? આજે ઝળહળતા પ્રકાશમાન સંયોગોમાં કોઈક જ એવો અભાગી હશે, કે જે પ્રકાશથી ઝળહળતા દિવસે પણ અંધકારનો અનુભવ કરતો હોય

જિજ્ઞાસા અને જ્ઞાનપિપાસા સંતોષવા માટે રચાયેલા વિશ્વભરના બુદ્ધિ-જળનિધિના બુદબુદ સમાન અનેક ગ્રંથરત્નોનું અને વિવિધ પ્રકારના વિષયોના ગ્રંથરત્નોનું પ્રકાશન માનવોની જ્ઞાનસમૃદ્ધિમાં ઉત્તરોત્તર ભરતી લાવ્યા કરે છે.

## સાહિત્ય ઉત્પાદનનો હેતુ

અહીં ખાસ વિચારવાનું એ છે કે ભારતના પ્રાચીન સાહિત્યનું પ્રકાશન આટલા મોટા પાયા ઉપર શા માટે કરાવવામાં આવે છે? તે સાહિત્ય ઉત્પન્ન કરવા – કરાવવા પાછળ તેના મૂળ પ્રયોજકોનો શો હેતુ હતો? તે હેતુ આ જાતના પ્રકાશનોથી સફળ થાય છે કે નહિ? અને જેને આજે એ રીતે શ્રુતભક્તિ કહેવામાં આવે છે, તે વાસ્તવિક શ્રુતભક્તિ છે કે પછી બીજું કાંઈ છે? આ પ્રશ્નો આદર્શ શ્રુતભક્તિની દૃષ્ટિથી ખાસ વિચારવા જેવા છે

અલબત્ત "પ્રાચીનકાળમાં છાપખાનાઓ અસ્તિત્વમાં આવ્યા નહોતા માટે લેખન પદ્ધતિનો આશ્રય લેવો પડતો હતો પરંતુ જો છાપખાનાઓ હોત તો તે સમયના માનવોમાં તેનો સૌથી પ્રથમ લાભ લેનારામાં ભારતીય આર્યજનો પાછા ન જ પડત વળી બહુ પ્રાચીન માનવોની બુદ્ધિ વધારે સતેજ હતી, એટલે તેઓ લખાવ્યા સિવાય જ બધું મોઢે યાદ રાખતા હતા. જો તેઓની બુદ્ધિમાં મંદતા વહેલી આવી હોત તો તેઓએ પણ ઘણા જૂના વખતથી લખાવવાની અને જો છાપખાના હોત તો છપાવવાની શરૂઆત કરી હોત. જો તીર્થંકર ભગવંતોના આત્મા પ્રાકૃત જીવો જેવા હોત તો તેઓ પોતાના સમગ્ર જીવન અને જ્ઞાનપ્રભાને શબ્દરૂપ બનાવવાને બદલે તેઓ જાતે જ શાસ્ત્રો રચવા બેસી ગયા હોત, પરંતુ તેઓએ તો એમાનું કાંઈપણ કર્યું નહોતું એ અપેક્ષાએ તો આજના સેંકડો ગ્રન્થો અને સાહિત્યના લેખકો, પ્રચારકો અને મુદ્રકોને આપણે ખૂબ ખૂબ ધન્યવાદ આપવા જોઈએ કેટલો બધો છે તેઓનો પુરુષાર્થ? કેટલી બધી છે અપ્રમત્તતા? કેટલી બધી છે તેમની વિશ્વસેવાની તમન્ના?

## અબજો ટન શાહી

એક પૂર્વ લખવા માટે એક હાથી જેટલી શાહી જોઈએ અને ચૌદમું પૂર્વ લખવા માટે આઠ હજાર એકસો બાણું હાથી જેટલી તેમજ ચૌદેય પૂર્વ લખવા માટે સોળ હજાર ત્રણસો ત્યાંસી હાથી જેટલી શાહી જોઈએ, પરંતુ તે તો એક વખત લખાયા એટલે બસ, પણ આજે તો લાખો છાપખાનાઓ, તેમાંથી નીકળતી કરોડો નકલો અને તેમાં રોજની વપરાતી એકંદર હજારો ટન શાહી, અને મહિનામાં તથા વર્ષમાં તથા છેલ્લા બસો વર્ષમાં વપરાયેલી શાહીના ટનોનો હિસાબ મૂકીએ, તો તે કદાચ કરોડો ટન સુધી પહોંચી જાય, પરંતુ તેટલેથી કાંઈ પાર આવે તેમ છે? હજુ તો લાંબો ભવિષ્યકાળ સામે ઊભો છે તેમાં કેટલાયે અબજો ટન શાહી વપરાશે તેના હિસાબે તો પૂર્વોમાં વપરાવાની શાહીની ઉપમાથી સમજાવેલી ગણતરી શું

હિસાબમા આવી શકે તેમ છે

## પુસ્તકોના ગંજ

યૂરોપ, અમેરિકા તેમજ તેના પગલે ચાલીને બીજા દેશો આજે અદ્યતન પ્રકારનું જે સાહિત્ય પ્રગટ કરી રહ્યા છે તેની તુલનામા આપણી જૈન સંસ્થાઓનું પ્રકાશન શા હિસાબમા? સર્વ આગળ જાણે ખદ્યોત! ખરેખર! આ કંગાળ સ્થિતિથી ઘણા આત્માઓને એકાંતમા રડવું પણ આવતું હશે. માઈલોની લંબાઈમા ગોઠવાયેલા પુસ્તકોના ગંજના કબાટોથી શોભતા પુસ્તકાલયો આગળ જૈનશાસ્ત્રોનો શો હિસાબ છે? સાગરમા ચપટી ભરીને કાઢી નાખીએ તેનો શો હિસાબ? આ સ્થિતિમા આપણે તેને "શ્રુતભક્તિ" કહીને બિરદાવીએ છીએ, એ શુ હાસ્યાસ્પદ નથી? તેના કરતા તો હાથ જોડીને બેસી રહેવું, એ શુ ખોટું? ગમે તેટલા દોડી દોડી થાકીએ, તો પણ આજના વેગને પહોંચી વળાય તેમ છે? તેની સાથે જ્યા હરીફાઈ જ અશક્ય છે ત્યા તેની સરસાઈની તો આશા જ ક્યાથી? શુ આ આપણે વિચારવા જેવું નથી?

આ સાંભળતા જ દૂરના અંધારા ખૂણામા બેસીને ઝોકા ખાતી કોઈ વૃદ્ધ ધર્મચુસ્ત વ્યક્તિ બોલી ઉઠશે કે,—"ભલેને આજના સાહિત્યના ઢગના ઢગ પડકાય, પણ તે ફોતરા જેવું છે અમારુ સાહિત્ય ભલેને થોડુ હોય, તો પણ તેનુ મહત્વ વિશેષ છે તે હીરા-માણેક તુલ્ય છે"

## ગ્રંથરત્નો છાપવા સામે વિરોધ

તેની બડાઈની આ વાતોથી ચટક-બોલો આજનો યુવાન પ્રથમ તો ખડખડાટ હસશે અને પછી ટકોર કરશે કે "તમારા રત્નોની જો કિંમત હોત તો ક્યારના યે બહાર પડી ચૂકેલા તે ગ્રંથરત્નોને શરણે આજનું જગત ચાલ્યુ ગયુ હોત અને તમે જેને "ફોતરા જેવું" કહો છો તે સાહિત્ય પ્રગટ થવું અટકી પણ ગયું હોત શું આજના અસાધારણ સંશોધકો અને વિદ્વાનોને ફોતરા જ રત્ન લાગ્યા હશે? કઈ સદીમા જીવો છો, મહાશય? તમારા વિદ્વાન આચાર્યો વગેરે તો છેક અત્યાર સુધી તમારા ગ્રંથરત્નો છાપવા સામે પણ વિરોધ દર્શાવતા હતા.

તેણે આગળ બોલતા કહ્યુ કે 'હુ કહુ છું' કે છાપવાનો વિરોધ સહેતુક નહોતો પરંતુ સ્વાર્થ અને સંકુચિત મનોવૃત્તિ હતી. આપણી આ પ્રજાના વડીલોએ મૂર્તિ અને મંદિરો ઠામ ઠામ જાહેરમા ખૂબ ખૂબ ઊભા કરી દીધા હતા પણ તેઓ જ્ઞાનરાશિને પ્રથમ પ્રાચીનકાળથી જ જાહેર કે ખાનગી ભંડારોમા ગુગળાવી રાખતા આવ્યા છે એ જ્ઞાનરાશિ આજે જગતના પ્રકાશમાન ચોકમા મુકાવો શરૂ થતો ગયો છે તેનો લાભ સૌ કોઈ ઉઠાવી શકે છે એ મોટો લાભ આજે જનતાને છાપખાનાઓના પ્રતાપથી મળી શક્યો છે. અંધારા ભોયરામા ગોંધાઈ રહેલા જ્ઞાનરાશિની સુગંધ બહાર ફેલાવા પામી છે."

## વિરોધનો જડબાતોડ જવાબ

ધર્મચુસ્ત વ્યક્તિએ જવાબ આપતા જણાવ્યું કે, "ના, ના એમ નથી તમે વસ્તુસ્થિતિ જ ઊલટી સમજ્યા છો. આર્યપ્રજાના મહાપુરુષોએ મન વચન કાયાથી પોતાના શુભ શુદ્ધ આચરણના પ્રત્યક્ષ દર્શન કરાવવાપૂર્વક કલ્યાણકર પોતાની ત્યાગ પુરુષાર્થના પાયા ઉપરની મહાજીવન સંસ્કૃતિ પ્રજાના જીવનમા ઓતપ્રોત સીંચી દીધી હતી. પ્રજા તે પ્રમાણેનુ જીવન જીવતી હતી તે હમેશની જગજાહેર અને જીવતી જાગતી એક પ્રત્યક્ષ વસ્તુ બની ગઈ હતી તેમા શિથિલતા ન આવે, એ જીવનજ્યોત સદા તાજી રહે તે માટે તેના મૂળ પ્રેરકો તરફની સદ્ભાવના જાગ્રત રહી કાયમ માટે પ્રેરણા આપતી રહે માટે તે આદર્શ પુરુષો વગેરેની યશોગાથાના યા યશોરેખના કેન્દ્ર પ્રતીક રૂપ મૂર્તિઓ અને મંદિરો ઠામઠામ સ્વાભાવિક રીતે જ ઉપસ્થિત થઈ અસ્તિત્વમા આવી શક્યા હતા કારણ કે સામાન્ય સમજ ધરાવતો પ્રજાજન જીવનના પ્રત્યક્ષ અંગ પ્રત્યંગના રહસ્યો ઉકેલી શકવાને

અસમર્થ હોય છે પરંતુ મહાપુરુષોના હિતકારી સિદ્ધાંતોને આધારે ચાલેલા જીવનધોરણોને સમજપૂર્વક કે વિના સમજ્યે જીવનમાં દઢ બનાવીને જીવવામાં આવે તો તેનો હુંફાળો સ્પર્શ વિના રહેતો નથી જ. અનાયાસે જ દાળ મસળ્યા કરતો હોય છે. સાકર અંધારે કે પ્રકાશમાં ગળી લાગે, ને ઝેર માર્યા વિના ન રહે.

એ હેતુથી બાહ્ય પ્રતીકો દ્વારા નજરની પ્રેરણાને આધારે પ્રજાજીવન દ્વારા જીવનસિદ્ધાંતોને જીવનમાં આબાલ સૌ પ્રજાજન યથાયોગ્ય રીતે નિત્યના જીવનમાં જીવે, માટે પ્રેરણા આપનાર મૂર્તિ, મંદિર, સ્થાપનો, જાહેર યાત્રાઓ અને વિવિધ પ્રસંગના જાહેર તહેવારો વગેરેના પ્રયોગો સતત પ્રવાહિત કરવામાં આવ્યા છે. ઉત્તમ જીવન જીવનારા સાધુપુરુષો, તીર્થાદિક ઉત્તમ ધર્મક્ષેત્રો, પર્વાદિક ઉત્તમ દિવસો અને ભાવનાપ્રેરક ઉત્સવાદિક ઉત્તમ પ્રેરણા પામવાના વ્યાવહારિક તાલીમ કેન્દ્રોરૂપ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવો છે.

## અધિકારીપાત્ર ગ્રંથરત્નો

અને સાંસ્કૃતિક જીવનના રહસ્યોના અપૂર્વ ખજાનારૂપ શાસ્ત્ર ગ્રંથરત્નો તથાપ્રકારના અધિકારીપાત્રો માટેના ભંડારોમાં સાચવી રખાતા રત્નો છે, કારણ કે-સર્વ કોઈ તેના અધિકારી હોઈ શકતા નથી. તેમજ સર્વને તેની આવશ્યકતા હોતી નથી, કારણ કે એ રહસ્યોના પરિણામ સ્વરૂપ જીવન તો સૌ યથાયોગ્ય રીતે યથાશક્ય રીતે જીવતા જ હોય છે. આમ સુવ્યવસ્થા સુવ્યવસ્થિત હતી.

મૂર્તિ અને મંદિરો ઠામ ઠામ જાહેરમાં હતા અને જ્ઞાનગર્ભિત ભંડારોમાં સુરક્ષિત રખાતો હતો, તે અનુચિત હતું એમ હવે તમને પણ જણાશે ત્યારે હવે એ સાંસ્કૃતિક જીવન લોકોના જીવનમાંથી સદાને માટે હટાવી દઈ, તેને સ્થાને આધુનિક જીવન ધોરણ દાખલ કરી, પ્રજાને આધુનિક જીવન જીવતી કરવાનો પ્રયોગ હાથ ધરવામાં આવ્યો છે તેથી મૂળભૂત જીવન તરફ ઘૃણા અને બુદ્ધિભેદ ઊભો કરી, નવા જીવન તરફ આકર્ષણ જન્માવવા માટે સરળ ભાષામાં સંક્ષિપ્ત, રોચક, આકર્ષક સાહિત્યના પ્રચારની અને તદનુકૂળ જાહેરમાં મોટા પાયા ઉપર-પાત્રાપાત્ર સર્વને શિક્ષણની આવશ્યકતા ઊભી થઈ છે. તેના હેતુઓ અનેબહાર થતા અખતરા તો ગુપ્ત રખાતા આવ્યા છે અને આજ પણ ગુપ્ત રખાય છે.

આ કારણે પ્રજાના જીવનમાં મૂળથી માંડીને ટોચ સુધીના તમામ પ્રકારના જીવનધોરણોમાં અસાધારણ પરિવર્તન કરી નાખવા માટે વર્તમાન ઢબના સાહિત્યને ખૂબ ખૂબ પ્રસિદ્ધિમાં મૂકવું જ જોઈએ. ગામડાના ખેડૂતો અને મજૂરો સુધી તેને પહોંચાડવું જોઈએ અને તે ખાતર તેઓને થોડુંઘણું પણ અક્ષરજ્ઞાન લેવાની ફરજ પાડવી જોઈએ જ. નવજીવનને પોષક સંસ્થાઓ પગભર થયા પછી તેનુંયે રહસ્યાત્મક સાહિત્યના રહસ્યો સમજવાની તક તો આજે પણ અધિકારીઓને જ પ્રાપ્ત થાય છે. એ સર્વને માટે સુલભ નથી અને જ્યારે, આધુનિક પ્રચારક સાહિત્યના ઢગેઢગ પ્રજાની સામે ખડકાઈ રહ્યા છે, તે સ્થિતિમાં સાંસ્કૃતિક રહસ્યોમય પ્રાચીન સાહિત્યને પોતાના સંરક્ષણમાંથી બહાર ખેંચી કાઢી આધુનિક રોજિંદા જાહેર સાહિત્ય સાથે જ અથડાઈ કૂટાઈ નષ્ટપ્રાય થતું જાય અને વર્તમાન સાહિત્યની લોકપ્રિયતાની ઘોડદોડમાં પાછળ પડતું જાય, તેને પોષક સંસ્થાઓ નિસ્તેજ અને નિષ્પ્રાણ બનતી જાય. તદનુસારી જીવન વ્યવસ્થાઓ અને તેની ભવ્ય સુંદરતાઓ અદૃશ્ય થતી જાય, માટે પ્રથમ તેને સલચાવી લજ્જાવતી કુળવધુની જેમ-બહાર ખુલ્લામાં ખેંચી લાવવામાં આવ્યું. ને પ્રસિદ્ધ કરવામાં આવ્યું. હવે તેના અંગ-પ્રત્યંગોને કૃત્રિમ તુલનાને બહાને પીંખી નાખવાનો કાર્યક્રમ શરૂ થયો છે.

## જીવનસત્યોની પ્રતિષ્ઠા પર પ્રહાર

[illegible] તેના જીવનને ટકાવવાના જવાબદાર અને જોખમદાર સાધુસંતો

પણ તેમના તે જીવનથી ચ્યુત કરી આધુનિક જીવન તરફ દોરી તેના પ્રચારમા જ ઉપયોગમા લેવા પકડમાં લેવાની કુપ્રથા શરૂ થઈ ચૂકી છે. પછી તો તે ગ્રન્થરત્નોમાના જીવન મત્યોની પ્રતિષ્ઠા અને આબરૂ ટકવાનો પ્રશ્ન જ ક્યા રહે છે? તેનું જાહેર નિલામ થાય, તેમા શી નનાઈ? કેટલાક કૃત્રિમ રીતે બનેલા ભાટચારણો પાસે એક બાજુ તેની એકપાક્ષિક બિરુદાવળી લલકારાઈ જીવાડે અને બીજી બાજુ ગુડાઓની મહેફીલમા કુળવતી રૂપવતી નારીના અગ પ્રત્યગો ખુલ્લા કરી કઢગી રીતે નચાવી બેશર્મી ભરવા અટ્ટહાસ્ય સાથે તેનો જાહેરમાં ઉપહાસ કરવામા આવે, તેમ તે ગ્રન્થરત્નોને લાયકતા દૃષ્ટિવિહીનોની સમક્ષ તેમાથી ભૂલો અને દૂષણો કાઢી તેના બેશરમ અટ્ટહાસ્યયુક્ત ઉપહાસ કરવાનો કાર્યક્રમ થઇ ચૂકયો છે તેના પરિણામનો પુરાવો એ છે, કે–

એ શાસ્ત્ર ગ્રથો, તેના અભ્યાસી પડિતો, તેને અનુસરતું જીવન જીવના ચુસ્ત સાધુ–સંતો ને તેના પ્રશસકો તરફ તે પ્રશસક ભક્તોના જ સંતાનો નાક મરોડતા થયા છે. તે વસ્તુઓનું દર્શન થતા જ માથામા કેટલાકને શૂળ સમાન વેદના ઉત્પન્ન થાય છે. તે સઘળો પ્રતાપ ફેલાવવામા વર્તમાન છાપખાનાઓનો હિસ્સો નાનોસૂનો નથી. તેના અતિ ભયંકર પરિણામો તો ભવિષ્યમાં જે આકાર લેશે, તે અતિ હેરત પમાડનારા હશે. તેથી આર્ય પ્રજાજનોએ જે કર્યું છે, તે તેના આદર્શો મુજબ બરાબર છે અને આજે જે ચાલી રહ્યું છે, તે આધુનિક આદર્શોના વિકાસની દૃષ્ટિથી બરાબર છે."

## યુવાનનો પ્રત્યુત્તર

યુવાને વળતો જવાબ આપતાં કહ્યું કે "સાભળો ! સાભળો ! તમારી ભૂલ થાય છે. કાઈક આગળ વધીને ખરા કારણો કહું છું કે પ્રાચીન સાહિત્ય હાલમા અને નજીકના ભવિષ્યમા ખાસ કરીને ઉપયોગી થાય તેમ નથી, કેમકે માનવોનું જીવનધોરણ અને મનોવૃત્તિ બદલાતા જાય છે. તેથી સંકુચિત ધર્મના વાડાના સાહિત્યથી ઉછરતી પ્રજાને દૂર રાખવી તે હિતાવહ છે" એવો એવો પ્રચાર પણ બીજી તરફ ચાલતો હોય છે, છતા જો કોઈ આધુનિક સંસ્થા આધુનિક ઢબે પ્રાચીન સાહિત્ય બહાર પાડવાનું કામ ઉપાડે છે તો તેને પ્રોત્સાહન આપવામા આવે છે ત્યારે પાછી ભ્રમણા થાય છે કે 'હજાવું, પ્રાચીન સાહિત્ય બહાર પાડવાની પ્રવૃત્તિ કાઈક લાભકારક હશે" પરંતુ એ બધી ભ્રમણાઓ છે. એમ હવે કાઈક ખ્યાલ આવે છે ને?

તમને કદાચ માલુમ નહિં હોય, પણ ખૂબી તો એ છે, કે–"પ્રાચીન સાહિત્યના કેટલાક વિચારો આધુનિક વાતાવરણ સાથે બંધબેસતા થતા નથી. તેથી તે આજના લોકોને ઘણા જ વિચિત્ર લાગે છે માટે તે મૂળ ગ્રંથોમા જ આધુનિકતાને અનુરૂપ ફેરફારો કરી નાખવાની જોરદાર હવા નક્કરર વરૂપ પકડતી જાય છે કે જેથી નવયુવકોને તેના પર શ્રદ્ધા બેસે. જેમકે–પ્રાચીન ઘણા શાસ્ત્રોમા પૃથ્વી સ્થિર કહી છે. તેને બદલે તેમાં તે ફરતી હોવાનો આધુનિક વિજ્ઞાનજન્ય સુધારો ઉમેરવો, કંદમૂળને અભક્ષ્ય કહ્યા છે પરંતુ, આધુનિક વિજ્ઞાનનું સંશોધન તેમાં ભારોભાર પોષક વીટામીન્સ હોવાનું જણાવે છે, માટે ભક્ષ્ય તરીકે જાહેર કરવા જોઈએ વિગેરે વિગેરે"

## વૃદ્ધ ધર્મપ્રેમની મનોવેદના

"અરે! હાય! હાય! તો તો ઘણી બાબતોમા ફેરફાર થઇ જાય. પછી તો" તે શાસ્ત્રો અસલીરૂપમાં કેવાં હતાં?" તેનો તો ભવિષ્યમા પત્તો જ ન લાગે! એવી તો ઘણી બાબતો વખત જતા ઊભી થતી જાય અને તે પ્રમાણે ફેરફાર થતો રહે, તો ઘણું યે બધું ઊલટું થઇ જાય. પછી તો તે ભગવાનની વાણીનું સ્વરૂપ જ ન રહે." આંસુ લૂછી વૃદ્ધ શ્રોતા ચૂપ રહ્યા.

"પરંતુ, આધુનિક પ્રગતિવાદીઓનો વિચાર એવો જ હોવાનું કેમ માની શકાય? કેમકે તેઓ શાસ્ત્રના ભાષાંતર સમયે તેના એકએક પાઠને ખૂબ ખૂબ રીતે ન્યાય આપે છે કે જેથી પ્રાચીન પાઠો અને તેના પાઠાંતરો પણ બરાબર જળવાઈ રહે. શુદ્ધ અને મૌલિક છાપકામ અંગે તેઓ ખરેખર પૂર્ણ જાગૃતિ દર્શાવે છે

ઉદ્દેશીને આધ્યાત્મિક ચાર પુરુષાર્થને પોષક એવો જે અસાધારણ ઉપદેશ આપી માનવના કલ્યાણને માટે આપ્યો છે તેને સાંભળીને તેના આધારે રચેલા અને વ્યવસ્થિત રીતે ગૂંથેલા શાસ્ત્રોને જ **શ્રુતજ્ઞાન** કહેવાય છે તે જ ઉદ્દેશથી મહા તપસ્વી જીવન ગાળીને કશા યે દુન્યવી લાભની લેશમાત્ર આશા વિના તેનું રક્ષણ-પઠન-પાઠન તેને અનુસરતી જ નવરચના-નિર્યુક્તિ ભાષ્ય-ચૂર્ણિ-ટીકાઓ-પ્રકરણો ગ્રંથાંતરો વગેરે રચ્યા છે એટલે કે સર્વ કાળને માટે હિતકારી સાધન તરીકે તેની રચના કરી-રક્ષણ કર્યું છે તેને લખતા પઢતા ત્યારે લખાવ્યા છે ને રચ્યા પણ છે અને તે પણ પાત્રોને જ આપવાનો આગ્રહ રાખ્યો હતો લખેલું પણ જેને તેને નથી આપ્યું પાત્ર દ્વારા તેને જીવનમાં ઉતારીને તે દ્વારા તેના ઉત્તમ આદર્શો અને લાભોનો પ્રચાર જગતમાં કરવામાં આવ્યા છે અને એ રીતે તેને અદ્યાપિપર્યંત જીવંત રાખવામાં આવેલું છે તે ઊંચામાં ઊંચી કોટિના પારમાર્થિક જીવનની તાલીમ આપીને જીવનને ઘણું જ ઉચ્ચ બનાવનાર સાહિત્ય છે તે જગત્પૂજ્ય છે તેના કલ્યાણકારકતાની હરોળમાં જગતનું કોઈપણ સાહિત્ય ઊભું રહી શકે તેમ નથી ને ઊભું રહી શકશે નહિ એ નિર્વિવાદ છે

તમારી વાત ઉપરથી સ્પષ્ટ ફલિત થાય છે કે તેની મર્યાદા, સર્વોપકારકક્ષમતાને અર્વાચીન પ્રકાશનની દોડ-હરીફાઈમાં ઉતારીને, જગત સમક્ષ નિસ્તેજ, નિષ્પ્રાણ પુરવાર કરવા માટે જ તેના પ્રકાશન માત્ર પાછળ વ્યવસ્થિત ચાલ છે નહિતર આટઆટલું પ્રાચીન સાહિત્ય પ્રગટ થતા છતા-પ્રજાના જીવન ઉપર તેની અસર કેમ ન પડે? કારણકે પ્રજાઓના જીવનપ્રવાહને વહેવાનો નવા" નામ ઓળખાતો આધુનિક વિજ્ઞાનના પાયા ઉપરનો માર્ગ બનાવી દેવામાં આવ્યો છે જ્યારે પ્રથમના વખતમાં તો તે તે પ્રકારનું ઉચ્ચ અને ઉપકારક સાહિત્ય યોગ્ય પાત્રોના જીવનમાં સ્પષ્ટપણે અંકિત થતું હતું તેથી છાપખાનાની આજના જેટલી મહત્તા વર્તાતી નહોતી અને તેના ઉચ્ચ આચરણ દ્વારા જગત તેને પોતાની સામે જ નાચતું હતું જ્યારે આજના સુનટો મહારાણા પ્રતાપનો વેશ લઈને માત્ર તેનો પાઠ જ ભજવે છે ત્યારે અગાઉના સમયમાં તો કોઈ કોઈ ક્ષત્રિય બચ્ચો બીજો રાણો પ્રતાપ જ બનવાનો પ્રયાસ કરીને તદ્રૂપ આ મે પોતાના જીવનમાં છવાયેલી મહારાણા પ્રતાપની નવી આવૃત્તિ જગતમાં જન્માવીને મરતો હતો પરંતુ આજે તેમ થતું નથી માટે તો છાપખાનાઓ કામ મેળવી શક્યા છે

આ સ્થિતિમાં આ સનાતન સ્થાયી, કલ્યાણકારી સાહિત્યનું રક્ષણ કઈ રીતે કરવું એ મોટો પ્રશ્ન છે પ્રજા **તેનો** ઉપયોગ કરતી નથી ન કરે તેની ચિંતા કરવા કરતા **"તેના મૌલિક સ્વરૂપનું સાંગોપાંગ જતન કેમ કરવું?"** એ જ મોટી ચિંતાનો વિષય થઈ પડેલ છે

જે મહાપુરુષોએ જગતના સર્વ જીવોના કલ્યાણ માટે તેનું સર્જન કર્યું છે તેને જ આજે "પ્રગતિમાં પ્રત્યાઘાતી સર્વથા અવરોધરૂપ" ગણીને અદૃશ્ય-નામશેષ કરવાની ભાવના સેવાતી જાય છે આવી વિષમ સ્થિતિમાં શું કરવું? એ મૂળભૂત હકીકત ખાસ વિચારણીય છે તેનો સાચો ઉપાય એ જ **સાચી શ્રુતભક્તિ** છે બાકી આજના પ્રવાહમાં તણાવાને **શ્રુતભક્તિ** માનવી એ મોટામાં મોટી ભ્રમણા ને ગંભીર ભૂલ થાય છે, એટલું જ નહિ પણ સર્વકલ્યાણકારક વસ્તુને લુપ્ત કરવામાં સહકાર આપવાના પાપમાં પડાય છે અરે! એ રીતે કલ્યાણમાર્ગને જગતમાંથી અદૃશ્ય કરવામાં સાથ આપવાથી પાપાનુબંધી મહાપાપનો બંધ કરવામાં પણ ઉત્તેજન અપાય છે

વિવેકી જૈન ગતાનુગતિકતા કરે કે? તે તાત્કાલિક પ્રવાહમાં વગર સમજ્યે તણાય કે? તે ક્ષણિક લાભોમાં લોભાય કે?"

"એ તમારે જેમ માનવું હોય એમ માન્યા કરો કોણ સાંભળે છે તમારું? આ યુગ ન ન કરવું તેમાં જ સભ્યતા છે નહિતર, મૂર્ખાઓની જમાતમાં ખપવા સિવાય બીજું પરિણામ નથી તેવી એ બધું તો ઠીક, પણ હવે મૂળ મુદ્દા ઉપર આવો તો માત્ર તમો **આદર્શ શ્રુતભક્તિ** કોને કહો છો અને તે શ્રુતનું રક્ષણ

કેમ થાય તે સમજાવો એટલે વાત પૂરી થાય; નહિતર કેટલાકનું તો એમ પણ કહેવું છે કે, "પુસ્તકોનાં કબાટો મુનિઓના ચારિત્રમાં દોષ લગાડવામાં સહાયક થઈ પડે છે માટે મુનિઓએ. તે વહીવટ કરતા શ્રાવકોને સોંપી દેવાં જોઇએ અને શ્રાવકોએ તેને પબ્લિક ટ્રસ્ટ એક્ટ અન્વયે પબ્લિકની મિલ્કત બનાવી દેવી જોઈએ એટલે શ્રુત ઉપરના ત્યાગીઓના કબજાની વાત જ ઊડી જાય. પછી યોગ્યજનોને તે આપવા ન આપવાના નિયમને આવકાશ રહેજ ક્યાંથી ?"

આમ શ્રુત સાચવવાની જવાબદારી અને જોખમદારીમાંથી છૂટવાનો માર્ગ લેવાય છે.

## આદર્શ શ્રુતભક્તિ

૧. આજે આપણાં તમામ પ્રકારનાં પ્રાચીન શાસ્ત્રો છપાવવાં બંધ કરી તેમજ કરાવરાવી દેવાં જોઇએ. પ્રગતિશીલ ગણાતું સાહિત્ય ઢગલાબંધ ન છપાતું હોત તો પ્રાચીન શાસ્ત્રોને છપાવવામાં બહુ નુકશાન ન થાત; કદાચ લાભ પણ થાત. ભંડારોમાંથી તેને બહાર કાઢવામાં અપેક્ષાએ તેની એક બેડી તૂટે છે ખરી પરંતુ બીજી મોટી અને જીવલેણ સુવર્ણ શૃંખલાથી તેને જકડી લેવાય છે માટે તેને વર્તમાન સાહિત્યથી અલગ પાડી દેવા માટે છપાવવાનું બંધ કરવું જોઈએ.

૨. શ્રી વીતરાગ પ્રભુની વાણીથી સંગત કોઇપણ સુવિહિત પૂર્વાચાર્યનું કાંઇપણ લખાણ, વાક્ય, સ્તુતિ કે કાઇપણ જગતમાં જ્યાં જ્યાં હોય, પછી તે છપાએલું, લખાએલું કે છુપાએલું હોય. તેને હંમેશા મેળવતા રહી જુદા જુદા જ્ઞાનભંડારોમાં તેનો સંગ્રહ કરવો. જરૂર પડે, તો ખાસ સગવડથી લખાવી લેવું.

૩. દરેક શાસ્ત્રગ્રંથને લખાવવાનો ક્રમ શરૂ કરી દેવો. પઠન-પાઠન પણ લખી લખાવીને, તેના ઉપરથી કરવાનો રિવાજ પાડી દેવો. કારણકે લખાવેલું વધારે વખત સુધી ટકે છે.

૪ મૂળસૂત્રો વગેરે અતિ મહત્ત્વના શ્રુતનો તો કોઈ એવા સુરક્ષિત સ્થળમાં સંગ્રહ રાખવો કે જે શિષ્ય પરંપરાથી બતાવાતો રહેવાય અને ભવિષ્યનાં હજારો વર્ષે પણ જીવંત મળી શકે.

૫ હાલનો પ્રગતિનો (એક અપેક્ષાએ ધીખતી ધરા કરવા જેવો) પ્રવાહ શાંત પડ્યા પછી તે શાસ્ત્રો નષ્ટ કે વિકૃત ન થાય તેની સાવચેતી માટે તેને ભંડારોમાં જ પાકી સંભાળ દ્વારા સુરક્ષિત રહેવા દેવું, બહાર પાડીને વિકૃત થતું અટકાવવું. હાલનો આ પ્રવાહ શાંત પડતા બચેલું તે બહાર આવી શકશે અને પોતાની સર્વકલ્યાણમય પ્રતિભા ઝળકાવી શકશે, પરંતુ ત્યાસુધી તો તેને સુરક્ષિત સ્થાને છુપાવી દેવું એજ સાચો ઉપાય છે.

૬ ક્રેકે સાચી સમજુતિપૂર્વક તેને પબ્લિક મિલ્કત બનતું, જાહેર પુસ્તકાલય (Public Library)નું અંગ બનતું સર્વથા અટકાવવું જ અને "તે કોને આપવું ? કોને ભણાવવું ? કોણ ભણે ? કોણ વાંચે ?" તેના આદેશ અને યોજનાની લગામ સુવિહિત જૈનાચાર્યોના જ હાથમાં રાખવી ને રહેવા દેવી.

૭ અમુક એવા મુનિવર્ગે ખાસ તૈયાર થવું જ જોઈએ કે જે મુખપાઠ કરવાની પરંપરા કાયમ આગળ લંબાય, માટે મુખપાઠ કરવાની શરૂઆત જોરથી કરી દેવી જોઇએ.

૮ મુખપાઠ કરવાને ગોખવાની શક્તિ ટકાવવા માટે શ્રાવકોના બાળકોએય મોઢે ગોખવાની સુટેવ કેળવતા રહેવું. પંચ પ્રતિક્રમણના સૂત્રો બચપણથી મોઢે કરાવવાનો કડક આગ્રહ રાખવો. એ ટેવ મોટી ઉમરે શ્લોકબદ્ધ કે સૂત્રબદ્ધ ગ્રંથો સળંગ મોઢે કરવાની શક્તિની ભૂમિકા ટકાવી રાખશે. કારણકે મોઢે કરવા સિવાય એ ગ્રંથોના રહસ્યો જાણવામાં વખત, મહેનત અને ખર્ચ વધારે આવે છે.

૯. શ્રુત મુદ્રક-પ્રકાશક- સંસ્થાઓ બંધ કરી દેવી અને તેનાં નાણાનો ઉપયોગ ઉપર જણાવ્યા પ્રમાણે શ્રુતભક્તિમાં કરવો, અને પબ્લિક ટ્રસ્ટ એક્ટ દ્વારા સરકારી કબજાથી તેને બચાવવું.

સાધુ, મુનિ મહારાજાઓના ધર્મોપગરણ જેવું તેને તેઓનું **જ્ઞાનોપગરણ** ગણીને તેમના જ હવાલામાં રહેવા દેવું. હવાલામાં રાખવામાં શ્રાવકો સહાયક જરૂર થાય, પણ તેને પોતાના હવાલામાં ન ગણે ને તેની ચોકી કરે, કેમ કે તીર્થંકર પ્રભુ વગેરેએ મુખ્ય જવાબદારી મુનિ મહારાજાઓ ઉપર જ મૂકી છે.

૧૦. મુનિ મહારાજાઓના ઉપયોગના જ્ઞાનભંડારોને ધાર્મિક ટ્રસ્ટોની મિલ્કતો ગણીને, શ્રાવકોએ, ટ્રસ્ટીઓએ કે રાજ્યે તેનો કબજો ન લેવો, ન લેવા દેવો, તેનાથી બચાવવા. એમ કરીને તેને તેમની જ વસ્તુ તરીકે રહેવા દેવા, કેમ કે તેને માટે તેઓનું જીવન છે. તેના રક્ષણની જવાબદારી ને જોખમદારી મુખ્યપણે તેમની છે પબ્લિકની મિલ્કત થયા પછી તો તે શાસ્ત્રોક્ત હેતુઓથી ઉપયોગ કરવા માટે તેઓને મળે કે નયે મળે. એક પ્રોફેસર આધુનિક રીતે **શ્રી આચારાંગ સૂત્રનું** સંસ્કરણ કરવા માગતા હોય અને એક મુનિરાજ આચારાંગનો સ્વાધ્યાય કરી તદનુસાર પોતાનું જીવન ગાળવા માગતા હોય તે સ્થિતિમાં હાલના વાતાવરણ પ્રમાણે તે પુસ્તક પ્રોફેસરને પહેલાં મળશે, નહિ કે મુનિરાજને. મુનિરાજને તે વખતે તે મળશે કે કેમ? એ પણ શંકા છે.

૧૧. દેશી, વિદેશીય આધુનિક સંશોધકોની સાનુકૂળતા ખાતર ગ્રંથભંડારોની પાસે જ તેમને રહેવાની તેમજ ખાવાપીવાની સગવડો ઊભી કરવાની વિચારણા થાય છે તે અયોગ્ય છે પરંતુ સ્વાધ્યાયતપ કરવા ઇચ્છતા મુનિરાજને નિર્વિઘ્ને ગોચરી પણ મળશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. એ દીર્ઘદૃષ્ટિથી ખાસ વિચારવા જેવું છે ને તેની ચિંતા આજથી કરવી જોઈએ. શ્રુતને મુખપાઠે કરનારાઓને ખાસ ઉત્તેજવા તેઓનું ઊંચા પ્રકારનું વાત્સલ્ય કરવું. **( ઇનામ નહીં, વાત્સલ્ય કરવું. )**

જગતના જીવોના કલ્યાણ ખાતર પરમ જ્ઞાની મહાપુરુષોએ જેની રચના કરી છે એવા શ્રુતજ્ઞાનને પૂર્ણ રીતે સાચવી શકવાની તાકાત કે યોગ્યતા ત્યાગી મુનિરાજો સિવાય બીજામાં નથી. તેથી તે તેમના જ હવાલામાં રહેવા દેવું. તેમ કરવામાં સંકુચિતતા નથી જ, પરંતુ મહા ઉદારતા છે. વિશ્વકલ્યાણની મહા-ભાવના છે બીજાના હાથમાં પડીને તેનો દુરુપયોગ થાય કે તે નષ્ટ થાય તો તે જગતને માટે ભયકર પરિણામરૂપ છે. તેથી જગતની તે મહામૂલી, મહાકલ્યાણકારી મિલકત સાચવી રાખવા ખાતર ગમે તેવા ભોગો આપવામાં પણ ઉદારતા છે કલ્યાણની ભાવનાપૂર્વકના આંશિક ત્યાગમાં પણ સંકુચિતતાની છાયા હોતી નથી, પરંતુ તે જેને તેને સોંપી દઈ તેને નષ્ટ થવા દેવામાં કે દુરુપયોગ થવા દેવામાં જગતના અહિતને ઉત્તેજન આપવાની સંકુચિતતા સ્પષ્ટપણે વર્તાય છે. જગત ખરેખર તેવું સમજુ, યોગ્ય અને તેના ઉપર ન્યોછાવર થઈ તેને પ્રાણસમ ગણે, તો ભલે જગત સાચવે. ત્યાંસુધી નહી.

૧૨. માટે પરમાત્માના સાચા વફાદાર મુનિ મહારાજાઓએ પણ ઉપર જણાવ્યા પ્રમાણે શ્રુતભક્તિમાં લીન થવું જોઈશે. એક દિવસ આયંબિલ કે ઉપવાસ કરી, પરમાત્માનું મોક્ષનું-મોક્ષમાર્ગનું પ્રણિધાન કરી, આજ સુધીની પ્રવૃત્તિ બંધ કરી દઈ બીજા દિવસની સવારથી તમામ પ્રકારના જીવનમાં પલટો કરી નાંખવો જોઈશે. છાપાઆપાને જોવા જ નહિ જગતમાં શું થાય છે તે સાંભળવુંયે નહિ. તે ભૂલી જવું પડશે. પરમાત્મા, તેમનું શાસન, તેમનું શ્રુત ને પૂર્વાચાર્યોની વાણીનું રક્ષણ-રટણ, પઠન-પાઠન, લેખન જ કરવા-કરાવવા ઉપરાંત જૈનશાસનની શરમ ખાતર, તેની અપભ્રાજના નિવારવા ખાતર પણ શુદ્ધ ચારિત્રનું પાલન અથવા સંવિગ્ન પાક્ષિકપણું ધમધોકાર શરૂ કરી દેવું જોઈશે, જો **આદર્શ શ્રુતભક્તિનું** પુણ્ય ઉપાર્જન કરવું હોય તો

અને તો જ વિશ્વકલ્યાણકર આ શ્રુત જગતમાં લાંબા કાળ સુધી પોતાના ખરા રૂપમાં કેટલેક અંશે ટકી રહેશે એવી આશા રહે છે, નહિતર બીજો ઉપાય નથી. એ નક્કી છે.

જો બીજો ઉપાય કોઈ બતાવે તો તે લેવા સામે પણ શ્રીસંઘને વાંધો ન હોવો જોઈએ, પરતુ તે ઉપાય, શ્રુત જે ઉદ્દેશથી ઉત્પન્ન થયુ છે તે ઉદ્દેશને લાંબા કાળ સુધી સફળ બનાવે તેવો હોવો જોઈએ તેમ જ મૂળ સ્વરૂપમાં લાંબો કાળ ટકી રહી ભવિષ્યમાં પણ કલ્યાણ કરતો રહે, તેવો જોઈએ

૧૩ સાંભળવામાં આવે છે, કે કેટલાક જૈનેતરો અને વિદેશીય ગૌરાંગ સદ્‌ગૃહસ્થો જૈનધર્મ ઉપર એટલા બધા ફીદા થઈ રહ્યા છે કે તેઓ તેમાં દાખલ થઈને રગેરગમાં જૈનધર્મનું આચરણ કરીને તેની જાહોજલાલી વધારવા ઈચ્છે છે અને જ્યારે આપણા લોકો સારી રીતે જૈનશાસન અને તેનાં અંગોનું હવે રક્ષણ કરી શકતા નથી, ત્યારે તેઓ તો કરશે જ ને ? કેમકે તેઓ સમર્થ છે સમર્થ બનતા જાય છે આપણે તેમણે ઊભી કરેલી અગવડોથી નિર્બળ બનતા જઈએ છીએ કૃત્રિમ સામર્થ્ય અને તે પણ તેઓની મહેરબાની ઉપરતુ ઠેઠ સુધી ટકી શકે નહીં

'અમારુ પણ કહેવુ છે, કે તમે તેઓને દાખલ કરવાના માર્ગ ખુલ્લા કરો અને પ્રેમપૂર્વક અપનાવવા તૈયાર થાઓ, એટલી જ રાહ તેઓ જોઈને બેઠા છે તેઓ ઊંડા અભ્યાસી હોય છે ઉપરાંત ચારિત્રના પણ ઊંચા પ્રકારના પ્રયોગો જીવનમાં ઉતારવાના પ્રયાસો કરે છે, પરતુ ધર્મમાં દાખલ થયા પછી, તેનો કબજો બરાબર હાથમાં આવ્યે પછી તેઓ તેને કેવા સ્વરૂપમાં મૂકી દેશે તેની કલ્પના કોણ કરી શકે તેમ છે ? કારણ કે ભારતના ધર્મોમાં પ્રવેશનો તેઓનો અને તેઓના રાષ્ટ્રોનો હવે પછીનો કાર્યક્રમ કેવળ ધર્મ ખાતર નથી, પરતુ ધર્મક્ષેત્રોમાં પ્રવેશીને તેનો કબજો લેવા માટેનો છે અને તે પછી તેઓ તેમાં વિકૃતિ આણે કે તેને અદૃશ્ય કરે કે તેની સાથે મનફાવતી રમત ન કરે તેની શી ખાતરી ? ને આપણે કે જેમના હૃદયમાં તેનો મજીઠ જેવો રાતો ચોળ રગ છે તે જો તેનું રક્ષણ ન કરી શકીએ તો તેઓ શી રીતે કરી શકશે ? ઉત્તમ વસ્તુઓને ભાંગી નાખીને તેને સ્થાને ભળતી જ વસ્તુઓ ગોઠવી ન દે તેની પૂરતી તકેદારી રાખવા સાથે, માત્ર જણાતા કે બોલાતા 'મહાન્' ને દાખલ કરવાની લાલચ ન રાખવી એ જ હિતાવહ છે કારણ કે તેઓ વર્તમાન પ્રગતિના જ પૂજારી છે અને તેને જ વિશેષ વેગ આપવા જ ધર્મક્ષેત્રોમાં દાખલ થવાની પ્રેરણા ધરાવતા હોય છે એટલે પછી સસ્કૃતિને ઊથલાવી નાંખીને પ્રગતિને જ સ્થાપી દેવાનો પ્રયાસ કરે એ સ્વાભાવિક જ છે હા, એટલુ ખરુ છે કે જ્યાં સુધી તેઓનો પૂરો કબજો નહીં જામે ત્યાંસુધી એટલું બધુ ભારતીય અને ધાર્મિક જીવન સાનુકુળ રીતે જીવશે કે તેમાંથી કોઈ પણ રીતે નાની તણખલા જેટલી પણ ભૂલ કાઢવી એ મુશ્કેલી ભરેલું કામ હશે, કારણ કે તેઓ જે કઈ હાથ ધરે છે તે પૂર્ણ તન્મયતાથી હાથ ધરે છે અને ધારેલુ પરિણામ ધર્મને પ્રગતિમાં ફેરવી નાખવાનુ બરાબર લાવ્યા પછી જ છોડવાના હોય છે આથી એ આશા ઉપર રહેવામાં તીર્થંકરોની વાણીના યથાર્થ રક્ષણની સભાવના જણાતી નથી, એમ આજ સુધીના અનુભવ ઉપરથી કહી શકાય આપણે આપણા દુઃખથી તરવુ એ જ હિતાવહ છે પરાશ્રય ભયાવહ છે આશ્રય હિતાવહ છે

---

# પૂ. ઉપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી મહારાજના નામે ચઢાવી દીધેલું એક ભાષાકાવ્ય

★

★ લેખક : મુનિશ્રી યશોવિજયજી–મુંબઈ ★

સત્તરમી સદીમાં થયેલા મોગલ સમ્રાટ અકબર પ્રતિબોધક જગદ્ગુરુ શ્રીહીરવિજયસૂરીશ્વરજીના શિષ્ય ષટ્તર્કીવિદ્યાવિશારદ મહોપાધ્યાય શ્રીકલ્યાણવિજયજી, તેઓશ્રીના શિષ્ય, શબ્દાનુશાસન નિષ્ણાત, હેમસૂરિ અવતાર સમા પં. શ્રીલાભવિજયજી ગણિ શિષ્ય પ્રશાંત મૂર્તિ પં૦ શ્રીનયવિજયજી ગણિના શિષ્ય, સત્તરમી સદીમાં જન્મેલા, વર્તમાન સમયના અન્તિમ જ્યોતિર્ધર, મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજશ્રીએ, આગમિક પ્રાકૃત ભાષા, ભારતવ્યાપી સંસ્કૃત ભાષા અને ઉત્તરપૂર્વમાં વ્યાપક થયેલી હિન્દી અને હિન્દી મિશ્રભાષા, આ ચારેય ભાષાઓમાં, શાસ્ત્ર અને સાહિત્યની અનેકવિધ શાખાઓ ઉપર મૌલિક, નાવિન્ય ભર્યું અને વિશિષ્ટ કોટિનું, પ્રૌઢ અને ગમ્ભીર, ગૂઢ અને સરલ, વિદ્વદ્ભોગ્ય અને અવિદ્વદ્ભોગ્ય ભાતભાતનું સાહિત્ય–સર્જન કર્યું છે, એટલું જ નહિ પણ તેઓશ્રીએ સ્વમાતૃભાષા ગુજરાતીને પણ વિસારી તો નથી. પરંતુ એ ભાષા–મંજૂષામાં અતિમૂલ્યવાન, અત્યુપયોગી અને અનેક શાસ્ત્રગહન વિચારાવતારનાં કિંમતી સમૃદ્ધ રત્નોને ગોઠવી, માતૃભાષાનો પરમાદર કરીને માતા ગૂર્જરીનું ઝાહેર ગૌરવ વધાર્યું છે. અને એમ કરીને ખરેખર તેઓશ્રીએ સ્વમાતૃભાષાની કીમતી સેવા બજાવી છે. આ રીતે જૈનધર્મ પ્રક્રિયા પ્રધાન મહાગુજરાતની ધર્મભૂમિના ભાગ્યવાનો માટે સરળ ભાષામાં, સચોટ અને વેધક, કવિતામય જે વિપુલ સાહિત્ય–સર્જન કર્યું છે, તે ખરેખર ખાસું એક મહાશાસ્ત્રની ગરજ સારે તેવું છે. ઇહલૌકિક અને પારલૌકિક દૃષ્ટિએ મંગલ અને કલ્યાણકર છે, અને વર્તમાનના શ્રમણોને શીઘ્ર વક્તા બનવા માટેનો વિધવિધ સ્વાદી અને વિવિધ રંગી પ્રિય મસાલો છે.

## સીમંધરસ્વામીની પસંદગી શા માટે ?

ગુજરાતી ભાષાસાહિત્યમાં, તેઓશ્રીએ શ્રદ્ધા, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, ત્યાગ અને આચાર પ્રધાન આદિ અનેકવિધ પદ્યમયકૃતિઓની રચનાઓ કરી છે. પરન્તુ તત્કાલીન શુષ્ક અધ્યાત્મવાદીઓએ ક્રિયામાર્ગના ઉચ્છેદન માટે અને નિશ્ચયમાર્ગના મૂઢોએ વ્યવહારમાર્ગના વિલોપન માટે, શાસ્ત્રવચનલોપક અને આત્મઘાતક ગણી શકાય, એવી જે પ્રવૃત્તિઓ આદરેલી, તે જોઈને એમના આત્માને જે અસાધારણ વ્યથા થયેલી, એ વ્યથાને ઠાલવવા માટે, અંતરના બળાપાને શબ્દોરૂપે બહાર વ્યક્ત કરવા માટે, અને અંતરની દીર્ઘ આરજૂ સંભળાવવા માટે, મુક્તિગામી કોઈ પણ તીર્થંકરને પસંદ ન કરતાં, આપણા હિન્દ–ભારતની ભૂમિથી ઉત્તરદિશામાં લગભગ બે કરોડ ગાઉ અથવા ત્રણ કરોડ માઈલ દૂર આવેલા અને મહાવિદેહથી ઓળખાતા દેશમાં, વર્તમાનમાં સાક્ષાત્ વિચરી રહેલા પ્રભાતકાળના આપણા પ્યારા જીવતા જાગતા વીતરાગ સર્વજ્ઞ વિહરમાન જિનશ્રી **સીમંધરસ્વામીજી** નામના પરમાત્માને તેઓશ્રીએ ખાસ કરીને પસંદ કર્યા છે. કારણ કે મુક્તિએ પહોંચેલા મુક્તાત્માઓને યાદ કરી કરી થાકીએ કે પોકારો પાડીએ,

તો તે કંઈ સાક્ષાત્ અહીં આવીને અજ્ઞાન અને મોહવશ ઊભી થયેલી દુઃખદ અને વિષમ પરિસ્થિતિને કંઈ થોડી દૂર કરવાના છે. એટલે ભક્ત હંમેશાં સ્વાર્થી હોય છે. એટલે એ તો પોતાનો પોકાર સાંભળીને પોતાની વહારે આવે તેને જ પસંદ કરે! તેથી તેઓશ્રીએ કરુણા–સાગર પ્રસ્તુત તીર્થંકર દેવને જ પસંદ કર્યા છે. અને ઘણે દૂર રહેલાઓ થોડી ફરિયાદ કે અલ્પ વિનતિથી કંઈ ચોડા દોડયા આવે! એમને લાવવા હોય તો, ફરિયાદોનો થોકડો–ઢગલો–રજૂ કરવો જોઈએ અને લાંબી લાંબી વિનંતિ કરવી જોઈએ! આવા જ કોઈ આશયથી ઉપાધ્યાયજીએ ઘણી લાંબી લાંબી (૧૨૫, ૧૫૦, ૩૫૦ પદ્યપ્રમાણ) વિનંતિઓ કરી છે. પૂ૦ ઉપાધ્યાયજીના સ્તવનોમાં, સહુથી વધુ લાંબી કૃતિઓ, ભગવાન્ સીમંધર સ્વામીજીને ઉદ્દેશીને જ રચાયેલી છે. ઉપાધ્યાયજીના સંગ્રહમાં તો શું પણ સમગ્ર સ્તાવનિક ક્ષેત્રમાં આવી દીર્ઘકૃતિ બીજી હશે કે કેમ? તે શંકા છે. આ ઘટના જ તેમની પ્રસ્તુત કૃતિને મહત્ત્વ અપાવવા માટે પૂરતી છે.

સાથે સાથે બીજી પણ એક માર્મિક વાતનો નિર્દેશ કરી દઉં કે પ્રાયઃ દીર્ઘ રચના માટે તેઓશ્રીએ આપણા પ્રભાતકાળના માનીતા શ્રીસીમંધર પ્રભુને જ પસંદ કર્યા છે. આગળ આવતા પ્રસંગમાં આ બાબત ઉપયોગી થવાની હોવાથી ઉપર્યુક્ત નોંધ લીધી છે.

તારવણી એ થઈ કે દીર્ઘકૃતિ માટેના સ્તવનો શ્રીસીમંધરસ્વામીને લક્ષીને જ રચ્યા છે ને અંતરનો બળાપો ઠાલવવાના સાધન રૂપે એમને જ પસંદ કર્યા છે.

આ તો મારે જે વાત કહેવાની છે તેના અનુસંધાનમાં સાંકળની કડી રૂપે આટલો નિર્દેશ કર્યો. હવે મૂળ મુદ્દો રજૂ કરું છું—

આજથી ૧૬ મહિના ઉપર 'મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી સ્મૃતિ ગ્રન્થ' જેનું સંપાદન કાર્ય હું કરી રહ્યો હતો, તે વખતે શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ, જેઓએ જૈન ગ્રંથભંડારોમાં છુપાએલી જૈનાશ્રિત ચિત્રકળાની સમૃદ્ધિનો બહુમૂલ્ય ગ્રન્થ રત્નો દ્વારા દેશ–પરદેશના કલારસિકોને સહુથી વધુ પરિચય કરાવી, પશ્ચિમ ભારતની કલાને જ 'જૈનશૈલી' તરીકેનું સ્વતન્ત્ર નામાભિધાન અપાવવામાં અથવા જૈન[1] ચિત્રકળા તરીકેનો સ્વતંત્ર દરજ્જો અપાવવામાં કીમતી ફાળો સમર્પ્યો છે, તે ધર્મબન્ધુએ, સ્મૃતિ ગ્રન્થમાં પ્રગટ કરવા માટે પૂ૦ ઉપાધ્યાયજી વિરચિત એક કાવ્યકૃતિ મને આપી. પ્રાથમિક દૃષ્ટિએ તો આ એક અદ્યાવધિ અનુપલબ્ધ વળી ઠીક ઠીક લાંબી અને ઐતિહાસિક, ચાર્ચિક અને વૈવાદિક વિધાનોથી સભર કૃતિ જોઈ ઘડીભર હું પ્રસન્નમના બની ગયો અને આગળ વધીને કહું તો જેમ વૈયાકરણો 'अर्धमात्रालाघवेन पुत्रोत्सवं'–માને છે તેમ વ્યાકરણ શાસ્ત્રની પ્રસ્તુત ઉક્તિને મારા માટે થોડું પરાવર્તન કરીને કહું એટલે કે 'अर्धपत्रप्रापणेन हर्षोत्सवं मन्यते' અર્થાત્ ઉપાધ્યાયજીની વિવિધકૃતિનું અધૂરું પાનું મળી જાય તો મારે મન હર્ષોત્સવ હોય છે. એટલે તાત્કાલિક તો મેં 'ધન્યવાદ'ના હર્ષોદ્ભવ ઉદ્ગારો સાથે, 'સાભાર સ્વીકાર'નો આજકાલ વધી ગયેલો, યોગ્ય કે અયોગ્ય વિધિ પણ કરી નાંખ્યો.

પુનઃ એક વખતે, એ કૃતિનું વિશદ અવલોકન કરવા માંડ્યુ. ચોકસાઈ પૂર્વક એ કૃતિ જોઈ ગયો. જેમ જેમ એ કૃતિને તાવતો ગયો તેમ તેમ, એ કૃતિ શુદ્ધ સુવર્ણરૂપે બહાર આવવાને બદલે જુદી જ રીતે પોતાનું ગોઠવેલું પોત પ્રકાશની હોય તેમ દેખાવા માંડી. પણ સાથે સાથે 'આ કૃતિ ઉપાધ્યાયજીની જ છે,'

1. જો કે પાછળથી કુમારસ્વામીએ, આને 'જૈન સાંપ્રદાયિક કળા' નામ આપેલું. અમેરિકન ડૉ. નોર્મન બ્રાઉને એને 'જૈન શ્વેતામ્બર કળા' કહી અને પાછળથી જૈન ચિત્રોના લઘુ ચિત્રો જેવાં ચિત્રો અજૈન કૃતિઓમાં પણ મળી આવતાં એને પશ્ચિમ 'ભારતીય ચિત્રકલા'નું નામ કલાનિષ્ણાતોએ આપ્યુ, પણ હું 'જૈનાશ્રિત ચિત્રકળા' આ શબ્દને વધુ યોગ્ય સમજું છું

એવી છાપ પાડવા માટે, એમાં જે પ્રયત્નો કરવામાં આવ્યા હતા, એમાંના કેટલાક તો એવા સચોટ અને કલકત્તાના રસગુલ્લાની જેમ, બરાબર સીધા જ ગળે ઊતરી જાય તેવા હતા.

પ્રસ્તુત કૃતિના અંતમાં–' ઇતિ શ્રીમહોપાધ્યાય શ્રીયશોવિજયગણિવિરચિતે શ્રીસીમંધરજિનસ્તવન સંપૂર્ણમ્ ॥ ' પહેલો ઉલ્લેખ આ હતો.

ત્યારપછી શ્રી નવાબે પોતે પ્રસ્તુત કૃતિનો પરિચય નીચેના લખાણથી દર્શાવ્યો હતોઃ—

" પૂજ્ય ઉપાધ્યાયજીએ આ સ્તવનની રચના રાજનગર ( અમદાવાદ ) નિવાસી શ્રેષ્ઠિ હેમરાજના પુત્ર તારાચંદના માટે કર્યાનો સ્પષ્ટ ઉલ્લેખ સ્તવનમાં કરેલો છે. આ સ્તવ દયાવિમલજી શાસ્ત્રસંગ્રહ–દેવસાના પાડાના ભંડારમાંથી કેટલીક વધારાની હસ્તપ્રતો પંન્યાસજી શ્રી શાન્તિવિજયજી ગણિએ મને ચાલુ વર્ષમાં આપેલી તેમાંથી મળી આવેલ છે. "

આમાં શ્રી નવાબે પોતે તારાચંદનો જે ઉલ્લેખ મૂળ સ્તવનના આધારે કર્યો, તે તો બરાબર હતો, પરન્તુ આથી એક મહત્ત્વની વાત એ સ્પષ્ટ થઇ કે, આ કૃતિ અમદાવાદ-દેવસાના પાડાના શ્રીદયાવિમલજી શાસ્ત્રસંગ્રહમાંથી જ મળી છે. વાચકોએ આ મુદ્દો ધ્યાનમાં રાખવો જરૂરી છે.

હવે પ્રસ્તુત કૃતિ ઉપાધ્યાયજીને નામે ખતવાઈ જાય, એ માટે તેમાં કેવા પ્રયત્નો થયા છે તે ક્રમશઃ જોઈએ.

(૧) પ્રસ્તુત કૃતિની પદ્ય સંખ્યા ( કળશ (?) સહ ) ૩૮ પદ્યોની દર્શાવી છે. પૂ૦ ઉપાધ્યાયજીએ અરજ ગુજારવા માટે અથવા 'ધા' નાખવા માટે પ્રસંદ કરાયેલા તીર્થંકર શ્રીસીમંધરસ્વામીને લક્ષીને જ વિનંતિ કરી છે. (૨) વળી ' અવધારો ગુણગ્યાતારે ' તથા ' કુમતિ ' તથા અન્ય ભાષા પ્રતીકો અને કેટકેટ શબ્દો; ઉપાધ્યાયજી મહારાજે અન્યત્ર વાપર્યા છે તે પણ અહીં ગોઠવવામાં આવ્યા છે. આમ ભાષાનું સામ્ય પણ ઊભું કરાયુ છે. (૩) વળી ઉપાધ્યાયજીના પરમ ભક્ત શ્રાવક તારાચંદનો પણ ઉલ્લેખ કર્યો છે. અને (૪) વળી કૃતિને દીર્ઘ પણ બનાવી છે.

ઉપરના માત્ર ચાર કારણો પણ આ કૃતિ ઉપાધ્યાયજીની છે, એવી શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે પૂરતાં છે. અને ઉપાધ્યાયજીના જીવનના અભ્યાસી માટે તો સહેજે લલચાવી દે તેવા છે.

પણ હજુ આપણે આગળ વધીશુ એટલે સ્પષ્ટ થશે કે, રચનાકારે બાળજીવોની આંખમાં ધૂળ નાખવા માટે કેવો ચાલાકી ભર્યો પ્રયાસ કર્યો છે.

આ કૃતિના અંતમા જે ગુરુપરંપરા વર્ણવી છે તે આપણી લાલચને, વાસ્તવિકતાના પથ તરફ ઝડપથી ખેંચી જાય તેવી છે. પ્રથમ નજરે ભલભલાને આંજી નાખે તેવી છે. ને ક્યાંક ક્યાંક ઉપાધ્યાયજીની છટા લાવવાનો પણ પ્રયાસ કરાયો છે. આમ જુદી જુદી પ્રતિનિઓ જોનારી હરકોઈ વ્યક્તિ, આ કૃતિ ઉપાધ્યાયજીની જ છે એવી મહોર છાપ સહેજે સહેજે મારી આપે તો તેમાં કઈ આશ્ચર્ય જેવુ નથી.

ઉપર આપણે પૂર્વપક્ષ કરી આવ્યા અને પ્રસ્તુત સ્તવન કૃતિને, ઉપાધ્યાયજીની છે એવુ ઠોકી બેસાડવા માટે કરેલા કૂટ પ્રયત્નો પણ જોઈ આવ્યા.

ઉત્તરપક્ષ–જવાબ

હવે પ્રસ્તુત પ્રયત્નો કેવા છેતરામણા છે અને માટીના પાયા ઉપર રચાયા છે તે નીચેના ઉત્તરપક્ષ દ્વારા સમજી લઈએ.

પ્રસ્તુત કૃતિને ભાષા અને કવિત્વની, શબ્દ અને અર્થની, ઇતિહાસ અને સત્યની, પ્રશસ્તિ અને પૂર્ણાહુતિની દૃષ્ટિએ કસીએ તો આ કૃતિ ઉપાધ્યાયજીની કદી નથી અને હોઈ પણ ન શકે. આ તો તેઓશ્રીના કોઈ તેજોદ્વેષી માનસે પોતાની કૃતિને ઉપાધ્યાયજીના નામે ખતવી તેઓશ્રીનો તેજોવધ કરવાનો ચાલાકી ભર્યો, દંભી અતિનિંદ્ય અને કુટિલ પ્રયત્ન જ કર્યો છે. પરન્તુ સત્ય કદી છુપાતું નથી અને અસત્ય કદી ફાવતું નથી એ પ્રાકૃતિક નિયમ મુજબ ચહાય તેવા ચાલાકી ભર્યા પ્રયત્નો કરવામાં આવ્યા હોય, દંભના ગમે તેટલા વાઘા પહેરાવી સત્યને ખપાવા નીકળ્યા હોય, પરન્તુ તદ્વિષયક ચકોર દૃષ્ટિ ધરાવનારાઓ તેમની ચાલાકીને પકડી પાડે છે અને દંભના પડદાઓ ચીરી નાખે છે, ત્યારે જેમ સિંહનાદ થતાં સિંહના ચર્મ નીચે ઢંકાયેલા શિયાળિયાં ખુલ્લાં પડી જાય છે, તેમ તેઓના પ્રયત્નો છતા થઈ જાય છે ને સત્ય ચિત્રાના સૂર્યની જેમ સહસ્ર કળાએ પ્રકાશી ઉઠે છે.

જુઓ ત્યારે હવે કૃતિના હાર્દમાં ઊતરીએ, થોડુ આંતર દર્શન કરીએ ને વિરોધીઓએ કરેલા બાલીશ પ્રયત્નોને પણ સમજીએ.

સ્તવનનો પ્રારંભ નીચેની પંક્તિથી થાય છે:

(૧) 'શ્રીસીમંધર વિનતી અવધારો ગુણુઆતારે,'

તારવણી–આમાં ઉપાધ્યાયજીની પસંદગીના તીર્થંકર અને સંભવનાથ સ્તવનની કડીના શબ્દોનું સામ્ય રાખ્યુ છે.

(૨) "કઈ કુમતિ જિનબિંબને, ઉત્થાપે નિરધાર રે,
સિદ્ધાન્તે પ્રતિમાતણા, પાઠ છે બહુ મનોહાર રે. શ્રી" (૩)

તારવણી–આ કડીમાં મૂર્તિ ઉત્થાપકો માટે વપરાયેલો ઉપાધ્યાયજીનો ખાસ (પેટંટ) શબ્દ 'કુમતિ' ગોઠવ્યો છે. ઉપાધ્યાયજીને જેનો જોરદાર સામનો કરવો પડેલો તે વાત વિશ્વાસ પમાડવા કવિએ પ્રથમ રજૂ કરી દીધી છે.

(૩) મત્કૃત વીર હુંડી તણા સ્તવનમાં તાસ વિવાદ રે,
દેવધર્મ પરીક્ષામાં પ્રતિમાશતકમાં વાદ રે શ્રી (૪)

તારવણી–'મત્કૃત' શબ્દ વાપરવાનું કેવું દુઃસાહસ ખેડયું તે જુઓ. ૨. વળી સ્વકૃત ત્રણ પ્રસિદ્ધ કૃતિઓના નામો પણ દેવામાં જરાય સંકોચ અનુભવ્યો છે? હરગીજ નહિ!

અહીં ચાર કડીમાં જે વાત જણાવી, તેથી લેખકે વાચકના હૈયામાં પ્રસ્તુત કૃતિ ઉપાધ્યાયજીની જ છે, એવી છાપ ઉપસાવવા માટે આબાદ પ્રયત્ન કર્યો છે. પણ એ પ્રયત્ન આગળ કર્તાને જે મુદ્દામ વાત કરવી છે તેના પૂર્વ પ્રયત્નરૂપે કે ભૂમિકા તરીકેનો જ છે અને એથી જ પૂર્વભૂમિકા ટૂંકમાં પતાવીને વળી એકાદ આડીઅવળી વાત કરીને તુરત જ હૈયામાં જે વાત ઊભરાતી હતી તે કેવી સીફ્તથી રજૂ કરે છે અને એ માટે મુખ્યપાત્ર કયુ ઊભું કરે છે તેને પણ આપણે જોઈએ.

" દેવસન કુમતિ થયો દેવસી આવસ્યક અંતે રે
ઈર્યાવહી નામ થાપીને ભરમાવે કુધીમંત રે શ્રી૦ ૮
સંવરક્રિયા કર્યા પુઠે, ઈર્યાવહિ કુણુ હેતે રે,
પણ કુમતિ તેહ થાપીને, ભૂલે જડ સંકેતે રે." શ્રી૦ ૯

આ બાબતની ચર્ચા ૩૦ કડી સુધી કરી છે.

તારવણીઃ–આ સમગ્ર સ્તવનમાં મૂળ મુદ્દો એ છે કે 'પ્રતિક્રમણ પૂરું' થયા બાદ શ્રાવકોને સામાયિક પારવાનું હોય છે. એ સામાયિક, ઇરિયાવહિ કરવા પૂર્વક પારવું જોઇએ કે વિના ઇરિયાવહિથી પારી શકાય ? ત્યારે આ સ્તવનના કર્તા કહે છે કે ઇરિયાવહિ કરવાની કંઈ જ જરૂર નથી, કારણ કે સંવરની ક્રિયા સતત જ્યાં ચાલી રહી હોય, ત્યારે આશ્રવનો સંભવ કયાંથી હોય કે જેથી ઇરિયાવહિ પ્રતિક્રમણક્રિયા કરવી જોઈએ ? માટે, જેઓ ઇરિયાવહિ કરવાનું કહે છે, સ્થાપે છે, કે પ્રચારે છે, તે બધા શાસ્ત્ર વિરુદ્ધ છે, અશુદ્ધ ક્રિયાના પોષક છે, શુદ્ધ માર્ગના લોપક છે, અને તેથી તેઓ દુર્ગતિ માર્ગના પ્રવાસી છે વગેરે વગેરે."

આમ 'ઇરિયાવહિનો વિધિ ન જ હોવો જોઈએ,' આ મુદ્દાના સમર્થનથી પિષ્ટ પેષણ કરવા પૂર્વક હકીકતો રજૂ કરીને પ્રસ્તુત સ્તવનને દીર્ઘ બનાવી દીધું છે.

આ બધું જ સમગ્ર સ્તવન ઉપાધ્યાયજીનું નથી જ નથી. અને તે માટે હું નીચેના કારણો રજૂ કરું છું:

૧. ઇરિયાવહિ કર્યા વિના સામાયિક પારવું જોઈએ એ મતના સમર્થ પ્રચારક તરીકે, તે વખતની 'દેવરત્ન' નામની વ્યક્તિને ખડી કરવામાં આવી છે.

તારવણીઃ—પરન્તુ એ સમયે આ વ્યક્તિ જ હતી કે કેમ ? હતી તો સાધુ તરીકે કે શ્રાવક ગૃહસ્થ તરીકે હતી ? તેનો કોઈ ઐતિહાસિક પૂરાવો હજુ મળી શકયો નથી. પૂ ઉપાધ્યાયજીએ પોતાના અન્ય ગ્રંથોમાં આ નામનો કયાંય ઉલ્લેખ કર્યો નથી તો શું આ પારકાના નામે પોતાનો માલ ખપાવવાનો અનૈતિક પ્રયત્ન નથી લાગતો ?

૨ કડી ૧૨માં કવિએ

" ધર્મ રહસ્યવર ગ્રન્થમાં હેમસૂરિ વલિ ભાખે રે.
દેવસી આવશ્યક અન્તે ઇર્યાવહિ નવિ દાખે રે "

તારવણીઃ—એ હેમસૂરિ કયા, અને એમનો 'ધર્મરહસ્ય' ગ્રન્થ કયો ? આ નામની કૃતિ કોઈ નોંધાઈ હોય તેવું જાણમાં નથી. એટલે આ વાતને કેમ પ્રમાણભૂત માનવી ?

૩. હજુ આગળ જોઈએ—

" ઇત્યાદિ ઇર્યાવહિ તણી, ચર્ચા તે ઘણી દાખી રે,
મત્કૃત પડિક્કમણા વિધિ, કુલકવૃત્તિમાં દીધી રે."

તારવણીઃ—કર્તા પોતે, ઉપાધ્યાયજીએ પડિક્કમણાવિધિ ને કુલકવૃત્તિ રચ્યાનો ઉલ્લેખ કરે છે, પરન્તુ આ એક સાહસ જ છે, કારણ કે આવી કોઈ જ કૃતિ રચ્યાનું અદ્યાવધિ જાણમાં નથી. હા, પ્રતિક્રમણ હેતુ ગર્ભિત સજ્ઝાય બનાવી છે ખરી, પણ તે તો સ્વાધ્યાય–ધ્યાન સુધીના અધિકાર સુધી જ છે. અને તે સાધુ પ્રતિક્રમણને લક્ષીને રચાયેલી છે. એટલે ઉપર્યુક્ત વિધાન નર્યું અસત્ય છે. અને ખરેખર વીતરાગ શાસનમાં થયેલા આવા પ્રયત્નો આપણને ભારે વિષાદ સાથે શરમ ઉપજાવે તેવા છે. અસ્તુ.

હવે હું 'પડિક્કમણાવિધિ'નું નામ ગોઠવવા પાછળ કર્તાનો કયું શરસન્ધાન તાકવાનો ભાવિ ઇરાદો હતો ? અને એ કેવી રીતે પાર પડયું તે વાતનો મેળ મને સમજાયો છે તે જણાવું છું.

શ્રીદયાવિમળ ગ્રન્થમાળા (૧૮) તરફથી બહાર પડેલી એક મુદ્રિત પ્રતિ મારા જોવામાં આવી હતી. ઉપર્યુક્ત પદ્યકૃતિ જોતાં હુ આ કૃતિને કૂટ પ્રયત્ન બીજમાંથી ઉદ્ભવેલા ફળરૂપે ઓળખાવી શકુ.

એનું કારણ એ કે પ્રસ્તુત સ્તવનકૃતિ એ જ ભંડારમાંથી મળી છે અને જેનો હું હમણાં જ પરિચય કરાવવાનો છું તે કૃતિ પણ એ જ સ્થળેથી પ્રાપ્ત થઈ છે ને એ જ સ્થળેથી પ્રસિદ્ધ પણ થવા પામી છે એટલે સ્વાભાવિક રીતે જ પ્રસ્તુત કૃતિ શંકાગ્રસ્ત બની જાય છે.

અહીં આ પ્રથમ પ્રસ્તુત પ્રતિનો ટૂંક પરિચય અને પછી પૂ ઉપાધ્યાયજીના નામને સડોવવાનો, સાંપ્રદાયાન્ધતા, અજ્ઞાન ને જડ કદાગ્રહને આધીન, ઊંચા લેખાતા આત્માઓએ પણ કેવો શરમજનક—નામોથી ભર્યો પ્રયત્ન કર્યો છે, તેને તપાસીએ

श्रीमत्तपागच्छभूषण महोपाध्यय श्रीविनयविजयगणि महोपाध्याय श्रीमद्यशोविजयगणि श्रीमत्पन्न्यासविद्याविजयगणिवर्यप्रमुखै पूर्वपण्डितै संशोधितः **पञ्चप्रतिक्रमणविधिः**

આ પ્રમાણે પ્રતિના મુખ પૃષ્ઠ ઉપર લખાણ છાપેલુ છે વિ. સં ૧૭૧૬મા દયાવિજય ગ્રન્થમાળાના ૧૮મા ક્રમાંકરૂપે બહાર પાડેલ છે સંગ્રહકર્તા પં શ્રીમુક્તિવિમલ ગણિ છે સંશોધક તરીકે, શ્રીવિનયવિજયજી, શ્રીયશોવિજયજી તથા શ્રીવિદ્યાવિજયજીનો ઉલ્લેખ કરાયો છે.

પ્રતિના અંદરના ભાગમાં, મૂળમાં અને ખાસ કરીને ટીપ્પણમાં શ્રીવિનયવિજયજી અને શ્રીયશોવિજયજીએ ખુદે, સુધારા સૂચવ્યા હોય, તે રીતે તેમના નામ પૂર્વક અને પ્રસ્તુત સુધારા તત્કાલીન છે એવી જડએ સચોટ પ્રતીતિ ઉપજાવવા માટે તે લખાણને જૂની ગુજરાતી[1] ભાષામાં જ મૂકવામાં આવ્યા છે પ્રતિના અન્તમાં ·

' आ प्रति केतली कि जय उप्राध्याड श्रीजसविजय उपाध्याइ जोइ वह्यु दुरस खरी छइ अनइ विद्याविजय पन्यासइ सोधी छइ अनइ ऋद्धिविमल गणेस्वइ सह ' આમ અન્તમાં શ્રીવિનયવિજયજીનુ નામ નથી લીધુ પણ ઋદ્ધિવિમલ ગણિનુ નામ લીધુ છે

આ લખાણમાં કઈ દમ નથી આવુ અછડતું લખાણ જ આ પ્રતિનુ મૂલ્ય કેટલુ છે તે સમજાવી દે છે

આટલો પ્રતિનો પરિચય કરાવ્યો.

હવે સીમંધર સ્તવનમાં ' મત્કૃત પડિક્કમણાં વિધિ ' શબ્દ જે વાપર્યો છે, તે મને ઈરાદા પૂર્વકનો ભાસે છે પ્રથમ એમના નામે એક કૃતિ ઠેરવી દીધી, હવે જિજ્ઞાસુ તપાસ કરે કે તે કૃતિ કઈ હશે? ત્યારે તે કૃતિ પણ હોવી તો જોઈએ જ, એટલે એને માટે આ જ નવી પ્રતિક્રમણ વિધિની પ્રતિ બનાવી ઠરાવી દીધી હોય ને લખાવી ભંડારમાં મૂકી દીધી હોય તો ન બનવા જોગ નથી ભૂતકાળમાં આવા બનાવો અનેક બની ગયા છે આ અનુમાન ઉપર આવવાનું કારણ એ છે કે ઉપાધ્યાયજીએ એ નામની કોઈ કૃતિ બનાવી હોય તેવો ઉલ્લેખ હજુ સુધી ક્યાંય જોવા મળ્યો નથી. અલબત્ત તેઓશ્રીએ ' પ્રતિક્રમણ હેતુ ગર્ભિત સજ્ઝાય ' લખી છે, પણ પૂર્વે કહી આવ્યો છુ તેમ, એમાં તો સજ્ઝાય સુધીનો જ અધિકાર છે. એટલે એમાં તો પ્રસ્તુત વાત સંભવે જ ક્યાંથી? આ જોતાં ઉપર્યુક્ત વિધાન અસત્ લાગે છે સીમંધર સ્તવની ર૯મી કડી જોઈ. હવે આગળ વધીએ.

---

૧. પંચપ્રતિક્રમણ વિધિ જે છાપી છે તેની સમાલોચના આદિ લેખનું કદ વધી જવાના ભયે કરી નથી.

કડી ૩૦–૩૧માં ઉપાધ્યાયજીની ભાષાછટાની છાંટ લાવવા પ્રયાસ કરાયો છે, પણ કાગડો હંસની ચાલે ચાલવા પ્રયત્ન કરે તે થોડો અછતો રહે, એમ પ્રસ્તુત કૃતિમાં ઉપાધ્યાયજીની રઢણુ આવી શકી નથી, એટલે પ્રસ્તુત પ્રયાસ છતો થઈ જાય છે.

હવે અંતિમ પ્રશસ્તિ ઉપર આવી જઈએ ને પ્રસ્તુત પ્રકરણ પૂરું કરીએ.

"વિનયવિજય સુપસાયથી કીધો તવન રસીલો રે."

આ પંક્તિમાં વિનયવિજય નામ આપ્યું છે તે 'પંચપ્રતિક્રમણવિધિ' સાથે બન્ને સંકળાયેલા હતા એ પૂરવાર કરવા માટે ગોઠવ્યું હોય, એવી શંકા સહેજે જાય છે.

બીજી વાત એ કે ૮૨મી કડીમાં 'વિનયવિજય સુપસાયથી' વાત કરે પછી કડી ૩૮મીમાં પુનઃ 'શ્રીનયવિજય સુપસાયથી' વાત કરે, એ વાત સંભવિત નથી લાગતી. એટલે જ આ સમગ્ર કૃતિ શંકાશીલ બની ગઈ છે. વધારામાં 'વિ'ની જગ્યાએ 'શ્રી' પાઠ જો હોય તો નયવિજયજીનો નામોલ્લેખ વળી ત્રણ વાર થવા પામે.

કડી ૩૬મીમાં ઉપાધ્યાયજીના પરમભક્ત તારાચંદનો નામોલ્લેખ કર્યો છે. આવો ઉલ્લેખ ઉપાધ્યાયજીએ પોતેજ સ્વકૃત 'સમ્યક્ત્વ ચતુષ્પદિકા'માં કર્યો છે, તદનુસાર ભદ્રિકોને આ કૃતિની વિશ્વસનીયતા ઠસાવવા માટે આ કર્યું છે. જે વાત પ્રારંભમાં સૂચવી દીધી છે જ.

ઉપાધ્યાયજી મહારાજ જિનશાસનને સંપૂર્ણ વફાદાર પુરુષ હતા. જિનશાસનના સિદ્ધાન્તો અને એની પરંપરાના દુશ્મનોના કટ્ટર વિરોધી હતા. અસત્ય તેઓ ચલાવી લેનારા ન હતા. સત્યના સંરક્ષણ માટે જ તેઓ આજીવન ઝઝુમ્યા હતા. આવા નિડર ને સ્પષ્ટ વક્તા મહાપુરુષો હમેશાં વિરોધી વર્ગને આંખના કણાની જેમ ખૂંચ્યા છે, અને એમની પ્રતિભાને, એમની વિદ્વત્તાને અને યાવત્ તેમને જેર કરવા માટેના પ્રયત્નો પણ કરાયા છે, એમ ઇતિહાસના પૃષ્ઠો ગવાહી આપે છે. એટલે તેજોદ્વેષના કારણે આવા પ્રયાસો બને તેમાં નવાઈ નથી, તત્ત્વાન્વેષીઓએ અને સંશોધકોએ આવા પ્રસંગે સાવધાની રાખી અને સજાગ રહીને નિર્ણયો લેવા જોઈએ, જેથી આપણે આપણા બીજું નહીં તો મહાપુરુષોની આશાતનાના, અનાદર અને અન્યાયના પાપથી તો જરૂર બચી શકીશું

આ સિવાય પૂ. ઉપાધ્યાયજીના નામે દશમતસ્તવન, કેટલાક અન્ય પદ્ય કાવ્યો, ગંગેય ભંગ પ્રકરણાદિ કૃતિઓ પણ ચઢી ગઈ છે. પૂ. ઉપાધ્યાયજીની કૃતિ માટે જ આમ થયું છે એમ નથી, પરંતુ અન્ય કૃત કૃતિઓ માટે પણ આવી ઘટનાઓ બની છે. અને સાહિત્યનું પવિત્રક્ષેત્ર પણ વિદ્વેષના કારણે બદીથી અછૂત નથી રહી શક્યું તે આપણા માટે શરમજનક અને દુઃખદ છે.

અન્તમાં અનુમાન પ્રમાણનો આશ્રય લેતાં જે કંઈ વિધાન અસત્ થયું હોય તેની ક્ષમા યાચી વિરમું છું.

---

# જૈન સાહિત્યની ભાષા અને જ્ઞાનભંડારોનો ઉપયોગ



卐 શ્રી. ડાહ્યાલાલ મોતીચંદ સોનાચાંદીવાળા–વકીલ 卐

**શે**ઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડની ૫૦ વર્ષની ઉજવણી વખતે હું તેમના ટ્રસ્ટીઓને મુબારકબાદી અને ધન્યવાદ આપું છું.

સને ૧૯૨૪માં સુરતમાં જૈન સાહિત્ય પરિષદ પૂ માણેકમુનિજીની પ્રેરણાથી તથા શેઠ જીવણચંદ સાકરચંદ ઝવેરીના પ્રયાસથી ભરાઈ હતી. તે વખતે મેં 'જૈન ચરિત્રો અને જૈન રાસો' નામનો ટૂંકો લેખ લખ્યો હતો અને મોકલ્યો હતો, તેમાં મેં કેટલીક સૂચનાઓ કરી હતી. અને તે લેખમાં મારાથી બની શકયા તેટલા ચરિત્રો અને રાસોનું ક્રમવાર કક્કાવારી લિસ્ટ મોકલ્યું હતું. દરેકની લગભગ ૧૦૦ ની સંખ્યા મળેલી. તે સંબંધી સૂચનાઓમાં મારા મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે હતા

એ પરિષદનો રિપોર્ટ તથા નિબંધો વગેરે પ્રગટ થયાં છે કે નહિ તેની મને ખબર નથી.

મૂળ શરૂઆતમાં માગધી (પ્રાકૃત) ભાષામાં જૈન ચરિત્રો લખાયાં હશે. અને તેના ઉપરથી જેમ જેમ માગધી ભાષા પ્રચારમાં ઓછી થતી ગઈ, અને સંસ્કૃત ભાષા વધારે પ્રચારમાં આવી તે સમયમાં તે માગધી ભાષાના ચરિત્રો ઉપથી જૈન ચરિત્રો સંસ્કૃત ભાષામાં લખાવવા શરૂ થયા હશે. અને મોટે ભાગે તે તે ચરિત્રો ઉપરથી પાછળથી જ્યારે સંસ્કૃત ભાષાનો પ્રચાર ઓછો થયો અને ગુજરાતી ભાષાનો પ્રચાર થયો તે વખતે તે તે ચરિત્રો ઉપરથી આપણા જૈન રાસાઓ રચવાની શરૂઆત થઈ હશે. રાસોનો રચનાકાળ સં. ૧૦૦૦ થી શરૂ થયો હોવો જોઈએ. ત્યારપછી ચોપાઈઓ છંદો વિ. સં. ૧૨૦૦ થી ૧૫૦૦માં થયાં હશે.

રાસ શબ્દનો અર્થ "રસને" મળતો આવે છે. અને વૈષ્ણવોના "રાસલીલા" શબ્દને મળતો આવ્યો છે. દરેક રાસોમાં દરેક નવરસનો સમાવેશ થયેલો જોવામાં આવે છે. પરંતુ મુખ્ય તો એક કે બે રસ ઉપર જ વિવેચન થયેલું જોવામાં આવે છે. તેમાં એક વ્યક્તિ ઉપર જ મુખ્ય પાત્ર તરીકે કવિતાઓ, છંદો, દુહાઓ વગેરે જુદા જુદા રાગોમાં બનાવવામાં આવ્યા હોય છે. અને પેટાઓમાં બીજાના ચરિત્રો તથા કથાઓ પણ જોવામાં આવે છે. તેમાં મુખ્યત્વે એક કે બે જ ધાર્મિક વિષય જેવા કે સત્ય, અહિંસા, શિયલ, દાન વગેરે ઉપર વિશેષ વિવેચન જોવામાં આવે છે. અને તેના ઉપર જ ભાર મૂકવામાં આવે છે.

ચરિત્રોમાં પણ એ જ પ્રમાણે વસ્તુસ્થિતિ હોય છે. ચરિત્રો મોટે ભાગે ગદ્યમાં અથવા પદ્યમાં અને રાસો તો પદ્યમાં જ હોય છે. અગાઉના લિસ્ટમાં મે ફક્ત ચરિત્રો અને રાસોની નામાવલિ જ આપી હતી મારા જાણવા પ્રમાણે રાસોની સંખ્યા લગભગ બે હજાર છે. અને તેમાં ચરિત્રોનો સમાવેશ થાય છે. જેનું લિસ્ટ પણ સંસ્થા છપાવવાની છે, એમ સાંભળ્યું છે. આ ચરિત્ર અને રાસોની સંપૂર્ણ સૂચિ વિગતવાર કોઈ વિદ્વાનના હાથે તૈયાર કરાવવાની જરૂર છે અત્યાર સુધીમાં નાના મોટા ઘણા ચરિત્રો અને રાસો જુદી જુદી સંસ્થાઓ તરફથી પ્રગટ થયેલ જોવામાં આવે છે, પરંતુ તેમાં પણ હજી ઘણા અપ્રગટ રહ્યા હશે. તો સાક્ષરોને અને લેખકોને અને ખાસ કરીને મુનિમહારાજોને મારી નમ્ર વિનંતી છે, કે જે જે

રાસો અપ્રગટ રહ્યા હોય અથવા જે અત્યારે અલભ્ય હોય, અને જેની આવૃત્તિ ફરી છપાવવાની જરૂર હોય, તેવા ચરિત્રો અને રાસો ખાસ કરીને ગુજરાતી ભાષામાં પ્રગટ કરવા કરાવવાની ખાસ જરૂર છે. અને તેથી તેઓ એ દિશામાં પ્રગતિ કરશે એવી મારી આશા છે. એક જ વિષયને–વ્યક્તિને–લગતા જુદા જુદા કર્તાઓના જુદા જુદા રાસો જુદા જુદા સમયનાં જોવામાં આવે છે. આનંદકાવ્યમહોદધિના આઠ ભાગ પ્રસિદ્ધ થયા છે. વધુ ભાગો છપાવવાની જરૂર છે.

## મૌખિક કથાઓનું શ્રવણ

આપણા જૈન લોકોમાં મહાત્મા, બારોટ અથવા ભાટ લોકોની એક જાત હતી. તેઓ અગાઉ શહેરે શહેરે અને ગામડે ગામડે ફરીને આ ચરિત્રો, રાસો અને કથાઓ સંભળાવતા, ત્યારે અનહદ આનંદ ઊપજતો હતો. પરંતુ એ પ્રથા લુપ્તપ્રાય થઈ ગયેલી જોવામાં આવે છે. તે પ્રથા ફરી સજીવન કરવાની જરૂર છે.

## લિસ્ટોનાં વર્ગીકરણની જરૂર

એ ઉપરાંત આપણા જૈન ધર્મના જ્ઞાનભંડારો અને સંસ્થાઓમાં પુસ્તકોના કઈ કઈ જાતના લિસ્ટો જોઈએ, તેની નવીન પ્રકારે રચના કરવી જોઈએ. આવા લિસ્ટો ભાગ્યે જ આવી સંસ્થાઓમાં જોવામાં આવે છે. ફક્ત જનરલ લિસ્ટ અને કક્કાવારી લિસ્ટો જ હોય છે. પરંતુ દરેક જુદા જુદા વિષય વાર લિસ્ટો જોવામાં આવતા નથી. આવા લિસ્ટોની ખાસ આવશ્યકતા છે.

મારા વર્ગીકરણમાં ચરિત્રો, રાસો, શતકો, નાટકો, પ્રશ્નોત્તર–કથાઓ, કુલકો, પચીશી, બત્રીશી, છત્રીશી, સિત્તરી, બહોત્તરી, પ્રબંધો, મંજરીઓ, મિમાંસાઓ, ચિંતામણી, ચૂડામણિ, કૌમુદી, યોગ, કોષ, અધ્યાત્મ, વૈરાગ્ય વગેરેના વિષયોને લગતા લિસ્ટોનો સમાવેશ કર્યો છે. એ ઉપરાંત હજી બીજા ઘણા બાકી રહ્યા છે. અને રહ્યા હશે. (પંચાશિકા, બાવની, ચોવીશી, વીશી વગેરે વગેરે) એ ઉપરાંત હજી બીજા ઘણા વિષયોને લગતા લિસ્ટો થઈ શકે તેમ છે. પરંતુ આ લેખ બહુ જ મોટો થઈ જાય તેટલા માટે તે તે લિસ્ટો જુદાં દાખલ કરવામાં આવ્યા નથી. ફક્ત તેના માર્ગદર્શન તરીકે નીચેના વિષયો હું સૂચવું છું.

આગમો, સૂત્રો, પ્રકરણો, ઉપદેશક ગ્રંથો, તત્ત્વના ગ્રંથો, નય, ન્યાય અને સપ્તભંગીના ગ્રંથો, પ્રમાણ, આત્મા, કાવ્યો, ધર્મ, ભૂગોળ, ઇતિહાસ, સ્તોત્ર, સ્તુતિ, સ્તવન, સજ્ઝાય, લાવણી, છંદ, ચોપાઈ, નોવેલો, જ્યોતિષ, મંત્ર, તંત્ર, જંત્ર, યંત્ર, ભજનો, ક્રિયા, પ્રતિષ્ઠાદિ, પૂજાઓ, તર્ક, આચારવિચાર, વ્યાકરણ, ચોવીશીઓ, પંચાશિકા, વીશીઓ, વિજ્ઞાનશાસ્ત્ર વગેરે વગેરે.

આ પ્રસંગ ખાસ કરીને દે. લા. પુસ્તકોદ્ધાર ફંડની ઉજવણીનો છે. તેથી આ લેખ તથા વર્ગીકરણ વગેરે તે સંસ્થાના જ્ઞાનભંડારનો તેમજ બીજી સંસ્થાઓને માર્ગદર્શક થઈ પડે અને ઉપયોગી નીવડે તે હેતુથી જ લખાયો છે. એક જ વિષયને લગતાં કેટલાં પુસ્તકો મળી શકે તે સહેલાઈથી આવા લિસ્ટો ઉપરથી માલમ પડી શકે તેમ છે.

## જ્ઞાનભંડારોનો લાભ આપો.

આ સંસ્થા જેવી બીજી અનેક સંસ્થાઓ સુરત શહેરમાં છે. પરંતુ આ સંસ્થાનો તેમજ સાગરજી મહારાજના જ્ઞાનભંડારોનો (શ્રી જૈન આનંદ પુસ્તકાલયનો) જેટલો લાભ લેવાય છે, તેટલો બીજાઓનો ભાગ્યે જ લેવાતો હશે. પુસ્તકો વગેરેની સંખ્યા પણ બીજા કરતાં તેમાં વધારે છે, અને હશે. આવી સંસ્થાઓ લગભગ દશ આપણા શહેરમાં જોવામાં આવે છે. હસ્તલિખિત પુસ્તકોની માફક છાપેલાં પુસ્તકોનું

લિસ્ટ તેમનું બહાર પડવું જોઈએ. મારા માનવા પ્રમાણે આ ભંડારના પુસ્તકો જાહેર પ્રજાને વાચવા માટે અગાઉ બહાર આપવામાં આવતા ન હતા, ફક્ત રેફરન્સ પૂરતા રાખતા હતા. પરંતુ છેલ્લા કેટલાક વર્ષોથી તે પ્રમાણેની યોજના આ સંસ્થાના ટ્રસ્ટીઓ તરફથી થઈ છે તે બદલ તેમને ધન્યવાદ આપું છું. એજ પ્રમાણે બીજી સંસ્થાઓ પણ પોતપોતાની લાયબ્રેરીઓ (જ્ઞાનભંડારો) જાહેર પ્રજાના લાભ માટે ખુલ્લા મૂકે.

મારા સાંભળવામાં આવ્યુ છે કે આ સંસ્થાના એક ઉત્સાહી અને બાહોશ ટ્રસ્ટી શ્રી કેશરીચંદભાઈના પ્રયાસથી એક નવીન પ્રકારનું લિસ્ટ તૈયાર કરવામાં આવે છે. દરેક સંસ્થા અથવા વ્યક્તિ તરફથી જે જે પુસ્તકો બહાર પાડવામાં આવ્યા છે, તેનું લિસ્ટ થાય છે, અથવા હોવું જોઈએ ઉપર જણાવેલા પ્રકારના લિસ્ટો હોવાથી પુસ્તક લેવા આવનારને વિશેષ લાભ મળી શકે છે.

એજ પ્રમાણે મારી તેમને એક બીજી નમ્ર સૂચના છે કે નવીન પ્રકાશનોનું લિસ્ટ કરો, કર્તાનું લિસ્ટ કરો, તેમજ આપણા (પ્રાચીન તેમજ અર્વાચીન) સાધુ મુનિમહારાજો વગેરે તરફથી જે જે પુસ્તકો અત્યાર સુધીમાં પ્રગટ થયા હોય, તેનું દરેકનું જુદું લિસ્ટ તૈયાર થાય અને તે તૈયાર થયા પછી તે તે લિસ્ટ અને તેમાંના પુસ્તકો વોલ્યુમો રૂપે બહાર પડે તો તે ઇચ્છવા જોગ છે. દા. ત. ઉદયરત્ન, યશોવિજયજી, હરિભદ્રસૂરિ, આત્મારામજી, જ્ઞાનવિમળજી, પદ્મવિજયજી, બુદ્ધિસાગરજી, દેવચંદ્રજી, વીરવિજયજી, હેમચંદ્રાચાર્યજી, આનંદઘનજી, ચિદાનંદજી વગેરે વગેરે.

છેવટે મારી નમ્ર વિનંતી એ છે કે જેવી રીતે આ સંસ્થાની ઉજવણી થાય છે અને તે વખતે જે સાહિત્ય વગેરેનો પ્રચાર થાય છે, તેજ પ્રમાણે બીજી પાછળની સંસ્થાઓ પણ પોતપોતાની ઉજવણીઓ કરે, અને નવુ સાહિત્ય નવીન ઢબે અને પ્રકારે ચાલુ જમાનાને અનુસરીને પ્રગટ કરે, એ જ શુભેચ્છા રાખી હું અત્રે વિરમું છું.

તા. ક. શ્રી જૈન ધર્મ પ્રસારક સભા અને શ્રી આત્માનંદ જૈન સભા ભાવનગરની પ્રકાશન સંસ્થાઓના સુવર્ણ મહોત્સવો ઉજવાયા છે અને આ સોનેરી તક સુરતને સાંપડે છે.



# સૂર્યપુરનો સર્વોદય



 મુનિશ્રી ચંદ્રોદયવિજયજી 

## શ્રી. ચિંતામણી પાર્શ્વનાથ જિનમંદિરનો સંક્ષિપ્ત પરિચય.

( સં. ૨૦૧૧ના માગશર સુદ ૧૪થી ઓચ્છવ શરૂ થયો હતો. જે ઓચ્છવના સ્મરણચિહ્ન તરીકે એક પુસ્તિકા દેરાસરના ઈતિહાસને લગતી બહાર પડી હતી, તેમાંનો મુખ્ય ભાગ લેખકની અનુમતિથી પ્રસિદ્ધ કરવામાં આવે છે:– **કેશરીચંદ** )

**આલંબન**–જેમ બાહ્ય વસ્તુ પ્રાપ્ત કરવા અનેકવિધ આલંબન જગતમાં મળી રહે છે તેમ અભ્યંતર વસ્તુ પ્રાપ્ત કરવા પણ દરેકે દરેક આસ્તિક દર્શનકારે વિશિષ્ટ આલંબનનો નિર્દેશ કર્યો છે. પછી ભલે કોઈ મૂર્તિને, ગોખલાને, દિશાને, વિદિશાને કે પછી તે તે ધર્મગ્રંથને આલંબન રૂપ માની તેના ઉપર પૂજનીય બુદ્ધિ ધારણ કરે.

સ્યાદ્વાદદર્શનકારે ઉપર્યુક્ત અભ્યંતર શાશ્વત વસ્તુઓની પ્રાપ્તિના માર્ગ બતાવનારના અભાવમાં પ્રેરણા મળી શકે તે માટે શ્રી જિનમૂર્તિ અને શ્રી જિનઆગમ એમ બે આલંબનોનો નિર્દેશ કર્યો અને પંચમકાળમાં શ્રી જિનમૂર્તિ અને શ્રી જિનાગમને ભવિજનના પરમ આધાર તરીકે ઓળખાવ્યાં છે.

આ અનુસારે જૈનત્વની ઝળહળતી જ્યોત કાયમ માટે પ્રગટ રહી તેમજ પ્રમાદસ્થ જીવના જૈનત્વના રક્ષણના નિમિત્તભૂત ભારતભરમાં મોટી સંખ્યામાં જિનમંદિરો અને જિનમૂર્તિઓની સ્થાપનાઓ થઈ અને આજે આપણે પ્રાચીન તેમજ નવીન જિનમંદિરો અને જિનમૂર્તિઓને જોઈ રહ્યા છીએ.

### શ્રી ચિંતામણી પાર્શ્વનાથનું મંદિર :

એક સૂર્યપુર (સુરત) શહેરના શાહપુર નામના મહોલ્લામાં આવેલું ધાબાબંધી શ્રી ચિંતામણી પાર્શ્વનાથનું મંદિર છે. જિનમંદિર પ્રાચીન સ્થાપત્યકળાના ધામ સરખું, કળારસિકોનું દિલ આકર્ષતું, દર્શનીય અને ભવ્ય મનોહર પ્રગટપ્રભાવિ શ્રી જિનમૂર્તિથી મંડિત હોઈ સુરત શહેરની શોભામાં અનેરો વધારો કરી રહ્યું છે.

### મંદિરનો નાશ :

આ જિનમંદિરના ઉત્થાનમાં એક ગૂઢ ઈતિહાસ છુપાયેલો છે.

ભારતમાં જ્યારે હિંદુઓના જીવન ધર્મઝનૂનને કારણે પરપક્ષથી જોખમમાં મુકાયા હતા ત્યારે આ જિનમંદિરની કેટલીએ સ્થાપત્યકળાના નમૂના, કાષ્ઠમય વિભાગો તે સંગ્રામનો ભોગ બની ગયા હતા. આ કલામંદિરની પ્રાચીનતા વિષે 'ગુજરાત સર્વસંગ્રહ 'ના કર્તા ૫૩૧ ના પાનામાં જણાવે છે:

"મેરઝા સામેની મસ્જિદની કબર ઈ. સ. ૧૫૪૦માં ખુદાવિંદખાને બંધાવી છે. કબરની પાસેની લાકડાની મસ્જિદ છે, તે શાહપુર મહોલ્લામાં જૈનોનું દેવળ હતું તે તોડીને તેના સામાને બંધાવી."

ઉપર્યુક્ત લખાણથી આ મંદિર, ઈ. સ. ૧૫૪૦ પૂર્વેનું હોવું જોઈએ. આ મંદિરના નાશ સાથે જૈનોની કેટકેટલી અમૂલ્ય સમૃદ્ધિ, વિસ્તૃત ઈતિહાસ તેમજ સંસ્કૃતિ આ ધર્મઝનૂનની ધમાલમાં કાળનો ભોગ બની ગઈ હશે, એ સ્પષ્ટ ખ્યાલમાં આવશે.

### મંદિરનો પુનરુદ્ધાર :

પતન પામેલા આ મંદિરનો પુનરુદ્ધાર ક્યારે અને કેવા સંજોગોમાં થયો એ વિષે સુરતની જૈન ડિરેક્ટરીમાં ( પાનાં ૧૭૦ માં ) જણાવ્યું છે કે, "અત્યારે જે મિરઝા સામેની મસ્જિદ છે તે પહેલાં જિનમંદિર હતું." ત્યારે આ ચિંતામણી પાર્શ્વનાથની મૂર્તિ હતી, એ મૂર્તિ કેવી રીતે લબ્ધ થઈ અને કેવી રીતે શાહપુરનું ચિંતામણી મંદિર અસ્તિત્વમાં આવ્યું તે વિષે કહેવાય છે કેઃ

જ્યારે મુસલમાનો દેરાસર તોડવા આવ્યા ત્યારે દેરાસરના દરવાજા બંધ થઈ ગયા. રાત્રે એક ગરીબ શ્રાવકને સ્વપ્ન આવ્યું કે, "ચિંતામણી પાર્શ્વનાથની મૂર્તિ કૂવામાં છે. ત્યાંથી મૂર્તિને બહાર કાઢી એક દેરાસર બંધાવી તેમાં પધરાવો." આ શ્રાવકે પોતાના સ્વપ્નની વાત એ વખતે સુરતમાં જે યતિજી હતા, તેમને કહી. સાથે જણાવ્યું કે મારી પાસે મૂડી નથી માત્ર એક રૂપિયો અને કોડી છે. યતિજીએ ગમે તે બળે પણ એક કોથળી આપી અને કહ્યું કે આ કોથળીમાંથી તારે જેટલા રૂપિયા જોઈતા હશે તેટલા મળશે. તું દેરાસર બંધાવ. પણ એક શરત છે કે આ કોથળી કદી ઊંધી વાળી ઠાલવીશ નહિ. પછી કૂવામાં તપાસ કરી તો મૂર્તિ મળી આવી અને આ દેરાસર બંધાવ્યું. આજે એ કૂવો દેરાસરજીમાં મોજૂદ છે પેલી કોથળી અને કોડી પણ મોજૂદ છે.

યંત્રપટ ઉપરનો લેખ દેવનાગરી લિપીમાં છે. 'वि. संवत १७५६ चैत्र शुद ५ दिने गुरुवीसरे पातशाह श्री अवरंगजे श्री पू. विद्यमान वृद्धिसागरसूरि' આવું લખાણ છે.

આજે તપાસ કરતાં આ યંત્ર અને કોથળીનો પત્તો નથી, પણ તીજોરીમાં એક અષ્ટાપદજીનો ચાંદીના પતરા ઉપર ઉપરના લખાણવાળો ફક્ત વિ. સં. ૧૭૫૬ ને બદલે ૧૭૫૯ના લેખવાળો એક તીર્થપટ જોવા મળે છે. ફક્ત બે ભૂગર્ભમાં પાંચેક પાષાણમય ખંડિત પ્રતિમાજી તેમજ એક માટીના ઘડામાં જૂની સેંકડો કોડીઓ મળી આવે છે. આ જીર્ણપ્રાય ઘડાને તેમજ કોડીઓને ભૂગર્ભમાં જ રાખેલાં છે.

આ બધાં લખાણ વાંચતાં સ્હેજે વિચાર આવે છે કે પતન બાદ ક્યારે અને કેટલા વર્ષે પાછો પુનરુદ્ધાર થયો.

વિશેષયંત્ર ઉપર ૧૭૫૬ની સંવત છે, જ્યારે મૂર્તિ પ્રતિષ્ઠાપનની સંવત ૧૭૦૧ની છે. આ ઉપરથી એમ લાગે છે કે આ બન્ને કામ શ્રી વૃદ્ધસાગરસૂરિજીના તો છે.

આ સંબંધમાં એવી કલ્પના થાય કે યંત્ર આપનારા યતિજી અને પ્રતિષ્ઠા કરાવનાર સૂરિદેવ ભિન્ન હશે. એ સૂરિએ વર્ષોબાદ વિવિધ પટ્ટની સ્થાપના કરતી વેળાએ આ યંત્રની પણ સ્થાપના કરી હશે. વાસ્તવિક આ મંદિરની મૂર્તિની સ્થાપનાનું વર્ષ વિ. સં. ૧૭૦૧નું છે. અને પ્રતિષ્ઠાના દિન તરીકે જેઠ સુદ ૧૦. આજે એવી પરંપરા પણ પ્રચલિત છે.

આ તો મંદિરના પતન અને ઉત્થાનની ટૂંકી વાત થઈ. હવે લાકડાના નકશી કામની વાત જોઈએ.

## લાકડાનું નકશી કામ :

મૂળ ગર્ભદ્વારની બારશાખ ઉપર નજર ઠેરવતા કારીગરીનું કૌશલ જરૂર જણારો નકશી કામની સુંદર કોતરણી, તેમાં પૂરેલ વિવિધ સોનેરી રંગ તેમજ ચિત્રો હૃદયહારી અને આકર્ષક છે

વળી ભમતીના બે દ્વાર ઉપર પણ સામાન્ય કોરણી સહિત ચોવીશ જિનનાં ચિત્રો સુવર્ણ રંગે જાણે હમણાં જ ન આલેખાયાં હોય તેવાં દેખાય છે.

પાછળ ભમતીમાં ચોવીશ ગોખલાની નાનીશી દેરીઓની પણ કોરણી જોતાં આંખને તૃપ્તિ થતી નથી.

## જાળી અને ઘુમટ :

મૂળ ગર્ભદ્વારની આગળ ત્રણ વિશાળકાય લાકડાની સુંદર જાળી છે. તે જાળી ઉપર સુવર્ણમય ચિત્રકામ એટલું સુંદર છે કે જોનારને એમજ લાગે કે આ કામ ટૂંકા વર્ષોના ગાળામાં થયું હશે. રંગમંડપના બીજા ગાળાના ચોકઠામાં એક લાકડાનો ઘુમટ છે. તેમાં દેવદેવીઓનું રાસ લેતુ ચિત્ર છે. અને મધ્યભાગમાં લાકડાનું નકશી કામવાળું લટકતું એક અનેક પુષ્પની પાંદડીઓવાળું સુંદર ઝુમર જોવા જેવું છે.

રંગમડપમાં ૧૯ લાકડાના થાંભલા ઉપર સંપૂર્ણ નકશીકામ છે અને બીજા ૨૧ થાંભલામાં વચ્ચે ચિત્રકામ છે, અને તેની ઉપર નીચે નકશીકામ છે.

આ દેરાસરના સ્તંભોનું કોતરકામ પણ એવું જ છે. તેમાં યક્ષયક્ષિણી, અષ્ટ (મંગલો) દિગ્પાલો, બુદ્ધચરિત અને જાતક કથાના પ્રસંગો, ઘોડા, હાથી સાથેની દેવોની સવારી વગેરે કોતરાયેલી છે. એકીટસે જોવાથી એ કોતરકામ ઉપસીને આપણી તરફ ધસી આવતું હોય એવો ભાસ થાય છે. ચિત્રોનો યથોચિત ઘાટ, ચિત્રોની કુશલ કારીગરીનો અને સૌન્દર્ય વિષયક ઉચ્ચ કલ્પનાનો દ્યોતક છે. એ ચિત્રોમાં કૃત્રિમતા નથી. અનુકરણ સાથે અમુક સ્વાભાવિકતા પણ છે. ચિત્રકારોને ચીતરતાં થાક ચઢયાનાં ચિહ્નો આ ચિત્રમાં નથી દરેક ચિત્ર જુદું જોતાં જેટલું સુંદર લાગે છે તેટલું જ સુંદર સવારી વગેરે સામુદાયિક દશ્યમાં પણ લાગે છે. કારણ કે ચિત્રો પર જે કલામય પીંછી અને કોતરણીનુ કામ થયુ છે, તે યથોચિત સ્થાને યથોચિત પ્રમાણમાં યથોચિત સ્વરૂપમાં થયુ છે. આ જ સૌદર્યનું રહસ્ય છે. ચિત્રોની કિનારીઓમાં પણ કૌશલ્ય ઓછુ નથી. એમાં સુશોભિત વેલ, બુટ્ટિઓ છે રંગમંડપના દક્ષિણ–પશ્ચિમ, (નૈઋત્ય) ખૂણામાં એક વેલની ડિઝાઈન છે

## અર્વાચીન સ્વરૂપ :

ઉપરના લખાણને આ મંદિર ને આ મંદિરના આધુનિક સ્વરૂપ સાથે મેળવતાં નીચે મુજબ ફેરફાર જણાય છે.

થાંભલા ઉપરની કોતરણી તેમજ ચિત્રકામમાં પ્રાયે કોઈ ઠેકાણે યક્ષયક્ષિણી, બુદ્ધચરિત તેમજ જાતક કથાના કથાપ્રસંગો જેવું નજરે પડતું નથી. પરંતુ સામાન્ય માનવગણની તથા ગાંધર્વ સ્ત્રી–પુરુષોની પ્રતિકૃતિ સમ કેટલીક કોરણી તેમજ ચિત્રોમાં જિનેશ્વરોના જન્માભિષેકોત્સવ, દીક્ષાકલ્યાણકનો પ્રસંગ, નેમિનાથજીનો લગ્નપ્રસંગ, તેમની દીક્ષા, સમવસરણ, દેવદેવીઓ તેમજ શત્રુંજય તીર્થનો ચિત્રપટ, અષ્ટાપદજીનો પ્રચલિત પદ્ધતિ કરતાં ભિન્ન કલ્પનાવાળું ચિત્રપટ વગેરે જોવામાં આવે છે.

## જીર્ણોદ્ધાર :

કાળના પ્રભાવે ગભારાની ચારે તરફ ફરતી બાવન દેરીમાંથી ૨૮ દેરી તેમજ ચાર છતો ઉપરનું નકશીકામ નષ્ટપ્રાય થઈ જવાથી પ. પૂ. મુનિરાજ શ્રી મોહનલાલજી મ. સાહેબની પ્રેરણાથી સુરતના

રાવબહાદુર હીરાચંદ મોતીચંદ ઝવેરીએ શ્રી સંઘની સહાયથી રૂપિયા ૨૦ હજારના ખર્ચે વિ. સં. ૧૯૬૫-૬૬માં કેટલોક ભાગ દુરસ્ત કરાવ્યો, પણ તેમાં કળાની દષ્ટિ ન હોવાથી લાકડાના સુંદર અને બારીક નકશી કામવાળી છત તેમજ બીજો પણ કાષ્ઠનો સામાન વેચી દેવામાં આવ્યો.

વળી રહીસહી ફરતી ૨૪ દેરીમાં સુવર્ણ રંગકામ નિસ્તેજ થતા શુદ્ધનિષ્ઠાએ તે શ્રમણોપાસકે તેજવંત બનાવવા પ્રયત્ન તો કર્યા પણ પરિણામ તે આવ્યું કે પૂર્વના ચિત્રની સુંદરતા ન ઊઠી પુનઃ ભવ્યતા ન જ આવી અને તેથી આગળનું રંગકામ કોઈ સદ્દભાગ્યે પડતું મુકાયું કે જે આજે આપણે છત ઉપરના સુવર્ણ રંગકામ ઉપરથી જોઈ શકીએ છીએ.

એક વખત આજથી પચાસેક વર્ષ પહેલાં વહિવટધરે ઝાંખા પડેલા સોનેરી રંગકામનો ફરીથી ઉઠાવ લાવવા માટે સંપૂર્ણ સોંઘવારીના કાળમાં રોજના ૬ રૂપિયાના રોજે જયપુર-પૂના વગેરેથી સિદ્ધહસ્ત ચિત્રકારોને બોલાવ્યા અને તેમની પાસે રંગમંડપના પૂર્વ દિશાના દ્વાર પાસેના એક થાંભલા ઉપર રંગકામ કરાવ્યું પણ ખરું. તે રંગકામ પાછળ રૂા. ૧૫૦૦નો ખર્ચ થયો. પણ એક જ વર્ષમાં પરિણામ એ આવ્યું કે પૂર્વના સ્તંભના સોનેરી ચિત્રકામના ચળકાટ આગળ એનું તેજ ઝાંખું થવા માંડયું. આજે પણ તે થાંભલો બધાથી જુદો પડી ચૂપચૂપ ખડો છે.

ત્યારે એ સુવર્ણ રંગકામ કેવું હશે? રંગની મિલાવટ-ખિલાવટ પણ કેવી હશે? અને ચિત્રકારોની ચિત્રકળાની સુભગતા અને રમણીયતા પણ કેવી હશે?

### રૂા. ૩૬૦૦૦નું પ્રતીક :

આવી બધી લાકડા ઉપરની નકશીકામની તેમ જ ચિત્રકામની સુંદરતાના પ્રતિનિધિરૂપ એક સુંદર સુખડનું પ્રતીક રૂા. ૩૬૦૦૦ ની કિંમતનું તે વખતના વહીવટદાર 'સંઘપતિ ગુલાબચંદ શેઠની દેખરેખ નીચે બનાવી લંડનના સંગ્રહસ્થાનમાં આજથી ૫૦ વર્ષ ઉપર મોકલાવ્યું હતું

વીસેક વર્ષ ઉપર કેટલાક અંગ્રેજો આ કલામંદિર જોવા આવતા તેમણે ફક્ત મંદિરના જાળી સાથેના ગર્ભદ્વારનો નકશી કામવાળો ભાગ રૂપિયા ૧ લાખમાં લઈ તેના સ્થાને આરસપહાણ બેસાડી આપવાની માંગણી કરી હતી. પણ સદ્દભાગ્યે લાખ રૂપિયાના મોહમાં કે આરસપહાણના મજબૂત કામમાં ત્યારના વહિવટદારો લાલચવશ ન થતાં તે માગણી અસ્વીકારી અને એથી આપણે આજે તે સુંદર નકશીકામ અને ચિત્રોને આનંદભેર ઊછળતા હદયે જોઈ શકીએ છીએ. આ તો ફક્ત મંદિરના દેહની બાહ્ય સૌંદર્યની વાત થઈ. ત્યારે દેહના અધિષ્ઠાતાની વાત તો બાકી જ છે.

શરીરની શોભા ત્યાં સુધી જ છે કે જ્યાં સુધી તે શરીરનો અધિષ્ઠાતા દેહાધિષ્ઠ હોય તેમ સારાયે કલામંદિરની શોભા તેમાં બિરાજમાન પ્રગટપ્રભાવી શ્રી ચિંતામણી પાર્શ્વનાથ આદિની ભવ્ય અને પ્રભાવપૂર્ણ પ્રતિમાથી જ છે.

### જિનપ્રતિમાઓ :

ઘણાયે ભક્ત વર્ગને આ મંદિરના અમન અધિષ્ઠાયકના પડછાયા માલમ પડયા છે અને પડે છે. જૈન તેમજ જૈનેતર વર્ગ પણ પ્રશમરસ નીતરતી આ શ્રી પાર્શ્વનાથ પ્રભુની દિવ્ય પ્રતિમા નિહાળી આનંદિત થાય છે. દર રવિવારે તેમજ દરેક માસના પહેલા દિવસે તેમજ કાર્તિક અને ચૈત્રી પૂર્ણિમાએ તો અહીં ભક્તજનોની એવી ભીડ જામે છે કે કોઈ મેળો ભરાયો હોય. આ જિનમંદિરમાં પાષાણમય ૧૯

મૂર્તિઓ છે, તેમાં ૧૪ જિનમૂર્તિઓ છે. અને બાકીની બે યક્ષયક્ષીણીઓ, એક ગૃહદેવી, એક લક્ષ્મીજીની અને એક કોઈક દેવીની છે. પચધાતુમયી ૬૪ જિનમૂર્તિઓ છેવટમાં લગભગ ૧૬મા સૈકાના પ્રથમ ચરણથી લઈ ૧૯મા સૈકાના તૃતીય ચરણ સુધીની છે.

મૂળ નાયક પ્રભુની ૧૨ ઇંચની મૂર્તિ ઉપર કોઈપણ પ્રકારનું લખાણ જોવામાં આવતું નથી. પણ તેમની આજુબાજુના પરિકરના નીચેના ભાગમાં અસ્પષ્ટ વંચાતા લેખમાં શ્રી ચિંતામણી પાર્શ્વનાથ એમ વંચાય છે. પણ આ પરિકર કયા વર્ષમાં, કયા શ્રાવકે બનાવરાવ્યું અને પ્રતિષ્ઠા કોણે કરી વગેરે કાંઈ પણ વંચાતું નથી. તેમજ બીજી પાષાણની જિનમૂર્તિ ઉપર લગભગ અસ્પષ્ટ લખાણ દેખાય છે.

કેટલાક યંત્રપટો તેમજ તીર્થપટો પીત્તળ અને ધાતુના છે. અને તેમાંના કેટલાક લગભગ વિ. સં. ૧૭૨૦ની આસપાસના છે વિ. સં. ૧૭૫૯ના ચૈ સુદ ૫ના શ્રી વૃદ્ધિસાગરસૂરિજીએ એક સાંકેતિક અષ્ટાપદજી તીર્થપટની ચાંદીના પતરા ઉપર સ્થાપના કરી હતી. આ પટ અત્યારે પણ તીજોરીમાં રાખી મૂકયો છે.

## ગુરુપાદુકાઓ :

વળી પાષાણ ઉપર કેટલીક ગુરુપાદુકાઓ પણ છે. તેમાં જેઓની દેખરેખ નીચે મૂળનાયક પ્રભુને શુભ મુહૂર્તે ગાદીનશીન કરવામાં આવ્યા હતા, તે તપાગચ્છના શ્રી વૃદ્ધિસાગરસૂરિની પાદુકા વિ. સં. ૧૮૬૨ના વર્ષે વૈશાખ સુદ ૬ ને બુધવારે, તપાગચ્છીય શ્રી જિનસાગરસૂરિજીએ પ્રતિષ્ઠિત કર્યાનો લેખ પાદુકાની ફરતી કીનારી પર છે. આ ઉપરાંત બીજી પણ ગુરુપાદુકાઓ છે.

## એક તૈલચિત્ર :

આ મંદિરમાં પ્રભુસન્મુખ જતા ડાબે હાથે કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય પાસે પરમાર્હત કુમારપાળ રાજવી ધર્મોપદેશ સાંભળી રહ્યા છે તેવું વિ. સં. ૧૯૭૦માં તૈયાર થયેલ એક સુંદર તૈલચિત્ર છે. તેની લાક્ષણિકતા તો એ છે કે ચિત્રની ત્રણે બાજુના ફ્રેમના કાચમાં જોઈએ ત્યારે જોનારને એમ લાગે છે કે તે ચિત્રિત બન્ને અમારી પાસે જ જુએ છે. ચિત્રકળાનો આ પણ એક સારો નમૂનો છે. આ ચિત્ર કેટલાક પુસ્તકોમાં પણ મૂકવામાં આવ્યુ છે

જ્યાં અત્યારે આ તૈલચિત્ર છે તે જગ્યાએ તેમજ તેની સન્મુખ ભીંત ઉપર પૂર્વે ચોવીશ જિનના ચિત્રો હતાં પણ તે ભીંત વિ સ. ૧૯૬૬માં તૂટી પડતાં નવી ભીત ચણાતા તે સ્થાને આરસ ચોડેલો માલૂમ પડે છે.

તૂટી પડેલી ભીંતનું સમારકામ, શરૂ થતા અંધકારના કારણે વર્ષોથી ભમતીમાં ભાગ્યે જ કોઈ જોતું હતું, પણ સમારકામ વખતે ફરતી ભમતીમાં અજવાળા માટે બારી વગેરેની ગોઠવણ થતાં આજે આપણે ભમતીમાં રહેલા ગોખલાની સુંદરતા નિહાળી શકીએ છીએ.

## શ્રી મહાલક્ષ્મીજીની મૂર્તિ :

મંદિરના બહારના ભાગમાં એક ગોખલામાં મંદિરમાં પ્રવેશ કરતાં સન્મુખ જ દેખાય એવા સ્થાને વીશાશ્રીમાળી જ્ઞાતિની કુળદેવી તરીકે મનાતી શ્રી મહાલક્ષ્મીની એક મૂર્તિ છે. તેની પ્રતિષ્ઠા વિ. સં. ૧૯૭૮માં મગશર શુદ ૧૦ ને શનિવારે થઈ છે એવો લેખ છે. એ મૂર્તિને પણ લોકો પ્રભાવિક માને છે.

## નિભાવખર્ચ :

આ મંદિરના નિભાવખર્ચ માટે દીર્ઘદર્શી વડી પોષાળ ગચ્છના અનુયાયીઓએ ઠીક ઠીક સ્થાવર જંગમ મિલકત સંગ્રહી છે. તેની આવકમાંથી ખર્ચ અપાયા કરે છે.

**મૂળ વહિવટ :**

આ મંદિરનો મૂળ વહિવટ તો વડી પોષાળ ગચ્છના અનુયાયીઓના હસ્તક જ હતો. યતિજી જતાં તેમણે સુરતના સંઘપતિ નગરશેઠ શ્રી નરોતમદાસ નરસિંહદાસને સોંપ્યો. પછીથી તેમના પુત્ર શ્રી ગુલાબદાસ શેઠની સગીરાવસ્થામાં તેમના મામા શ્રી રતનચંદ હરખચંદે કર્યો અને તે પછી શ્રી ધરમચંદ ઇચ્છાચંદના હાથમાં આવ્યો. ત્યારબાદ અંચળગચ્છીય શ્રી અમરચંદ કરમચંદના તાબે વિ. સં. ૧૯૭૪–૭૫ થી આવ્યો. અને તેમના અવસાન બાદ વિ. સં ૧૯૯૬થી પ્રતિષ્ઠિત આગેવાનોની સલાહ અનુસાર તેમના સુપુત્ર શ્રી બાબુભાઈ અમરચંદ કરી રહ્યા છે.

**શુભેચ્છા :**

અંતમાં આ કલાધામ સરખા જિનમંદિર અને પ્રભુજીના દર્શન, પૂજન, યાત્રાદિક કરવા એ પણ એક જીવનની લહાણુ ગણી, જરૂરાજરૂર ભવ્ય જીવો લાભ ઉઠાવી સમ્યગ્દર્શનની દઢતા, નિર્મળતાને પામો એવી શુભેચ્છા છે. આ જિનમંદિરના સંક્ષિપ્ત પરિચયમાં 'ગુજરાત સર્વસંગ્રહ,' 'સુરત જૈન ડિરેક્ટરી,' 'સુરત જૈન ચૈત્યપરિપાટી' અને 'જૈન તીર્થ સર્વસંગ્રહ'નો મારા જાત અનુભવ ઉપરાંત આધાર રાખ્યો છે. છતાં તેમ કરવામાં કોઈ ત્રુટિ હોય તો તે બદલ સકલ શ્રીસંઘની મને ક્ષમા બક્ષશો.

---

# અભિનંદનના સંદેશા

* શ્રી દેવચંદ લાલભાઈ ફંડે ઘણું ઉત્તમ કામ બજાવેલું છે અને ઘણાં ઉત્તમ પુસ્તકો તેમાં છપાવેલાં છે મારે મન એની ઘણી મહત્તા છે. સાગરજીએ પણ ઘણું જ સારું કામ કરેલું છે.

—પંડિત બેચરદાસ દોશી ( અમદાવાદ )

* આ યુગમાં સામાજિક, નૈતિક, રાષ્ટ્રીય અને આધ્યાત્મિક વિકાસમાં અનેક સાધનો ઉપકારક થયાં છે, તેમાં સર્વોત્તમ સાધન સર્વોત્કૃષ્ટ સાહિત્ય છે. ગાઢ અંધકારમાં જેમ દીપકના પ્રકાશ વિના વસ્તુની પ્રાપ્તિ થતી નથી તેમ મોજશોખ, એશઆરામ અને જડવાદરૂપી અંધકારથી છવાયેલા આ યુગમાં સાહિત્ય એ જીવનવિકાસ કરવામાં, સામાજિક ઉન્નતિ કરવામાં અને ધર્મની પ્રગતિ સાધવામાં શ્રેષ્ઠ સાધન છે એ નિઃશંક છે. જડવાદના પ્રબલ પ્રવાહમાં તણાતા આ યુગમાં પૂજ્ય આચાર્યદેવ શ્રીસાગરાનંદ-સૂરિજી મહારાજે પોતાના સદુપદેશથી સુરતમાં ધર્મનિષ્ઠ દાનેશ્વરી શેઠ શ્રી ગુલાબચંદ દેવચંદભાઈ ઝવેરીને સદ્બોધ આપીને 'શ્રી દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ'ની સ્થાપના કરીને જૈન સંઘ ઉપર મહત્ ઉપકાર કર્યો છે. આજે તે સંસ્થા તરફથી અનેક સૂત્રો, ગ્રંથો અને ચરિત્રો, પ્રાકૃત તથા સંસ્કૃત ભાષામાં બહાર પડ્યાં છે અને તે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાને જ્ઞાનધ્યાન કરવામાં પરમ સહાયક તેમજ ઉપકારક બન્યાં છે. એક લાખ રૂપિયાની ઉદાર સખાવતથી સ્થાપન થયેલી આ સંસ્થાને ફંડના સંચાલકો સમય અને શક્તિનો ભોગ આપીને ભાવિમાં કાયમ ચલાવ્યે રાખે એવી અભ્યર્થના કરીને વિરમું છું. ૐ શાંતિ

—પંડિત જયંતિલાલ જાદવજી ( પાલીતાણા )

# લોકભોગ્ય સાહિત્યપ્રકાશનની જરૂર



:: લેખક : મુનિશ્રી જિતેન્દ્ર વિજયજી સંસ્થાપક : શ્રી જૈનતત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ : પૂના ::

## સમાજ પર સાહિત્યનો પ્રભાવ

**આજે** એવા સાહિત્યની ખાસ આવશ્યકતા છે, કે જેથી તત્ત્વજ્ઞાનના વિષયમાં લોક રસિયા બને. પ્રાચીન સાહિત્ય શૈલીથી ભલે અર્વાચીન શૈલી જુદી પડે, પરંતુ એ સાહિત્ય એવું લોકભોગ્ય ભાષામાં તૈયાર થવું જોઈએ, કે જે ઉત્તમ વિચારણા પેદા કરે.

જે સાહિત્ય સાદી સમજને પેદા કરે અને પ્રાચીન સંસ્કારોનું પોષક થાય, એને સમાજ જરૂર અપનાવે છે. માનવીઓ એવા સાહિત્યથી પોતાની કળાઓ વડે અને એકબીજા સાથે સંસ્કારવર્ધક વાચન અને શુભ વિચારો ભર્યા વાર્તાલાપોથી ઉમદા અને સુઘિયલ જીવન જીવતાં શીખી શકે છે. એથી જ સાહિત્યની કિંમત અગાઉ ખૂબ હતી ને અત્યારે પણ થઈ રહી છે. આવું સાહિત્ય સમાજના પ્રાણરૂપ બની જાય છે. આવું તત્ત્વજ્ઞાન પીરસનારું સાહિત્ય માત્ર પ્રકાશિત કરીને બેસી રહેવું ન જોઈએ, પણ એના છૂટે હાથે પ્રચાર માટે મોટા શહેરમાં સંસ્કાર કેન્દ્રો ખોલવાં જોઈએ. એમ થાય તો જ સુશિક્ષિત સમાજ સાચો સુખી બની શકે. વિરાટ માનવ સમુદાય પર આવા ઊંચા સાહિત્યની શુભ અસર થાય છે. તેથી યોગ્ય આત્માઓ પર ચિરસ્થાયી પ્રભાવ પડતો હોવાથી એમનાં જીવન આદર્શરૂપ બની જાય છે.

સાચું કહીએ તો આપણા સાહિત્યમાં રજૂ થયેલા ઘણા વિષયો આપણી રોજની રહેણી કરણીને આવરી લે તેવાં હોય છે. એને સરળ રીતે સંસ્કાર પોષણની દૃષ્ટિથી લખાઈને પ્રગટ કરાવાં જોઈએ. એના વાચન-મનનથી વાચક વર્ગના રોજિંદા જીવનવ્યવહારો તદનુસાર વણાઈ જાય તો આપણને સફળતા મળી કહી શકાય. સાહિત્યકારો "ઉમદા માનવ" બનાવવા માટે એ પ્રયાસો કરે છે. એમાં એ એનું જે સ્વપ્ન સર્જે છે; તે વાંચી વાચક વિચારે, કે મારા વર્તનના આરીસામાં અને એ માનવતાની રચનામાં હું મને સરખાવતો જાઉં તો મને એનો ફરક સમજાય એવા ઊંડા ને ઘડાયેલા વિચારકો એક દિવસ સારા એવા નિષ્ણાત, વિદ્વાન અને બીજાઓ માટે આદર્શરૂપ થવાનો પૂરો સંભવ છે. એમનું માનસ જો ઉચ્ચ વિચારોથી ઘડાયેલું હશે, તો મોટા થતાં અહિંસા, સંયમ અને તપનો પ્રભાવ બીજાઓ પર તેઓ પાડી શકશે. સાથોસાથ પોતાના દુર્લભ જન્મનું મૂલ્યાંકન આંકતાં પણ શીખશે.

માનવજાતને જીવન-જંગ ખેલવાનો હોય છે. એમાં જો એ સાવધાન બનીને રહેતો હોય, તો ઉત્તમ સાહિત્યની એના પર પડેલી છાયા એને સત્યગવેષી બનવા પ્રેરે છે. ઉત્તમ ભવિષ્યના ઘડવૈયા તરીકેની એની છાપ સમાજને માટે આશીર્વાદ રૂપ બને છે. માનવીએ માનવીની પ્રતિષ્ઠા વધારવા બધુંય કરી છૂટવું જોઈએ. ઉચ્ચ કોટિનું સાહિત્ય એની જીવનક્ષણોને આભારી બનાવી જતું હોય, તો ગૌરવરૂપે એનામાં ધાર્મિક સ્વાતંત્ર્યની તમન્ના પ્રગટી શકે છે. વળી સમાનકાલીન જનતાને એ સાહિત્યથી મૂક માર્ગદર્શન પણ મળતું જાય છે. માનવી જન્મથી ભલે બધે સમાન દેખાય, છતાં ઉત્તમ જન્મ સિદ્ધ અધિકારો પૂર્વજન્મોથી કેટલાક લેતા આવે છે. તેથી તેઓની કરણી જુદી પડે છે. ભવપરંપરાની પરવશતામાંથી મુક્તિ, અખંડ સુખ અને માનવીય કિંમતી પ્રતિપળની રાખવાની સાવચેતી એ એનાં જીવન-આદર્શો બની જાય છે. એને હાથે કોઈ અજુગતું કે ખોટું નાનું પણ કામ થતું નથી. એ સત્યો સ્વયંસિદ્ધ લેખાશે ત્યારે એનું ભાવિ ઉજ્જવળ જ હશે, એમાં શંકાને સ્થાન નથી. આવી, સંસ્કૃતિની ઉચ્ચ ભાવનાઓ વિવેકી માનવીઓના જીવનપંથ માટે આધાર શિલાઓ બની જાય છે. ઇતિ શમ્ ।

# પશ્ચિમના વિદ્વાનોને જૈન ધર્મની ઝાંખી કરાવનાર આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી

★

★ લેખક : શ્રી. જિતેન્દ્ર વીરવાડિયા ★

[ આચાર્યશ્રીના મુખ્ય શિષ્ય આચાર્ય શ્રીવિજયેન્દ્રસૂરિજી પણ તેઓને પગલે પશ્ચિમના તેમજ બીજા દેશોના વિદ્વાનોને ગ્રંથો મોકલી સહાય કરી રહ્યા છે, જે સ્તુત્ય પ્રયાસ છે. તેમના જીવનમાંના સુવાસના કેટલાક ફકરા અમોએ મૂકયા છે, જે તેઓ તરફથી અમોને મળ્યા છે. "કેશરી" ]

* બાલ્ટીમોર–યુનાઈટેડ સ્ટેટસના હોપ્કિન્સ યુનિવર્સિટીના અધ્યાપક ડૉ એમ. બ્લુમફિલ્ડ લખે છે કે, 'તેઓશ્રીના પ્રકાશવાન અને ઉદાર ઉપદેશથી હિંદુસ્તાનના લોકોના વિચારો અને દેશભક્તિ ઉપર બહુ પ્રભાવ પડયો હતો, એટલું જ નહિ, ગ્રંથમાળાના પ્રકાશન વડે પૂર્વ અને પશ્ચિમના જૈન જ્ઞાનને અકથ્ય ફાયદો થયો હતો.'

* બર્લીન યુનિવર્સિટીના ડૉ જે નોબેલ લખે છે કે, 'મને જૈન ધર્મ અને જૈન ફિલોસોફી ઉપર બહુ પ્રેમ છે. વિજયધર્મસૂરિજીના સંબંધથી મે પુરાણા ને નવીન જૈનગ્રંથોનો વધારે અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો અને ફક્ત જૈન ધર્મનો અભ્યાસ કરવા માટે મને પુસ્તકો મોકલતા તેટલું જ નહિ, પરન્તુ વધારે અંગત વ્યવહારમાં પણ તેઓ મને શીખામણ આપતા હતા. તેવા આ એક મહાન જૈન શ્રમણને હું કદી વીસરીશ નહિ.'

* હેડેલબર્ગ યુનિવર્સિટીના ડૉ. એચ. સિમર લખે છે કે, 'માનનીય વિજયધર્મસૂરિજીની દૃષ્ટિ ઊંચા અને સનાતની સત્ય તરફ જતી હતી. છતાં તેઓ પેલી બારીક ચીજો તરફ પણ બેદરકારી નહિ બતાવતા હતા કે જે વડે કરીને સ્કોલરો કિંમતી જ્ઞાન ભેગુ કરે છે. સંક્ષેપમાં તેઓ વિદ્વત્તાના ક્ષેત્રમાં એક મોટા કામ કરનારનો આદર્શ ખડો કરતા હતા.'

* સ્વીડનની ઉપસલા યુનિવર્સિટીના ડૉ. જે. ચારપેન્ટીયેર લખે છે: 'મારે માટે તેઓ હમેશાં પરમ પૂજ્ય અને સરળ મિત્ર હતા. પાશ્ચાત્ય લોકોની દૃષ્ટિએ મૃત્યુ એક બહુ ભયંકર અને રહસ્ય યુક્ત ચીજ છે કારણ કે તેઓ બરાબર નથી જાણતા કે, મૃત્યુ એ માત્ર નવા જીવનનો એક દરવાજો છે.'

* ઝેકોસ્લોવેકિયાની પ્રાગ યુનિવર્સિટીના ડૉ. ઓટ્ટો સ્ટાઈન લખે છે કે, 'આચાર્યશ્રીનું મૃત્યુ સમસ્ત જ્ઞાન–વિજ્ઞાન માટે અને હિંદુસ્તાનના ધર્મોના અભ્યાસીઓના પરસ્પર મેળાપને માટે એવું નુકસાનીકારક થયું છે કે જે ખોટ કદી પૂરી શકાય તેમ નથી.'

* હાલે યુનિવર્સિટીના પ્રો. ઈ. હુલ્સ લખે છે કે 'તેઓશ્રીના પ્રેમથી મને પ્રાપ્ત થયેલ પુસ્તકોની ભેટ તેઓની યાદગીરીને અહર્નિશ તાજી રાખે છે. તેઓશ્રીનો ફોટો મારા વાચન રૂમમાં સ્થાપેલ છે જર્મનીની ઓરિએન્ટલ સોસાયટીના ઘણા મિત્રોને એમના અવસાનથી દુઃખ થયું છે.'

* વિત્સબુર્ગ યુનિવર્સિટી બાવેરીઆના ડૉ. જે. જોલ્લી લખે છે કે, 'હિંદુસ્તાનની કેળવણીનો ઈતિહાસ બહાર લાવવાના મારા પ્રયત્નમાં તેઓની મદદને માટે હું તેઓ પ્રત્યે હૃદયથી આભારી છું. જ્યાં સુધી હિંદુસ્તાનના સાહિત્યનો અભ્યાસ ચાલુ રહેશે ત્યાં સુધી સંસ્કૃતને વીસરી શકાશે નહિ. એક વિદ્વાન તરીકે હું તેઓને માટે સર્વોત્તમ માનની લાગણી નિરંતર ધારણ કરીશ.'

* બર્લીન યુનિવર્સિટીના ડૉ. એચ. ફેન ગ્લાજેનપન લખે છે કે, 'તેઓએ જૈનોના આગમો વગેરે મારા ઉપર મોકલવાની કૃપા કરી હતી કે જેથી હું શ્રી મહાવીરના ધર્મનો અભ્યાસ મૂળથી કરવા સમર્થ થયો છું. એમની મદદ વિના તીર્થંકરોના સિદ્ધાંતોનું વધારે ઊંડું અને યથાર્થ જ્ઞાન મેળવવાનું માગથી નહીં બન્યું હોત. જૈન સાહિત્યના વિશાળ ક્ષેત્રમાં અવિશ્રાન્ત સંશોધક તરીકે તેઓ એક હિંદુસ્તાનના આચાર્યની વિદ્વત્તા તથા પાશ્ચાત્ય પદ્ધતિઓનું સમિશ્રણ કરતા હતા. એક તપસ્વી હોવા છતાં પણ તેઓ વ્યાવહારિક બુદ્ધિ પણ ધરાવતા હતા. સમસ્ત જાત અને સર્વ દેશના મનુષ્યમાં અનન્ત માનની, યોગ્યતા ધરાવનાર વ્યક્તિ તરીકે તેઓ મારા દિલમાં નિરંતર વાસ કરશે.'

* જર્મનીની બોન યુનિવર્સિટીના ડૉ. એચ. યાકોબી લખે છે કે, 'જૈન ધર્મના સાહિત્ય અને વિકાસને માટે જેઓની સહાનુભૂતિ હતી અને રસ લેતા હતા તેઓની સહાય વિના હું **સમરાઇચ્ચકહા અને પઉમચરિયમ્** છપાવી શક્યો ન હોત તેમજ જૈન ધર્મનો મારો અભ્યાસ હું ફત્તેહપૂર્વક આગળ વધારી શક્યો ન હોત. તેઓની ખોટ, તેઓની સાથે ઓળખાણ થવાનો લાભ જેને પ્રાપ્ત થયો છે, તેવા હિંદુસ્તાનના યુરોપ અને અમેરિકાના તમામ વિદ્વાનોને તેટલી જ રીતે જણાશે અને શોચનીય થઈ પડશે.'

* પ્રાગ યુનિવર્સિટીના ડૉ. એમ. વિન્ટરનીટસ લખે છે કે, 'હિંદના તેમજ પશ્ચિમના વિદ્વાનોને વિદ્યા પ્રાપ્તિમાં હૃદયપૂર્વક સહાયક તરીકે અને યુરોપમાં તેઓના સહાયક સહાધ્યાયીઓને અર્પણ કરેલ મદદ વડે સંસ્કૃત વિદ્યાની સર્વોત્તમ સેવા બજાવનાર તરીકેની પણ તેઓની કાયમને સારુ એક પ્રૌઢ અને ગુણવાન સાધુપુરુષ તરીકે યાદગીરી પશ્ચિમમાં તેમજ પૂર્વમાં માનપૂર્વક ધારણ કરવામાં આવશે.'

* ઉસબુના પ્રો. ડૉ સ્ટેનકેનોક તા. ૧૧-૧૦-૧૯૨૨ના રોજના પત્રમાં લખે છે કે, 'તેઓના વિશ્વવ્યાપી પ્રેમથી હું હમેશાં ચકિત થઈ જતો જૈન ધર્મની શોધખોળ અને તેને યથાર્થપણે સમજાવવાને માટે તેમજ જિનથી પ્રકાશિત કરાયેલા ગૌરવવાન સંયોગના પ્રચારને માટે તેઓ જે ફત્તેહ મેળવવાને શક્તિશાળી થયા છે તે આશ્ચર્યજનક છે પૂર્વકાળના અભ્યાસમાં પૂર્વ અને પશ્ચિમનો સહકાર એ જ અમારા સર્વના મનાવનાર તેઓના વિચારની વિશાળતાનો વિચાર કરવામાં અમો હિંદી નહિ હોવા છતાં હિંદુસ્તાનને ચાહનાર ઘણા જ આનંદ પામીએ છીએ. હિંદુસ્તાન ધીમે ધીમે તેના ચૈતન્યપણાને પ્રાપ્ત કરવાના રસ્તા તરફ પાછું વળતું જાય છે અને હિંદી મનોવ્યાપારની પ્રાચીન ભાવનાઓ તેમજ અવિનાશી સત્યનો નિઃસ્વાર્થી અમલ દુનિયા સમક્ષ એક દિવસે ઝગઝગતી રીતે પ્રકાશશે. જે 'બી' તેઓએ વાવેલાં છે તેના ભવિષ્યના દિવસોમાં ફણગા ફૂટશે અને ફલ ધારણ કરશે. તેઓ આબેહુબ વૈજ્ઞાનિક અને વિદ્વત્તા ભરી પદ્ધતિસર કામ કરનાર એક વ્યક્તિ હતા. તેઓએ શીલાલેખોનો સંગ્રહ કર્યો હતો. અને સંસ્કૃત તેમજ ગુજરાતી ગ્રંથોની સર્વોત્તમ પ્રતો બનાવી હતી. એવા તેઓને સર્વોત્કૃષ્ટ કલ્યાણકારીમાંના એક તરીકે કૃતજ્ઞતાની ઘણી જ ઊંડી અસરથી નિરંતર યાદ કરીશ.'

ગોડસબેગ બોનના ડૉ. ડબલ્યુ. કીરફેલ લખે છે કે, 'તે પૂણ્યાત્મા એક સુપ્રસિદ્ધ વિદ્વાન અને ખાસ

કરીને સાહિત્યના અભ્યાસના મહાન પ્રચારક હતા તેઓશ્રીને માનવતા સભાસદની પદવી જર્મની અને ઇટાલીની સુપ્રસિદ્ધ ઓરીએન્ટલ સોસાયટીઓએ આપી હતી. હિંદુસ્તાનના વિદ્વાનોની માફક યુરોપના વિદ્વાનો તેઓના અત્યંત ઋણી થયા છે. તેમનું નામ અમર રહેશે '

આ ઉપરાંત ડૉ એડરફન, પ્રો ઓવન, મિ ક્રોસ્ટીન, ડૉ ક્રૌઝે, ડૉ ગ્રીયરસન, ડૉ જહોનસન, ડૉ ટુચી ડૉ ટેસીટોરી, ડૉ રાસમરીયસ, ડૉ નેગેનાઈન, ડૉ ફેરેગોન, ડૉ બ્લુમફીલ્ડ, સર જ્યોર્જ ગ્રીયરસન ડૉ સ્ટીવનતેવી, ડૉ સ્ટાઈન, ડૉ હશુચ તેમજ લંડન ટાઈમ્સ, લીટરેસરો, સેસ, સેહ્રમ્બ્લટર (જર્મન) અને બીજા દશ વર્તમાનપત્રો ઉપરાંત જર્નલ ઓફ ધી રોયલ એશિયાટીક સોસાયટી ઓફ ગ્રેટ બ્રીટન એન્ડ આયરલેન્ડમાં પાનાઓ ભરીને સૂરિજીનું જીવન અને એમની પ્રવૃત્તિઓનો હેવાલ પ્રસિદ્ધ થયો હતો

* 'મુંબઈ સમાચાર' પચીસ સપ્ટેમ્બર ૧૯૨૨ના અગ્રલેખમાં લખે છે કે, 'આચાર્યશ્રીએ જૈન દર્શનના મહાન અને અપૂર્વ તત્ત્વોનો અજૈન અને યુરોપીયન વિદ્વાનોમાં પ્રકાશ કરી જૈનશાસનની જે સેવા બજાવી એ અપૂર્વ છે '

* જર્મનીના હેમ્બુર્ગના પ્રો ડૉ વાલ્ટેર સુબ્રિંગ લખે છે કે, 'પશ્ચિમ અને હિંદુસ્તાનના જ્ઞાનની વચ્ચે સંયોજક સાંકળ તરીકે તેઓએ જૈનધર્મના જર્મન મિત્રોને જે સેવાઓ અર્પણ કરી છે તે શ્રેષ્ઠ છે '

* લાઈપ્ઝિગ યુનિવર્સિટીના ડૉ યોહન્નેસ હેર્ટેલ લખે છે કે, 'તેઓ હિંદુસ્તાનના સર્વોત્તમ વિદ્વાનોમાંના એક હતા કોઈ પણ વિદ્વાને જૈનધર્મ સંબંધી સત્ય હકીકતનો ફેલાવો કરવામાં તેઓના કરતા વધારે કર્યું હોય એમ હું માનતો નથી'

જૈન કોમના આ મહાન આચાર્યની વિદ્વત્તા પર ઇટાલીયન, જર્મન અને અંગ્રેજ વિદ્વાનો ગોવા આફરીન કરી રહ્યા હતા આખા યુરોપમાં જે મહાન સંશોધક વિદ્વાન મંડળીઓ છે, તેમાંની "ઓરિયન્ટલ સોસાયટી ઓફ ઇટાલી" "રોયલ એસિયાટિક સોસાયટી ઓફ બેંગાલ' "સોસાયટી ફોર ઓરીયેન્ટલ સ્ટડીઝ ઓફ આયરલેન્ડ' "રોયલ એસિયાટિક સોસાયટી ઓફ ગ્રેટ બ્રીટન" વગેરે મહાન અને જગવિખ્યાત સંસ્થાઓએ આ મહાન જૈન ધર્મગુરુને ઓનરરી ફેલો અને એસોસીયેટ તરીકેનુ માન આપ્યુ હતું કે જે માન જૈન ધર્મગુરુઓમાંથી બીજા કોઈ પણ ધર્મગુરુ કે વિદ્વાન મેળવી શક્યા નથી એટલુ જ નહિ પણ આવુ અપૂર્વ માન આખા હિંદમાં પણ થોડાક જ વિદ્વાનો ધરાવે છે "જૈનધર્મ, એ ફક્ત બુદ્ધ ધર્મની શાખા છે, એવા અનુમાન પર યુરોપીયન વિદ્વાનો દોરવાઈ ગયા હતા પ્રો જેકોબી જ્યારે રૂબરૂ મળ્યા ત્યારે લાંબો વાદવિવાદ ચલાવી પ્રો જેકોબી પાસે તેમણે કબૂલ કરાવ્યું કે, "જૈનધર્મ એ દુનિયાનો પ્રાચીન અને સ્વતંત્ર ધર્મ છે અને તે કોઈ પણ ધર્મની શાખારૂપ નથી" પ્રો જેકોબીએ પોતાનો આ સુધરેલો મત, તે બાબતના પ્રમાણો અને આધારો સહિત પ્રગટ કરી દુનિયાના સર્વ વિદ્વાનોને ખાતરી કરી આપી છે કે, જૈનધર્મ એ પ્રાચીન અને સ્વતંત્ર ધર્મ છે

જૈન શાસનની અને જૈન સાહિત્યની શી દશા થશે? એજ વિચાર અને એજ ચીંતા હર ઘડી પળ તેમના અંતરને સતાવ્યા કરતી

★

બનાવેલી જોવામાં આવે છે એ બધાઓની તુલનાત્મક દષ્ટિએ અભ્યાસ કરવાની અને સરખામણી કરવાની જરૂર છે. અને તેમાં કયા આચાર્યે પહેલવહેલી બનાવી અને તેમાં કઈ દષ્ટિએ કઈ સારી તે પણ જોવાનું છે આને માટે દરેક આચાર્યના સમય, રચનાસમય વગેરેનો તુલનાત્મક અભ્યાસ કરવાની ખાસ જરૂર છે. દાખલા તરીકે ગજસુકુમાલજી, અવંતીસુકુમાલજી, ભરત–બાહુબલજી, ધન્નાશાલિભદ્ર, ઉત્તરાધ્યયન સૂત્ર, દશવૈકાલિક વગેરે સૂત્રો તથા બીજા સતાસતીઓ ઉપર જુદા જુદા આચાર્યોની જુદી જુદી સજ્ઝાયો મળી આવે છે. ચૈત્યવંદનો, સ્તવનો વગેરેની રચનાઓ સાથે સાથે સજ્ઝાયો વગેરેની પણ રચના કરેલી જોવામાં આવે છે એક જ આચાર્યના ૨૪ તીર્થંકરોનાં ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ તેમજ સજ્ઝાયો વગેરે કરેલાં આપણા જોવામાં આવે છે દેવવંદનમાલાના પુસ્તકોમાંથી પણ ઉપર પ્રમાણે આપણા જોવામાં આવે છે એ આચાર્યોનો આપણા ઉપર મહાન્ ઉપકાર થયેલો કહી શકાય કે જેથી માગધી અને સંસ્કૃત ભાષાના અભાવે ગુજરાતી વગેરે ભાષા જાણનારાઓ માટે જુદી જુદી કૃતિઓ આજે મળી શકે છે. જેને જે વસ્તુનો ખપ હોય તે તેમાંથી લઈ શકે છે. જ્યાં જ્યાં આપણા તીર્થંકરો, ગણધરો, આચાર્યો વગેરે વિચર્યા ત્યાં ત્યાં જે ભાષાઓ પ્રચલિત હતી તે તે ભાષાઓમાં શાસ્ત્રોને, તેના રહસ્યોને, સિદ્ધાંતોને, કથાઓ અને ચરિત્રોને જુદી જુદી રીતે ગુંથ્યાં એ ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી ને ઘણા જન્મો સુધી એ ઉપકાર ભૂલી શકાય તેમ નથી

તા. ક. શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી અનેક રાસાઓ આનંદકાવ્ય મહોદધિના આઠ ભાગમાં છપાવવામાં આવ્યા છે અને હાલમાં પરમારક્ષણીય ભાઈઓમાં પ્રચાર માટે આત્મબોધ સજ્ઝાય સંગ્રહ બહાર પાડવામાં આવ્યો છે.



## મહાવીર

જબ કુરીતિયાઁ લગી બહુત ભારતમેં બઢને,
લગી પાપકી સીઢી પર જનતા જબ ચઢને,
અન્ધકારસે પૂર્ણ દેશમેં રજની આયી,
ચૈત્ર શુકલ તેરસકે નચી ચાંદની છાયી.
મહાવીર ચૌબસવેં પુનઃ તીર્થંકર હુએ,
હિંસારૂપી કામકે લિયે આપ શંકર હુએ.

—'બેઢબ' બનારસી.

# જૈન ધર્મ પરિચય

ગુજરાતી અનુવાદક : **શ્રી સોમચંદ લાધાભાઈ શાહ, મોમ્બાસા** : સર્વધર્મપરિષદ

હિંદી લેખક : **શ્રી કામતાપ્રસાદ જૈન** સંપાદક : **અહિંસાવાણી**

## સંસ્કૃતિ અને સાહિત્ય

જૈન સંસ્કૃતિનો ઈતિહાસ અત્યંત ગૌરવશાળી છે. તેનો આધાર અહિંસા છે અને તેનો પ્રકાશ આધ્યાત્મિકતાની સાથે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં વ્યાપ્ત છે. એ જ કારણ છે કે, જૈન સંસ્કૃતિએ જૈનોને પ્રત્યેક 'ક્ષેત્રમાં' આગળ વધાર્યા છે સાહિત્ય, કલા, વિચાર, વિજ્ઞાન આદિ બધા સાર્વજનિક સર્જનોમાં જૈનોની કૃતિઓ મહતી અને મૌલિક રહી છે. સાહિત્યને જુઓ તો અપાર સાગર જ ડોલી રહ્યો છે. જેમાં તત્વજ્ઞાન, ધર્મ–પુરાણ, કથા, નાટક, કાવ્ય, વ્યાકરણ, કોશ જ્યોતિષ, ગણિત કલા, ઈતિહાસ, ખગોલ આદિ બધા વિષયોના રત્નો ચમકી રહ્યાં છે. જૈન સાહિત્યકારોએ પોતાના લેખન વડે એવી અભૂતપૂર્વ ચમત્કારિક રચનાઓ કરી છે કે, જેથી સાહિત્ય સમૃદ્ધિની ટોચ પર જઈ બેઠું છે, અને ખૂબી એ છે કે તેઓ એક ભાષા સુધી સીમિત ન રહ્યા. જૈન સાહિત્યકારોએ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, રાજસ્થાની, ગુજરાતી, હિન્દી, કન્નડ, તામિલ આદિ ભાષાઓને એવું જીવન આપ્યું છે કે જે ચિરકાળ સુધી અમિટ છે. હાલ સને ૧૯૫૩માં જ દક્ષિણ ભારતમાંથી 'ભૂવલય' નામનો ગ્રંથ મળી આવ્યો છે જે અદ્ભુત અને અપૂર્વ છે–એ એક ગ્રંથમાં જ વિશ્વનું સંપૂર્ણ જ્ઞાન ભરેલું છે. અનેક વિદ્વાનો તેના અધ્યયનમાં લાગેલા છે. નિઃસંદેહ સાહિત્યના સર્જન, સંરક્ષણ અને પ્રચાર કાર્યમાં જૈન સમાજ અગ્રગણ્ય રહ્યો છે ભારતની મહાન્ રચનાઓને જૈન ભંડારોમાં સુરક્ષિત રાખવામાં આવી છે જેસલમેર, ખંભાત, નાગોર આદિના પ્રાચીન ભંડારો તેના સાક્ષી છે. ભંડારોમાં ત્રીસ લાખથી વધુ હસ્તલિખિત ગ્રંથો મોજુદ છે. હાલમાં શ્રીમાન વિજયેન્દ્ર સૂરિજીએ થોડાક હસ્તલિખિત સોનેરી ગ્રંથો રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રબાબુને દેખાડ્યાં તો તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા. સને ૧૯૫૩માં અખિલભારતીય પ્રાચ્ય વિદ્યા પરિષદના અધિવેશન પ્રસંગે અમદાવાદના ટાઉન હોલમાં જે સાહિત્ય અને કળાનું પ્રદર્શન થયું હતું તેમાં જૈનોના હસ્તલિખિત ગ્રંથોને જોઈ લોકો મુગ્ધ થઈ ગયા હતા. ભારતની તે અમૂલ્ય નિધિ છે. ઈતિહાસ માટે 'પરિશિષ્ટ પર્વ' જેવા અનેક ગ્રંથો ઉપલબ્ધ છે.

## જૈન મૂર્તિકળા ( સ્થાપત્યકળા )

જૈન ધર્મનું પ્રધાન લક્ષ્ય જીવોનો ઉદ્ધાર કરવાનું છે, અથવા એમ કહો કે, જીવોદ્ધાર માટે કરેલા સત્ય પ્રયત્નોનું નામ જ જૈન ધર્મ છે. એ જ કારણ છે કે, કળાની પરિભાષા જે 'सत्य शिव सुंदर' કરવામાં આવે છે તે જૈન કળામાં સુઘટિત થાય છે. નિઃસંદેહ ભારતીય કળામાં જૈન કળાનું પોતાનું વિશેષ સ્થાન છે. જૈનોની મૂર્તિકળા અને સ્થાપત્યકળા, તક્ષણકળા અને ચિત્રકળા તથા અન્ય બધી કળાઓ સુંદર હોવાની સાથે–સાથે સત્યના દર્શન કરાવવાની પ્રેરણાથી પરિપૂર્ણ અને જીવોનું કલ્યાણ કરવામાં સાધક છે. જૈન ધર્મ નિવૃત્તિપ્રધાન ધર્મ છે, એટલે જ પ્રારંભથી માંડી આજસુધી તેના મૂર્તિ-

વિધાનમાં માત્ર એક વીતરાગ ભાવના જ દર્શન થાય છે. ભલે નંદ અથવા મૌર્યકાળની અગર તો કુશાનકાળની જૈન પ્રતિમાઓને લ્યો અને તુલના કરો તો આજે પણ જૈન પ્રતિમાઓથી તે ઘણુ કરીને મળતી આવે છે. તીર્થંકરોને તેમના ચિહ્નોથી ઓળખવામાં આવે છે. ભલે તે ખડ્ગાસન હોય અથવા તો પદ્માસન હોય.

જૈનોની શિલ્પકળા જેવી સત્ય, સુંદર અને શિવરૂપ મનોજ્ઞ છે ઠીક તેવી જ તેમની સ્થાપત્યકળા છે. તે પણ અનુપમ અને ઉત્કૃષ્ટ છે. દક્ષિણમાં મૈસૂર રાજ્યના અંતર્ગત હલેવિડ અથવા શ્રવણબેલગોલના દિગમ્બર જિનમંદિરો અને ઉત્તરમાં આબુ પર્વત પર દેલવાડાના શ્વેતામ્બર જૈન મંદિરો જૈન વૈભવની ગૌરવગાથા અને ભારતના સાંસ્કૃતિક અભ્યુદયની કથા આજે પણ વિશ્વને સંભળાવી રહ્યા છે. ધરાતળથી ૮૦ ફૂટ ઊંચાઇ પર નિમ્નતળથી ટોચ સુધી સરસ નકશી અને સજાવટથી સુશોભિત છે જૈન સ્થાપત્યકળાના સંબંધમાં ફ્રેંચ કલાવિદ ગ્યૂરિનો ( Guirenot ) એ પોતાના પુસ્તક ( 'La' Religioni Jaina' )માં લખ્યું છે કે ' વિશેષ કરીને સ્થાપત્યકળાના ક્ષેત્રમાં જૈનોએ એવી પૂર્ણતા પ્રાપ્ત કરી છે કે ભાગ્યે જ કોઈ તેમની સરખામણી કરી શકે ! " ભારતના પુરાતત્ત્વમાં સૌથી પ્રાચીન ઉલ્લેખ તે જૈન સ્તૂપનો છે કે જે મથુરામાં ભ૦ પાર્શ્વનાથના સમયમાં બન્યો હતો અને દેવકળા પદ્ધતિનો બનેલો મનાતો હતો.

ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી રાવળનું કથન છે કે, " ભારતીય કળાનો અભ્યાસી જૈન ધર્મના અધ્યયનની જરાપણ ઉપેક્ષા નથી કરી શકતો મને તો જૈન ધર્મ કળાનો મહાન આશ્રયદાતા, ઉદ્ધારક અને સંરક્ષક માલુમ પડે છે. આજે પણ જૈન સ્થાપત્યકળાના ઉત્કૃષ્ટ નમૂનાઓ બુંદેલખંડના ખજુરાહો, દેવગઢ આદિના પુરાતત્વમાં, લખનઊ અને અલ્લાહાબાદના સંગ્રહાલયોમાં, ગ્વાલિયરના પ્રસિદ્ધ પહાડી કિલ્લામાં, ઓરીસ્સામાં ઉદયગિરિ ખંડગિરિની ગુફાઓમાં, દક્ષિણના તિરુમલય અને સિત્તનવાસલના ગુરુ-મંદિરોમાં, રાજસ્થાનમાં રાણકપુર, ભાનુગઢ અને ચિતોડનાં મંદિરો અને કીર્તિસ્તંભોમાં, ગુજરાતમાં ગિરનાર અને આબુના મંદિરોમાં તથા અન્ય અનેક સ્થાનો પર મળી રહ્યા છે, જે જૈન કળાની અદ્વિતીયતાને સિદ્ધ કરે છે શ્રવણબેલગોલમાં સત્તાવન ફૂટ ઊંચી એક અખંડ પાષાણની વિશાળકાય મૂર્તિ વિશ્વના આશ્ચર્યોમાં એક છે આબૂના બે તાકાંઓમાં જ કળાનું મુક્ત નર્તન માનવને શંકામાં મૂકી દે છે કે શું તે દેવ-કિન્નરોની કૃતિ છે !

## જૈન તીર્થો

જૈન શ્રમણોએ પર્વતશૃંગો અને ઉપત્યકાઓમાં પ્રકૃતિના રમ્ય સ્થાનોને પોતાની તપસ્યા અને ધ્યાનથી પાવનપૂત બનાવી દીધાં છે. એ સ્થાનો અતિશય પૂર્ણ પ્રેરણાપ્રદ તીર્થ બની ગયાં છે. તીર્થંકરોના ગર્ભ, જન્મ, તપ, જ્ઞાન અને નિર્વાણ કલ્યાણક–સ્થાન તીર્થ મનાય છે. મોક્ષસ્થાન સિદ્ધક્ષેત્ર કહેવાય છે. એમના સિવાય તે સ્થાનો પણ તીર્થ મનાય છે, કે જ્યાં કોઈ સાધુએ ઉપસર્ગ સહન કરી કર્મોની નિર્જરા કરી હોય અથવા જ્યાં અદ્ભુત કળામય મંદિર અને મૂર્તિ હોય આ તીર્થોમાં જૈનોનું આદિ તીર્થ અષ્ટાપદ છે જ્યાં ભ૦ ઋષભદેવે તપ કર્યું અને મોક્ષ સુખ પામ્યા. ત્યાં ભરત ચક્રવર્તીએ ૭૨ જિનમંદિરો બનાવ્યાં હતાં. કાળની વિષમતામાં આજે તે તીર્થ અદૃષ્ટ થઈ ગયુ છે. આમ તો જૈનોના તીર્થ સમસ્ત ભારતમાં ફેલાયેલાં છે, પરંતુ તેમાં બહુ પ્રસિદ્ધ તીર્થો નિમ્ન પ્રકારે છે.

**પૂર્વનાં તીર્થો** (૧) સમ્મેતશિખર ( પારસનાથ હિલ ) બિહારના હજારી બાગ જિલ્લામાં છે. જ્યાંથી વીસ તીર્થંકરો અને અગણિત મુનિઓ મુક્ત થયા છે. આ જૈનોનું શાશ્વત તીર્થ છે. એવી જ રીતે અયોધ્યા શાશ્વત નગર છે, જ્યાં અનેક તીર્થંકરોના ગર્ભ, જન્મ આદિ કલ્યાણકો થયા છે.

(૨) પાવાપુર –બિહારમાં બીજુ પ્રધાનતીર્થ ભ૦ મહાવીરની નિર્વાણ ભૂમિ પાવા છે અહીંનું જલ મંદિર બહુ રમણીય છે

(૩) રાજગિરિ –પાવાપુરના નજીક આ પંચશૈલ પર્વત અવસ્થિત છે એ સિવાય ચંપાપુર, મંદારગિરિ વગેરે અનેક તીર્થો બિહારમાં બીજા છે

(૪) ઓરીસા –ખંડગિરિ–ઉદયગિરિ –ઓરિસામા જૈનોનુ પ્રાચીન અતિશયપૂર્ણ તીર્થ છે

(૫) ઉત્તર પ્રદેશમા અયોધ્યા, પ્રયાગ, બનારસ, શ્રાવસ્તી, હસ્તિનાપુર, કમ્પિલા મથુરા, શૌરીપુર આદિ પ્રસિદ્ધ જૈન તીર્થો છે

(૬) રાજસ્થાનમાં આબુ રાણકપુર, જેસલમેર, મહાવીરજી ( જયપુર ) કેશરિયાનાથ ઋષભદેવ ( ઉદયપુર ) આદિ પ્રસિદ્ધ તીર્થો છે

(૭) મધ્યભારતમાં–ઉજ્જૈન, ઊનપાવાગિરિ, સિદ્ધવર કૂટ (દિ) આદિ છે

(૮) મુબઈ પ્રાંતમાં – પાવાગઢ, ગજપંથ, કુંથલગિરિ, માંગીતુગી, બાહુબલિ આદિ તીર્થો છે (દિ) અનેક શ્વેતામ્બર તીર્થો પણ છે

(૯) ગુજરાતમાં – પાલીતાણા ( શત્રુંજય ) ગિરનાર, તારંગા સખેશ્વરજી આદિ તીર્થો છે

(૧૦) મધ્યપ્રદેશમાં – ચંદેરી, દ્રોણગિરિ, અંતરીક્ષ પાર્શ્વનાથ, ભાંડકજી, પપારાજી, નૈનાગિરિ આદિ અનેક તીર્થો છે

(૧૧) સુદૂર દક્ષિણમાં (દિ) શ્રવણબેલગોલ, વેણૂર, કારકલ, કુલપાકજી, મુડબદ્રી, હલેબિડ આદિ અનેક દર્શનીય તીર્થો છે શ્વેતામ્બરીય તીર્થોની વિગત જાણવા માટે જૈન તીર્થોનો ઇતિહાસ પૂ ન્યાયવિજયજી મ ત્રિપુટી તરફથી લખાયો છે જે વાચવા ભલામણ છે



# —તો ગૌરવની રાખ પણ નહિ મળે !

લેખક : શ્રી. મોહનલાલ ચુનીલાલ ધામી

જૈન સમાજ પાસે ધન છે, ગૌરવ છે, શ્રમણ સંસ્કૃતિનો વારસો છે, સંસારનું સર્વશ્રેષ્ઠ પુરવાર થયેલું તત્ત્વજ્ઞાન પણ છે.

આમ જૈન સમાજ પાસે ઉત્તમ સામગ્રી હોવા છતાં માત્ર વ્યાપાર એ જ જીવનનું લક્ષ્ય બનેલું હોવાથી સાહિત્યની ઉપાસના નથી રહી; અથવા તો સાહિત્યની સર્જનાત્મક દૃષ્ટિ નથી રહી. અને માત્ર એ એક જ વસ્તુના અભાવે આજ જૈન સમાજનું સર્વશ્રેષ્ઠ ગણાતું તત્ત્વજ્ઞાન એવા એક ખાડામાં પડી ગયું છે કે ખુદ જૈનો પણ એ તરફ નજર કરવા જેટલા તૈયાર હોતા નથી.

આ રીતે સાહિત્યની ઉપાસનાની ઉપેક્ષાનું પરિણામ એ આવ્યું છે કે જૈનો પોતાના વિશિષ્ટ તત્ત્વજ્ઞાનનો લાભ લઈ શકતા નથી કે અન્યને દઈ શકતા નથી. પોતાના ગૌરવની ક્યાંય અસર પાડી શકતા નથી, પોતાને મળેલા સાંસ્કૃતિક વારસાની સૌરભ માણી શકતા નથી કે જાણી શકતા નથી. અને ધન છે તેમ દાનની વૃત્તિ પણ છે...પરંતુ જૈન સમાજના માનસનો કબજો વ્યાપારી વૃત્તિએ લીધેલો હોવાથી કીર્તિના બદલામાં જ એ દાનનો પ્રવાહ વહેતો હોય છે.

એક જીવંત અને ઉચ્ચસમાજ માટે આ ઘણું મોટું નુકશાન છે. ઘણી વાર વિચાર કરતાં એવો પણ ભય લાગે છે કે જૈનોની ઉપેક્ષાવૃત્તિ જ એક દિવસ એના સર્વનાશનું કારણ બનશે.

સમય અને વ્યવહારને ઘણો નીકટનો સંબંધ છે. સમયની ગતિ સાથે જો વ્યવહાર તાલ ન મિલાવે તો સમયનો જે લાભ મળવો જોઈએ તે મળી શકતો નથી.

એક વખત એવો હતો કે મોટા વરઘોડાઓ કાઢવા અથવા મોટા અનુષ્ઠાનો કરવાં કે એવા પ્રસંગો યોજવા એમાં આદર્શનો પ્રચાર થતો. અન્ય માટે એક આકર્ષણ ઊભું કરાતું અને પોતાની સંસ્કૃતિનો ફેલાવો કરી શકાતો.

એ સમય ચાલ્યો ગયો છે અને વ્યવહાર એની એ પરિપાટીમાં પુરાયેલો રહ્યો છે.

સમયની સાથે પ્રચારના માર્ગોનું જે પરિવર્તન થવું જોઈએ તે આજ થતું નથી. પરિણામ એ આવે છે કે જૈનદર્શનનો વાસ્તવિક પ્રચાર તો બાજુ પર રહ્યો પરંતુ ઘણી વાર પરિપાટીના ચોકઠામાં પુરાયેલાં પ્રચારના દેખાવો હાસ્યાસ્પદ થઈ પડતા હોય છે અથવા તો એક કાળે જે સાધનો શ્રદ્ધાનાં બીજ વાવતાં હતાં, તે જ સાધનો આજે અશ્રદ્ધા ઉત્પન્ન કરી નાખતાં હોય છે.

આજનો સમય સાહિત્યનું સર્જન માગે છે. અને તે પણ એવું કે લોકોના હૃદય પર અસર કરી જાય. લોકો સામે ભૂતકાળની ગૌરવગાથાને નવા પ્રકાશ વડે રજૂ કરે.

પરંતુ આ સત્ય જૈન સમાજને સમજાતું નથી. જૂની વાત નવી રીતે રજૂ કરવાથી જે જાગરણ ઊભું થઈ શકે છે તે કરી શકાતું નથી. કારણ કે સમય અને વ્યવહારનો મેળ રહ્યો નથી. સમય આગળ દોડે છે અને વ્યવહાર મૂક બનીને થંભી ગયો છે.

એક દાખલો આપું:

વેશભૂષામાં, રહેવાની રીતમાં કે જીવનના બીજા ભૌતિક સુખો મેળવવાના સાધનોમાં આપણે સમયના તાલ સાથે તાલ મિલાવતા હોઈએ છીએ, પરંતુ આપણી આધ્યાત્મિક સંપત્તિને આપણી જાત સામે ખુલ્લી કરવા માટે આપણે સમય સામે નજર સરખીયે કરતા નથી.

આ કેટલું વિચિત્ર છે? સીનેમાનાં ગીતો આપણાં બાળકો ગાય તે આપણને ગમે, આપણા પરિવારના સભ્યો ગમે તેવી રેઢિયાળ ફિલ્મ જોવા જાય તેમાં કશી હરકત નહિ, આપણા ઘરમાં સીનેમાનાં નટ–નટીઓનાં ચિત્રો ચમકે કે એની ચર્ચા થાય એમાં કશો દોષ નહિ, એ બધા સામે કોઈ કઈ વિરોધ કરવા જાય તો આપણે જ એને કહી નાખશું કે 'સમયની સાથે ચાલવું જ જોઈએ.'

પણ સાહિત્યસર્જનની નવી દૃષ્ટિ અપનાવવામાં જાણે આભડછેટ લાગે છે!

આપણા પ્રકાશનો સામે નજર કરો. જૈનોને ખુદને એમાં કેટલો રસ હશે, એ પણ એક શંકાનો વિષય છે.

આપણા નાનામોટા સાપ્તાહિકો કે માસિકો જુઓ. એમાં એની એ ઘરેડ ને એની એ યોજના! આપણા પ્રવચનો તરફ દૃષ્ટિ કરો. હૃદયને સ્પર્શે એવી કોઈ ખુમારી નહિ!

પછી આધ્યાત્મિક વિષયની મસ્તી જામે કેવી રીતે? શું વરઘોડામાં વાગતાં વિવિધ વાદ્યોના નાદમાંથી એ મસ્તી નીકળવાની છે? શું સમયના પરિહાસ સમા કેટલાક જીતવાણી રિવાજોમાંથી એની પિપાસા જાગવાની છે?

ના...હરગીઝ નહિ.

કારણકે સમય બદલાયો છે...એનાં સાધનો પણ બદલાવવાં પડશે.

તત્ત્વ, સત્ય કે હેતુ કદી જૂના બનતા નથી, આ વાત પ્રથમ લક્ષ્યમાં રાખજો. પરંતુ પ્રચારના સાધનો કાળે કાળે અવશ્ય બદલાય છે. બદલાવ્યા વગર આગળ વધી શકાતું નથી.

અને કમનસીબે આ સત્ય આજ પણ આપણને સમજાતું નથી. આ સત્યને અપનાવવા જતાં જૈનદર્શનના કોઈ પણ આદર્શનું નથી અપમાન થવાનું કે નથી ખૂન થવાનું, બલ્કે આદર્શને વેગ મળવાનો છે, કારણ કે આજનો સમય ગઈ કાલ કરતાં સાવ નિરાળો છે; જુદો છે, વિચિત્ર પણ છે.

ગઈ કાલનો સમય શ્રદ્ધાનાં બીજ વાવવા માટે જેટલો સરલ હતો તેટલો સરલ આજનો સમય નથી. આજ તો જડ વિજ્ઞાનની પાંખે સમય ઊડી રહ્યો છે. આધ્યાત્મિક તેજની ધારાઓને પગ તળે કચડી રહેલા આજના વિનાશક વિજ્ઞાનની આગે ચારે દિશાઓને આવરી લીધી છે.

અને તેથી જ આજે સમય માગે છે પ્રચારના સાધનોનું પરિવર્તન–સાહિત્યનું નવનિર્માણ અને જડ વિજ્ઞાનના ડાકડમાળને ચુપ કરી દે તેવી તેજસ્વી રજૂઆત!

જો આ વાત આજે આપણે નહિ વિચારીએ તો આવતી કાલે આપણો સમાજ આજના જડવિજ્ઞાનની જ્વાળાઓમાં ઘેરાઈ જશે અને સંભવ છે કે આપણા ગૌરવની રાખ પણ આપણે આપણી ભાવિ પેઢીને આપી શકીશું નહિ. •

★

# શ્રી સૂર્યપુરનો શ્રમણસમુદાય

સંચયકાર : શ્રી ડાહ્યાભાઈ રતનચંદ કીનારીવાળા સુરત

સંવત ૨૦૧૫ મહા સુદ ૫ (વસંત પંચમી) તા ૧૨-૨-૫૯

| અનુ-ક્રમ | જ્ઞાતિનામ | સાધુ દેવગત | સાધુ હયાત | સાધ્વી દેવગત | સાધ્વી હયાત | કુલ્લે સંખ્યા | પદવીધર સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી વીશાઓસવાલ (સુરતી) | ૧ | ૮ | ૮ | ૨૪ | ૪૧ | ૧ પન્યાસ |
| ૨ | શ્રી વીશાશ્રીમાળી (સુરતી) | ૨ | ૧૦ | ૧ | ૨૨ | ૩૫ | ૧ ગણી |
| ૩ | શ્રી વીશાપોરવાડ (સુરતી) | ૧ | ૪ | ૪ | ૭ | ૧૬ | ૨ પન્યાસ |
| ૪ | શ્રી વીશાશ્રીમાળી (તલવદા) | ૧ | ૩ | ૪ | ૧૨ | ૨૦ | ૦ — |
| ૫ | શ્રી દશાઓસવાલ (સુરતી) | ૪ | ૧ | ૫ | ૧ | ૧૧ | ૦ — |
| ૬ | શ્રી લાડવાશ્રીમાળી (સુરતી) | ૦ | ૧ | ૧ | ૩ | ૫ | ૦ — |
| ૭ | શ્રી દશાશ્રીમાળી (અમદાવાદી) | ૨ | ૨ | ૧ | ૬ | ૧૧ | ૦ — |
| ૮ | શ્રી દશાશ્રીમાળી (વાગડાત) | ૦ | ૦ | ૧ | ૨ | ૩ | ૦ — |
| ૯ | શ્રી દશાશ્રીમાળી (ઘંઘારિયા) | ૦ | ૦ | ૦ | ૨ | ૨ | ૦ — |
| ૧૦ | શ્રી દશાશ્રીમાળી (ગોહીલવાડી) | ૧ | ૩ | ૦ | ૧ | ૫ | ૦ — |
| ૧૧ | શ્રી દશાશ્રીમાળી (ઝાલાવાડી) | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ આચાર્ય |
| ૧૨ | શ્રી વીશાપોરવાડ (મારવાડી) | ૧ | ૬ | ૩ | ૬ | ૧૬ | ૦ — |
| ૧૩ | શ્રી વીશાઓસવાળ (મારવાડી) | ૧ | ૩ | ૦ | ૧ | ૫ | ૨ પન્યાસ |
| | | | | | | | ૧ પન્યાસ |
| | કુલ્લે સંખ્યા | ૧૪ | ૪૨ | ૨૮ | ૮૭ | ૧૭૧ | ૭ પદવીધર |

કુલ્લે ૫૬ સાધુ + ૧૧૫ સાધ્વી પદવીધર-૭

## જ્ઞાતિ-વીશાઓસવાલ (સુરતી) સાધુ-સંખ્યા

| અનુ-ક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનારનું નામ | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉમર | દીક્ષા સંવત | સંઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી પદ્મમુનિજી | શ્રી ફકીરભાઈ અભેચંદ | શા. અમીચંદ અભેચંદ ગો કાયચ મહોલ્લો | ૩૪ | ૧૯૫૬ | શ્રી મોહનલાલજી મહારાજ |
| ૨ | પં મહિમાવિજયજી | શ્રી મોતીચંદ જેચંદભાઈ | શા જેચંદભાઈ દયાચંદ ગો ઓસવાળ મહોલ્લો | ૨૨ | ૧૯૮૬ | આ શ્રી લબ્ધિ સૂરીશ્વરજી |
| ૩ | શ્રી લલીતાંગવિજયજી | શ્રી લખમીચંદ રૂપચંદ | શા રૂપચંદ લલ્લુભાઈ ગો ઓસવાળ મહોલ્લો | ૨૩ | ૧૯૮૯ | ,, ,, ,, |
| ૪ | શ્રી જિતેંદ્રવિજયજી | શ્રી જેચંદભાઈ જીવણચંદ | શા જીવણચંદ નવલચંદ ગો ઝવેરી બજાર | ૨૫ | ૧૯૯૦ | ,, ,, ,, |
| ૫ | શ્રી મનોજ્ઞસાગરજી | શ્રી ઉત્તમચંદ મોતીચંદ | શા મોતીચંદ ગુલાબચંદ ગો કાજીમેદાન | ૨૦ | ૧૯૯૩ | આ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી |

| અનુ-<br>ક્રમ | દીક્ષાનું<br>નામ | દીક્ષા લેનારનું નામ | કુટુંબના મુખ્ય<br>પુરુષનું નામ | દીક્ષા<br>ઉમર | દીક્ષા<br>સવંત | સંઘાડાના મુખ્ય<br>આજ્ઞાવર્તી |
|---|---|---|---|---|---|---|
| ૬ | શ્રી જિનભદ્રવિજયજી | શ્રી જીવણચંદ<br>ધરમચંદ | શા. ધરમચંદ ઉદેચંદ<br>ગો. મેઈનરોડ | ૬૦ | ૧૯૯૮ | શ્રીદર્શનવિજયજી<br>ત્રિપુટી |
| ૭ | શ્રી અભ્યુદયસાગરજી | શ્રી અમરચંદ<br>ઉત્તમચંદ | શા. ઉત્તમચંદ માનચંદ<br>ગો. મોટા રસ્તા | ૨૦ | ૨૦૦૬ | આ. શ્રી સાગરા-<br>નંદસૂરીશ્વરજી |
| ૮ | શ્રી નંદીષેણસાગરજી | શ્રી નેમચંદ<br>મોતીચંદ | શા. મોતીચંદ ગુલાબચંદ<br>ગો. કાજી મેદાન | ૪૧ | ૨૦૧૧ | ,, ,, ,, |
| ૯ | શ્રી બળભદ્રસાગરજી | શ્રી બાપુભાઈ<br>બાનુભાઈ | શા. બાનુભાઈ નવલચંદ<br>ગો. વખારવાળો ખાંચો | ૪૦ | ૨૦૧૧ | ,, ,, ,, |

## —: શ્રી વીશાઓસવાલ (સુરતી) જ્ઞાતિ સાધ્વી-સંખ્યા :—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી હીરશ્રીજી | શ્રી હીરાકોરબેન<br>ફકીરચંદ | શ્રી ફકીરભાઈ અભેચંદ<br>ગો. કાયચ મહોલ્લો | ૩૨ | ૧૯૫૮ | આ. સિદ્ધિસૂરી-<br>શ્વરજી |
| ૨ | શ્રી ખાંતિશ્રીજી | શ્રી પરસનબેન<br>નવલચંદ | શ્રી નવલચંદ ઉદેચંદ | ૨૨ | ૧૯૫૮, | ,, ,, |
| ૩ | શ્રી જતનશ્રીજી | શ્રી હીરાકોરબેન<br>કાળિદાસ | શ્રી ડાહ્યાભાઈ કાળિદાસ<br>દેસાઈ પોળ | | | ,, ,,<br>,, ,, |
| ૪ | શ્રી જયંતશ્રીજી | ,, ખીમકોરબેન<br>અભેચંદ | ,, અભેચંદ મૂળચંદ<br>દેસાઈ પોળ | ૩૫ | ૧૯૭૧ | ,, ,, |
| ૫ | શ્રી અશોકશ્રીજી | ,, પરસનબેન<br>પ્રેમચંદ | ,, પ્રેમચંદ કાળિદાસ<br>ગોપીપુરા | | ૧૯૮૦ પહેલાં | ,, ,, |
| ૬ | ,, હેમશ્રીજી | ,, ડાહીબેન<br>કલ્યાણચંદ | ,, કલ્યાણચંદ સોભાગચંદ<br>ગોપીપુરા | | ૧૯૮૦ પહેલાં | આ. સાગરા-<br>નંદસૂરીશ્વરજી |
| ૭ | ,, ખાંતિશ્રીજી | ,, કાન્તાબેન<br>ચુનીભાઈ | ,, ચુનીલાલ ખુશાલચંદ<br>ગોપીપુરા | ૨૧ | ૧૯૭૯ | ,, ,, |
| ૮ | ,, ધરમશ્રીજી | ,, પ્રભુનકોરબેન<br>ફકીરચંદ | ,, ફકીરચંદ નેમચંદ<br>ગો. માળી ફળિયા | ૫૦ | ૧૯૮૬ | ,, ,, |
| ૯ | ,, વિબુધશ્રીજી | ,, વિમલાબેન મૂળચંદ | ,, મૂળચંદ કેશરીચંદ<br>ગો. જૂની અદાલત | ૧૮ | ૧૯૮૬ | આ. સિદ્ધિસૂરી-<br>શ્વરજી |
| ૧૦ | ,, નિર્મલાશ્રીજી | ,, નેમકોરબેન<br>નગીનચંદ | ,, નગીનચંદ ખુશાલચંદ<br>વખારવાળા, ગોપીપુરા | ૩૫ | ૧૯૮૭ | આ. સાગરાનંદ<br>સૂરીશ્વરજી |
| ૧૧ | ,, કમલશ્રીજી | ,, કંચનબેન હીરાચંદ | ,, હીરાભાઈ મગનભાઈ<br>ગો. મોટી પોળ | ૨૦ | ૧૯૮૮ | આ. સિદ્ધિસૂરી-<br>શ્વરજી |
| ૧૨ | ,, ચંદ્રાશ્રીજી | ,, રૂખમણીબેન<br>કલ્યાણચંદ | ,, કલ્યાણચંદ નગીનચંદ<br>ગોપીપુરા | ૪૨ | ૧૯૯૦ | આ. સાગરાનંદ<br>સૂરીશ્વરજી |

| અનુક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનારનું નામ | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉમર | દીક્ષા સંવત | સંઘાડાના મુખ્ય આચાર્યો |
|---|---|---|---|---|---|---|
| ૧૩ | ,, મનોરમાશ્રીજી | ,, મગનબેન ગણુભાઈ ભણુશાલી | ,, ગણુભાઈ દીપચંદ ભણુશાલી | ૫૦ | ૧૯૯૨ | આ. સિદ્ધિસૂરીશ્વરજી |
| ૧૪ | ,, જયપ્રભાશ્રીજી | ,, જસવંતીબેન જીવણચંદ | ,, જીવણચંદ નવલચંદ ગો. ઝવેરીબજાર | ૨૦ | ૧૯૯૬ | આ. નીતિસૂરીશ્વરજી |
| ૧૫ | ,, દીનેન્દ્રશ્રીજી | ,, વીજકોરબેન છગનભાઈ | ,, છગનભાઈ મણુભાઈ ગો. મોટી પોળ | ૩૫ | ૧૯૯૬ | આ. સિદ્ધિસૂરીશ્વરજી |
| ૧૬ | ,, સૂર્યપ્રભાશ્રીજી | ,, મંજુલાબેન હીરાચંદ | ,, હીરાચંદ અમીચંદ ગો. હાથમ મહેલ્લો | ૧૮ | ૧૯૯૯ | ,, ,, |
| ૧૭ | શ્રી જ્યેષ્ઠાશ્રીજી | શ્રી જયા રૂપચંદ | શ્રી રૂપચંદ ફકીરચંદ ગો. માળી ફળિયા | ૧૮ | ૨૦૦૪ | આ. સાગરાનંદસૂરીશ્વરજી |
| ૧૮ | ,, પ્રશમશ્રીજી | ,, પદ્માવતી ઝવેરચંદ | ,, ઝવેરચંદ પ્રેમચંદ ગોપીપુરા | ૩૦ | ૨૦૦૪ | ,, ,, |
| ૧૯ | ,, નિર્વેદશ્રીજી | ,, નવલખી લલ્લુભાઈ | ,, લલ્લુભાઈ ઘેલાભાઈ ગો. જૂની અદાલત | ૧૮ | ૨૦૦૪ | ,, ,, |
| ૨૦ | ,, સુલક્ષણાશ્રીજી | ,, શારદાબેન રૂપચંદ | ,, રૂપચંદ અભેચંદ ગો. માળી ફળિયા | ૧૫ | ૨૦૦૫ | ,, ,, |
| ૨૧ | ,, મનોજ્ઞાશ્રીજી | ,, મંજુલાબેન નવલચંદ | ,, નવલચંદ ખીમચંદ ગો. જૂની અદાલત | ૨૦ | ૨૦૦૫ | ,, ,, |
| ૨૨ | ,, શુભોદયાશ્રીજી | ,, જયા જીવણચંદ | ,, જીવણચંદ દયાચંદમલજી ગો. મેઇનરોડ | ૧૬ | ૨૦૦૫ | ,, ,, |
| ૨૩ | ,, મયણાશ્રીજી | ,, મીનાક્ષી જીવણચંદ | ,, ,, ,, | ૧૪ | ૨૦૦૫ | ,, ,, |
| ૨૪ | ,, કારુણ્યશ્રીજી | ,, ચંદ્રાવતીબેન | ,, ભગુભાઈ દીપચંદ ગો. ભૂતિયાવાસ | ૪૦ | ૨૦૦૫ | ,, ,, |
| ૨૫ | ,, પ્રભાશ્રીજી | ,, પ્રભાવતીબેન ભગુભાઈ | ,, ,, ,, | ૨૫ | ૨૦૦૫ | ,, ,, |
| ૨૬ | ,, મૃદુલાશ્રીજી | ,, મંજુલાબેન નાનાભાઈ | ,, નાનાભાઈ હીરાચંદ ગો. ગેટ સામે | ૧૯ | ૨૦૦૬ | ,, ,, |
| ૨૭ | ,, ઇંદ્રપ્રભાશ્રીજી | ,, ઇંદીરાબેન ફકીરચંદ | ,, ફકીરચંદ પ્રતાપચંદ ગો. ઓસવાલ મહેલ્લો | ૧૮ | ૨૦૦૭ | ,, ,, |
| ૨૮ | ,, વીરભદ્રાશ્રીજી | ,, વીરમતીબેન જીવણચંદ | ,, હીરાભાઈ મંછુભાઈ ગો. મોટીપોળ | ૨૦ | ૨૦૧૧ | ,, ,, |
| ૨૯ | ,, સદ્ગુણાશ્રીજી | ,, શાન્તાબેન નેમચંદ | ,, મોતીચંદ ગુલાબચંદ ગો. કાજીમેદાન | ૪૦ | ૨૦૧૧ | ,, ,, |

## —: શ્રી વીશાઓમાળી (સુરતી) જ્ઞાતિ :—સાધુસંખ્યા

| અનુક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનારનું નામ | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉંમર | દીક્ષા સંવત | સઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી પ્રતાપમુનિજી | - | | | ૧૯૮૫ પહેલાં | |
| ૨ | ,, રસીકવિજયજી | ,, રમણીકલાલ ડાહ્યાભાઇ | ,, હેમચંદ નેમચંદ | ૧૨ | ૧૯૮૭ | આ વિજયલબ્ધિ-સૂરીશ્વરજી |
| ૩ | ,, હર્ષવિજયજી | ,, ડાહ્યાભાઈ હેમચંદ | ,, ,, ,, | ૫૨ | ૧૯૮૯ | ,, ,, |
| ૪ | ,, સુશીલવિજયજી | ,, શાન્તિચંદ મગનભાઈ | ,, મગનભાઈ પરસોતમદાસ | ૨૦ | ૧૯૯૪ | ,, ,, |
| ૫ | ,, ચંદ્રોદયવિજયજી ગણી | ,, સુરચીદચંદ ચીમનલાલ | ,, ખીમચંદ સરૂપચંદ સંઘવી | ૧૬ | ૨૦૦૦ | આ વિજ્ઞાનસૂરીશ્વરજી |
| ૬ | ,, ગુણાકરવિજયજી | ,, નવીનચંદ જેચંદભાઇ | ,, હેમચંદ નેમચંદ | ૨૦ | ૨૦૦૧ | આ વિજયલબ્ધિ સૂરીશ્વરજી |
| ૭ | ,, નંદીવર્ધન સાગરજી | ,, રતનચંદ પાનાચંદ | ,, પાનાચંદ સાકરચંદ મદ્રાસી | ૨૦ | ૨૦૦૭ | આ સાગરાનંદ સૂરીશ્વ જી |
| ૮ | ,, અશોકચંદ્ર વિજયજી | ,, અમરચંદ ચીમનભાઈ | ,, ખીમચંદ સરૂપચંદ સંઘવી | ૨૫ | ૨૦૦૭ | આ વિજ્ઞાનસૂરીશ્વરજી |
| ૯ | ,, ધર્માનંદવિજયજી | ,, ફતેહચંદ ચીમનલાલ | ,, હીરાચંદ મલુકચંદ | ૨૧ | ૨૦૦૭ | આ પ્રેમસૂરીશ્વરજી |
| ૧૦ | ,, જયશેખર વિજયજી | ,, જયંતીલાલ ચીમનભાઈ | ,, , | ૨૦ | ૨૦૦૭ | ,, ,, |
| ૧૧ | ,, રાજહંસવિજયજી | ,, રજનીકાન્ત ચંપકભાઈ | ,, નવલચંદ દીપચંદ | ૧૬ | ૨૦૦૯ | ,, ,, |
| ૧૨ | ,, પ્રસન્નચંદ્ર વિજયજી | ,, ચીમનભાઇ ખીમચંદ | ,, ખીમચંદ સરૂપચંદ સંઘવી | ૬૪ | ૨૦૧૪ | આ વિજ્ઞાનસૂરીશ્વરજી |

## —: શ્રી વીશાશ્રીમાલી (સુરતી) જ્ઞાતિ સાધ્વી–સંખ્યા :—

| અનુક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનારનું નામ | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉંમર | દીક્ષા સંવત | સઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
|---|---|---|---|---|---|---|
| ૧ | પૂ. મણીશ્રીજી | | | | ૧૯૮૫ પહેલાં | |
| ૨ | પૂ. સુવ્રતાશ્રીજી | શ્રી સુભદ્રાબેન ઝવેરચંદ | શ્રી નગીનભાઈ પરસોતમભાઈ | ૧૭ | ૧૯૮૫ | આ વિજયલબ્ધિ સૂરીશ્વરજી |
| ૩ | ,, અંજનાશ્રીજી | ,, ગજરાબેન ઠાકોરભાઈ | ,, ઠાકોરભાઈ નાનચંદ | ૪૫ | ૧૯૮૫ | ,, ,, |
| ૪ | ,, હંસશ્રીજી | ,, ગુલાબબેન રૂપચંદ | ,, ખીમચંદ કલ્યાણચંદ જરીવાળા | ૪૦ | ૧૯૮૬ | આ સાગરાનંદ સૂરીશ્વરજી |
| ૫ | ,, સુમિત્રાજી | ,, રતનબેન હેમચંદ | ,, મૂલચંદ ભાઈચંદ | ૪૫ | ૧૯૮૮ | ,, ,, |
| ૬ | ,, ઉમંગશ્રીજી | ,, વિલાસબેન જેચંદભાઈ | ,, હેમચંદ નેમચંદ | ૨૪ | ૧૯૮૯ | આ વિજયલબ્ધિ સૂરીશ્વરજી |

| અનુ-ક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનારનું નામ | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉંમર | દીક્ષા સંવત | સંઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
|---|---|---|---|---|---|---|
| ૭ | શ્રી ત્રૈલોક્ય પ્રભાશ્રીજી | ,, ચંદ્રાવતીબેન ઝવેરચંદ | ,, ઝવેરભાઈ અમીચંદ | ૩૫ | ૧૯૯૬ | આ. સાગરાનંદ સૂરીશ્વરજી |
| ૮ | ,, સદ્ગુણાશ્રીજી | ,, સુભદ્રાબેન છોટુભાઈ | ,, હીરાચંદ મલુકચંદ | ૨૦ | ૨૦૦૦ | ,, ,, |
| ૯ | ,, ધ્વજપ્રભાશ્રીજી | ,, લીલાવંતીબેન મોતીચંદ | ,, દયાચંદ પાનાચંદ | ૪૬ | ૨૦૦૨ | આ. વિજયલબ્ધિ-સૂરીશ્વરજી |
| ૧૦ | ,, આત્મપ્રભાશ્રીજી | ,, નિર્મલાબેન ચુનીલાલ | ,, ચુનીલાલ વીરચંદ | ૨૦ | ૨૦૦૪ | ,, ,, |
| ૧૧ | ,, દિવ્યપ્રભાશ્રીજી | ,, કાન્તાબેન ચુનીલાલ | ,, ચુનીલાલ વીરચંદ | ૧૮ | ૨૦૦૪ | ,, ,, |
| ૧૨ | ,, હર્ષપ્રભાશ્રીજી | ,, જશવંતી ચંપકલાલ | ,, નવલચંદ દીપચંદ | ૧૮ | ૨૦૦૫ | ,, ,, |
| ૧૩ | ,, રક્ષાશ્રીજી | ,, પુષ્પાબેન હીરાભાઈ | ,, હીરાભાઈ ઘેલાભાઈ | ૨૦ | ૨૦૦૫ | આ. સિદ્ધિસૂરીશ્વરજી |
| ૧૪ | ,, કીર્તિશ્રીજી | ,, કુસુમબેન જ઼ભુભાઈ | ,, મગનલાલ દેવચંદ | ૨૦ | ૨૦૦૫ | |
| ૧૫ | શ્રી પ્રિયંકરાશ્રીજી | શ્રી કુસુમબેન સુંદરલાલ | શ્રી ઉત્તમચંદ કાશાભાઈ | ૨૭ | ૨૦૦૭ | આ. સાગરાનંદ-સૂરીશ્વરજી |
| ૧૬ | ,, જિનેન્દ્રશ્રીજી | ,, કાન્તાબેન બાપુભાઈ | ,, ઉત્તમચંદ રૂપચંદ | ૧૮ | ૨૦૦૮ | આ. લબ્ધિસૂરી-શ્વરજી |
| ૧૭ | ,, નયાનંદશ્રીજી | ,, રમીલાબેન ચીમનલાલ | ,, હીરાચંદ મલુકચંદ | ૨૦ | ૨૦૦૭ | આ. સિદ્ધીસૂરી-શ્વરજી |
| ૧૮ | ,, જયાનંદશ્રીજી | ,, જયવંતીબેન ચીમનલાલ | ,, ,, ,, | ૧૨ | ૨૦૦૭ | ,, ,, |
| ૧૯ | ,, મધુરકલાશ્રીજી | ,, કાન્તાબેન છોટુભાઈ | ,, ,, ,, | ૧૮ | ૨૦૦૯ | ,, ,, |
| ૨૦ | ,, મહાનંદશ્રીજી | ,, મોતીકોરબેન ચીમનભાઈ | ,, ,, ,, | ૫૨ | ૨૦૧૦ | ,, ,, |
| ૨૧ | ,, કીર્તિસેવાશ્રીજી | ,, કોકિલાબેન ચીમનભાઈ | ,, ,, ,, | ૧૮ | ૨૦૧૦ | ,, ,, |
| ૨૨ | ,, જયસેવાશ્રીજી | ,, જયાબેન ચીમનભાઈ | ,, ,, ,, | ૧૬ | ૨૦૧૦ | ,, ,, |
| ૨૩ | ,, પ્રદ્યાતાશ્રીજી | ,, પ્રમીલાબેન ખીમચંદ | ,, ખીમચંદ ચુનીલાલ | ૧૯ | ૨૦૧૧ | આ. સાગરાનંદ-સૂરીશ્વરજી |

| અનુ ક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનારનું નામ | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉમર | દીક્ષા સંવત | સંઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
|---|---|---|---|---|---|---|
| ૧૩ | ,, શુભંકરાશ્રીજી | ,, સુલોચના પ્રેમચંદ | શ્રી પ્રેમચંદ સવાઈચંદ | ૧૩ | ૨૦૦૮ | આ. લબ્ધિ સુરીશ્વરજી |
| ૧૪ | ,, જયંતપ્રભાશ્રીજી | ,, વીણાબેન બાલુભાઈ | ,, બાલુભાઈ ઉત્તમચંદ | ૧૬ | ૨૦૧૧ | આ વલ્લભ સુરીશ્વરજી |
| ૧૫ | ,, વિનયધર્મશ્રીજી | ,, વાસતી પ્રેમચદ | ,, પ્રેમચંદ નાનાભાઈ | ૧૯ | ૨૦૧૨ | આ. સાગરાનન્દસૂરીશ્વરજી |
| ૧૬ | ,, પ્રિયધર્મશ્રીજી | ,, પ્રેમલતા પ્રેમચંદ | ,, પ્રેમચંદ નાનાભાઈ | ૧૭ | ૨૦૧૨ | ,, |

—: શ્રી દશાઓસવાલ નાણાવટી (સુરતી) જ્ઞાતિ સાધુસંખ્યા :—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | પં. નીતિવિજયજી | | શ્રી નારણદાસ મછરૂવાળા | | ૧૯૧૩ | શ્રી મણીવિજયજી ગણીના ગુરુ |
| ૨ | શ્રી સિદ્ધિવિજયજી મુન્શી | ,, સરૂપભાઈ તારાચંદ | ,, તારાચદ ભુખણદાસ | ૪૦ | ૧૯૫૦ પહેલાં | |
| ૩ | ,, મોતીસાગરજી | ,, નાથુભાઈ ડાહ્યાભાઈ | ,, ડાહ્યાભાઈ | | ,, | |
| ૪ | ,, ચરણવિજયજી | ,, ચંદુલાલ તલકચદ | ,, તલકચદ નેમચદ તબોલી | ૨૫ | ૧૯૮૪ | આ પ્રેમસૂરીશ્વ-જી |
| ૫ | ,, પૂર્ણાનંદવિજયજી | ,, જગદીશ કીકાભાઈ | ,, કીકાભાઈ છગનલાલ | ૨૫ | ૨૦૦૪ | શ્રી પૂર્ણાનંદ વિજયજી |

—: સાધ્વીસમુદાય :—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ,, ઉત્તમશ્રીજી | ,, ઉજમબેન અમરચંદ | ,, અમરચદ વખતચદ | | ૧૯૫૦ પહેલાં | |
| ૨ | ,, ચતુરશ્રીજી | ,, નવલબેન તુલસીદાસ | ,, તુલસીદાસ મોતીચદ | | ,, | |
| ૩ | ,, યોગશ્રીજી | ,, મણીબેન સરૂપભાઈ | ,, તારાચદ ભુખણદાસ | ૩૮ | ,, | |
| ૪ | ,, સુભદ્રાશ્રીજી | ,, તેજકોરબેન કીકાભાઈ | ,, કીકાભાઈ કલાણચંદ | ૨૩ | ૧૯૫૭ | |
| ૫ | ,, મગળશ્રીજી | ,, મંગલાબેન નવલચદ | ,, ઘેલાભાઈ અમન્ચદ ટોપીવાળા | ૨૫ | ૧૯૭૯ | |

—: શ્રી લાડવા શ્રીમાળી (હરિપુરા) જ્ઞાતિ સાધુસંખ્યા :—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી શાંતિપ્રભવિજયજી | શ્રી ગુલાબચંદ નાથુભાઈ | શ્રી નાથુભાઈ | ૬૫ | ૧૯૯૭ | આ. દર્શન-સૂરીશ્વરજી |

સાધ્વીસમુદાય

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી પ્રમોદશ્રીજી | શ્રી ચદીબેન વજેચદ | શ્રી વજેચદ લાલચંદ | ૭૧ | ૧૯૭૭ | આ. સિદ્ધિ સૂરીશ્વરજી |
| ૨ | ,, તરુણપ્રભાશ્રીજી | ,, તનમનબેન નાનચદ | ,, નાનચદ કીકાભાઈ | ૩૮ | ૨૦૦૨ | આ. કેશર સૂરીશ્વરજી |
| ૩ | ,, સુલસાશ્રીજી | ,, સવીતાબેન તારાચદ | ,, તારાચદ કીકાભાઈ | ૬૦ | ૨૦૦૪ | ,, |
| ૪ | ,, મનોહરશ્રીજી | ,, મધુબેન ઠાકોરભાઈ | ,, ઠાકોરદાસ નગીનદાસ કપ્પુવા | ૩૦ | ૨૦૦૪ | શ્રી ભક્તિસૂરીશ્વરજી |

## શ્રી દશાશ્રીમાળી-છાપરિયા શેરી ( અમદાવાદી ) સાધુસંખ્યા

| અનુક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનાર નામનું | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉમર | દીક્ષા સંવત | સંઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી વિશાલવિજયજી | શ્રી કીકાભાઈ ચીમનલાલ | શ્રી ચીમનલાલ ધરમચંદ | ૫૦ | ૨૦૦૬ | આ. નીતિસૂરીશ્વરજી |
| ૨ | ,, સદાનંદવિજયજી | ,, હીરાલાલ કાળિદાસ | ,, કાળિદાસ રતનચંદ | ૫૦ | ૨૦૦૭ | આ. પ્રેમસૂરીશ્વરજી |
| ૩ | ,, હીરણ્યપ્રભવિજયજી | ,, ભુપેન્દ્રકુમાર બાપુજી | ,, બાપુભાઈ પરસોતમદાસ | ૧૯ | ૨૦૦૩ | ,, |
| ૪ | ,, નંદીઘોષસાગરજી | ,, નટવરલાલ હરકીશનદાસ | ,, હરકીશનદાસ કલાણદાસ | ૨૯ | ૨૦૦૮ | આ. સાગરાનંદસૂરીશ્વરજી |

### —: સાધ્વીસંખ્યા :—

| અનુક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનાર નામનું | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉમર | દીક્ષા સંવત | સંઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી કલ્યાણશ્રીજી | શ્રી કાન્તાબેન ઠાકોરદાસ | શ્રી ઠાકોરદાસ જેચંદભાઈ | ૩૦ | ૧૯૬૪ | આ. સિદ્ધિસૂરીશ્વરજી |
| ૨ | ,, સ્થાનકવાસીમાં દીક્ષા લીધી છે. | ,, પાર્વતીબેન સાંકરચંદ | ,, સાંકરચંદ ઝવેરચંદ | ૩૫ | ૧૯૯૪ | |
| ૩ | ,, મહીમાશ્રીજી | ,, મોંઘીબેન છોટાલાલ | ,, છોટાલાલ ચુનીલાલ | ૫૫ | ૧૯૯૯ | આ. સિદ્ધિસૂરીશ્વરજી |
| ૪ | ,, પ્રિયલતાશ્રીજી | ,, વીરમતી બાબુભાઈ | ,, બાબુભાઈ કલાણચંદ | ૧૯ | ૨૦૦૧ | ,, |
| ૫ | ,, હેમપ્રભાશ્રીજી | ,, ઇંદીરાબેન પ્રેમચંદ | ,, પ્રેમચંદ કસ્તુરચંદ | ૧૮ | ૨૦૦૨ | ,, |
| ૬ | ,, મૃગેંદ્રશ્રીજી | ,, વિમળાબેન રતિલાલ | ,, રતિલાલ કસ્તુરચંદ | ૫૦ | ૨૦૦૪ | આ. નંતિસૂરીશ્વરજી |
| ૭ | ,, ત્રૈલોક્યપ્રભાશ્રીજી | ,, નયનબાળા મણીલાલ | ,, મણીલાલ મગનલાલ | ૨૦ | ૨૦૦૮ | આ. સિદ્ધિસૂરીશ્વરજી |

### —: શ્રી દશાશ્રીમાળી ( વોરાશાત ) સાધ્વીસંખ્યા :—

| અનુક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનાર નામનું | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉમર | દીક્ષા સંવત | સંઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી હેમશ્રીજી | શ્રી કમળાબેન કલાણચંદ | શ્રી કલાણચંદ નારણભાઈ | ૪૦ | ૧૯૫૨ | શ્રી મોહનલાલજી મહારાજ |
| ૨ | ,, સુજાતાશ્રીજી | ,, સુશીલાબેન સુરચંદ | ,, સુરચંદ હીરાચંદ | ૨૫ | ૨૦૧૧ | આ. સાગરાનંદસૂરીશ્વરજી |
| ૩ | ,, ચંદ્રપૂર્ણાશ્રીજી | ,, જયા ઇચ્છુભાઈ | ,, ઇચ્છુભાઈ નેમચંદ | ૨૦ | ૨૦૧૪ | આ. સિદ્ધિસૂરીશ્વરજી |

### :— શ્રી દશાશ્રીમાળી ( ઈડરિયા ) સાધ્વીસંખ્યા :—

| અનુક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનાર નામનું | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉમર | દીક્ષા સંવત | સંઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી સૌભાગ્યશ્રીજી | શ્રી શિવકોરબેન રૂપચંદ | શ્રી રૂપચંદ પાનાચંદ | ૧૨ | ૧૯૬૦ | શ્રી મોહનલાલજી |
| ૨ | ,, લલીનાશ્રીજી | ,, કમલાબેન જેચંદભાઈ | ,, જેચંદભાઈ ઝવેરચંદ | ૩૦ | ૧૯૮૧ | ,, |

## —: શ્રી વીશાશ્રીમાલી (ગાહીલવાડી) જ્ઞાતિ સાધુસંખ્યા :—

| અનુ-ક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લનારનું નામ | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉમર | દીક્ષા સવત | સઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રીદેવસાગરજી | શ્રી દેવચદભાઈ પરરસોતદાસ | શ્રી પરસોતમદાસ દોસી ગોપીપુરા | ૫૧ | ૧૯૮૧ | આ સાગરચદ્ર સૂરિજી |
| ૨ | આ શ્રી હેમ સાગરજી | ,, હીરાચદ દેવચદ | ,, દેવચદ પરસોતમદાસ | | ૧૯૮૪ | ,, ,, |
| ૩ | શ્રી અમરચદ્ર સાગરજી | , અમરચદ દેવચદ | ,, ,, ,, | | ૧૯૮૪ | ,, ,, |
| ૪ | ,, અભિનદન સાગરજી | ,, લખમીચદ ખેચરદાસ | , ખેચરદાસ માણેકચદ | ૪૬ | ૨૦૦૭ | ,, ,, |

### —: સાધ્વીસમુદાય :—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ,, ધર્મપ્રભાશ્રીજી | ,, રસીલા બાવચદ | ,, બાવચદ ઝવેરચદ વડાચૌટા | ૧૯ | ૨૦૧૪ | આ મોહનસૂરિજી |

## —: શ્રી દશાશ્રીમાલી (ઝાલાવાડી) સાધુસંખ્યા :—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ,, સિદ્ધિચદ્ર વિજયજી | ,, ગોવીંદજી કસ્તુરચદ | ,, કસ્તુરચદ રતનશી ગોપીપુરા | ૫૦ | ૨૦૦૭ | આ વિજ્ઞાનસૂરિજી |

## —. શ્રી વીશાપોરવાડ (મારવાડી) જ્ઞાતિ સાધ્વીસંખ્યા :—

| અનુ ક્રમ | દીક્ષા નામ | દીક્ષા લેનારનું નામ | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉમર | દીક્ષા સવત | સઘાડાના મુખ્ય પુરુષનું નામ |
|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી રજનશ્રીજી | ,, રતનબેન રણછોડજી | , રણછોડભાઈ દેનાજી સગરામપુરા | ૫૦ | ૧૯૭૮ | આ કમળવિજયજી |
| ૨ | ,, દર્શનશ્રીજી | ,, ડાહીબેન જીવણભાઈ | ,, જીવણભાઈ દેવાજી સગરામપુરા | ૫૦ | ૧૯૮૫ | આ સિદ્ધિસૂરીશ્વરજી |
| ૩ | ,, રમણીકશ્રીજી | ,, રૂખમણીબેન | ,, ડાહ્યાભાઈ ચતરાજી સગરામપુરા | ૩૫ | ૧૯૯૭ | શ્રી મોહનલાલજી મહારાજ |
| ૪ | ,, કનકપ્રભાશ્રીજી | ,, કમળાબેન | , રણછોડ ગુલાબચદ | ૩૫ | ૨૦૦૦ | પહેલાં |
| ૫ | ,, ગુણશ્રીજી | ,, ગુલાબબેન | ,, વીરચદ શામજી નવાપુરા | ૫૦ | ૧૯૮૫ | ,, મોહનલાલજી મહારાજ |
| ૬ | | ,, ગજરાબેન | ,, છગનલાલ ફકીરચદ સગરામપુરા | ૪૨ | ૧૯૯૭ | |
| ૭ | શ્રી વિનોદશ્રીજી | ,, સુરજબેન નાનચદ | ,, નાનચદ પ્રેમચદ | | ૧૯૯૫ | |
| ૮ | ,, જયતશ્રીજી | ,, જીવોહરબેન | ,, છગનલાલ ઝવેરચદ નવાપુરા | ૫૫ | ૧૯૯૫ | આ સિદ્ધિસૂરીશ્વરજી |
| ૯ | ,, કનકપ્રભાશ્રીજી | ,, કુંવરબેન પાનાજી | ,, થાનાજી સગરામપુરા | | ૨૦૦૦ | |

## —: સાધુસંખ્યા :—

| અનુક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનારનું નામ | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉંમર | દીક્ષા સંવત | સંઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| ૧ | શ્રી સુમતિવિજયજી | ,, ધનજીભાઈ નાયચંદ | ,, રાયચંદ મેઘાજી | ૪૫ | ૧૯૯૦ પહેલાં | આ સિદ્ધિસૂરીશ્વરજી |
| ૨ | પ. પ્રવીણવિજયજી | ,, છગનભાઈ ગુલાબચંદ | ,, ગુલાબચંદ જગાજી | ૩૫ | ૧૯૮૩ | આ લબ્ધિસૂરીશ્વરજી |
| ૩ | શ્રી વિજયચંદ્ર વિજયજી | ,, બાપુભાઈ લલ્લુભાઈ | ,, લલ્લુભાઈ રતનચંદ | ૪૦ | ૨૦૦૪ | આ નેમિસૂરીશ્વરજી |
| ૪ | ,, નરેશસાગરજી | ,, હરજીભાઈ ગેમાજી | ,, ગેમાજી મોતીજી | ૫૯ | ૨૦૦૩ | આ સાગરાનંદસૂરીશ્વરજી |
| ૫ | ,, નંદનસાગરજી | ,, લખમીચંદ ગુલાબચંદ | ,, ગુલાબચંદ મોતીજી | ૫૯ | ૨૦૦૩ | ,, ,, |
| ૬ | ,, પ. કુમુદચંદ્ર વિજયજી | ,, છગનલાલ | ,, છગનલાલ ફકીરચંદ | ૪૫ | ૧૯૯૭ | આ વિજ્ઞાનસૂરીશ્વરજી |
| ૭ | ,, નાગેન્દ્રસાગરજી | ,, કાન્તિલાલ ડાહ્યાભાઈ | ,, ડાહ્યાભાઈ | ૩૦ | ૨૦૦૪ | આ સાગરાનંદસૂરીશ્વરજી |

### શ્રી વીશાઓસવાલ ( મારવાડી ) સાધુસંખ્યા

| અનુક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનારનું નામ | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉંમર | દીક્ષા સંવત | સંઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| ૧ | શ્રી અમૃતસાગરજી | શ્રી ખીમચંદ હાંસાજી | શ્રી હાંસાજી જેઠાજી | ૨૦ | ૧૯૭૮ | શ્રી સાગરાનંદસૂરીશ્વરજી |
| ૨ | ,, પ. નિપુણમુનિજી | ,, નવનચંદજી | ,, ખેતાજી ખરતાજી | ૨૪ | ૧૯૮૪ | શ્રી મોહનલાલજી |
| ૩ | ,, ચિદાનંદવિજયજી | , ચીમનલાલ હીરાચંદ | , હીરાચંદ હાંસાજી | ૩૦ | ૨૦૦૩ | ,, |
| ૪ | ,, મુગેન્દ્રમુનિજી | ,, મહેન્દ્રકુમાર ચીમનલાલ ,, | , | ૯ | ૨૦૦૩ | ,, |

### સાધ્વીસંખ્યા

| અનુક્રમ | દીક્ષાનું નામ | દીક્ષા લેનારનું નામ | કુટુંબના મુખ્ય પુરુષનું નામ | દીક્ષા ઉંમર | દીક્ષા સંવત | સંઘાડાના મુખ્ય આજ્ઞાવર્તી |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| ૧ | શ્રી વીનીતાશ્રીજી | ,, શ્રી ગજરાબેન ચીમનલાલ | શ્રી હીરાચંદ હાંસાજી | ૨૮ | ૨૦૦૩ | આ લબ્ધિસૂરીશ્વરજી |



# અજિત–શાંતિ–સ્તવ–વાચના
## ઉર્ફે રચનાની શૈલી



★ લેખક : શાહ ગોરધનભાઈ વીરચંદ : મુંબઈ ★

મુંબઈ–ગુજરાતી સાહિત્ય–પરિષદની એક બેઠક વખતે પ્રો. બર્વેએ 'શાર્દુલ વિક્રિડિત' છંદને કલ્યાણ રાગમાં ગાયો. શ્રી નરસિંહરાવ દીવેટિયાએ પાસે બેઠેલા એક એમ. એ થયેલા વિદ્વાનને પૂછ્યું 'આ કયો રાગ ગાયો?' ઉત્તર મળ્યો 'શાર્દુલ વિક્રિડિત!' આમાં કેવી ગેરસમજ હતી તેનું નિરાકરણ શ્રી દીવેટિયા કરે છે.

આવી જ જાતની ગેરસમજ આપણી પ્રતિક્રમણ–ક્રિયા અંગેના સૂત્રોમાં ચાલતી આવી છે એ સૂત્રોમાંના ગદ્યપદ્ય વિભાગનાંના કોઈ અજ્ઞાની આપણને સાચી માહિતી નથી, તેમ તે માટે કોઈ જાગૃતિ નથી એટલે શબ્દોને ગમે તેમ ગોખી, ફાવે તેમ ઉચ્ચારીએ છીએ ગદ્યને પદ્યનું રૂપ આપી અને પદ્યને ગદ્યનું યા રાગનું રૂપ આપી ઉચ્ચાર–બંધારણના સુશ્લિષ્ટ નિયમનો ભંગ કરી આપણે કોઈ મહાસિદ્ધિ પ્રાપ્ત કરવાનો ગર્વ અનુભવીએ છીએ પણ તજ્જન્ય શાસ્ત્રોનો અભ્યાસ જો આપણે કરીએ તો પોતાની વાસ્તવિકતાની પ્રતીતિ આપ મેળે થઈ જાય અને ગર્વ ઓગળી જાય!

અમેળ રચના એ ગદ્ય અને મેળબદ્ધ રચના એ પદ્ય, આ વ્યાખ્યા છંદશાસ્ત્રના અસાધારણ વિદ્વાન સ્વ શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે એલ્ફિન્સ્ટન કોલેજમાંની ઠક્કર વ્યાખ્યાનમાળાના આશ્રયે આપેલાં "પદ્ય રચનાની ઐતિહાસિક સમાલોચના" નામનાં વ્યાખ્યાનો જે પુસ્તકાકારે છપાયાં છે, તેમાં કરી છે. અને ગદ્ય લાગતી પંક્તિઓ અસલમાં કેવી પદ્ય રૂપે છે, તે પણ આ પીઠ પંક્તિ દાખવા દલીલોથી સમજાવ્યું છે

પદ્યનો ઉપયોગ, વિષયને સંક્ષિપ્તમાં ઘટાવવા તથા તેમાંના યમકાદિ કારણોને લઈ મુખપાઠ કરવામાં સુગમતા હોવાથી દરેક જાતના લખાણો માટે તેના લેખકો કરતા આવ્યા છે પણ કાવ્યરચના માટે—તેમાં કાવ્યત્વના ગુણો લાવવા માટે—પદ્યનો જ આશ્રય મુખ્ય છે આમ છતાં ગદ્યને પણ કોઈ કોઈ વખત પસંદગી મળે છે અને તેનો દાખલો બાણભટ્ટની કાદમ્બરી જાણીતો છે અને સંગીતને પણ આ સ્થાન માફક છે જયદેવ કવિનું ગીત–ગોવીંદ એ પંક્તિનું કાવ્ય છે અને જેનું રસપાન શ્રી કેશવલાલ ધ્રુવ જેવા રસજ્ઞ કવિએ એ કૃતિને ગૂજરાતીમાં અનુવાદિત કરી કરાવ્યું છે

અજિત–શાંતિ–સ્તવ એ એક પદ્ય કાવ્ય કૃતિ હોઈ તે વિવિધ છંદોમાં વિભક્ત થયેલી છે કર્તાએ સ્તવમાં છંદનાં નામો આપેલાં છે. પણ પઠનપાઠન કરવાવાળા અને બોલનારાઓ આ વસ્તુસ્થિતિ ન સમજતાં અજ્ઞાન તથા અવગણનાથી આ પદ્યોને મનસ્વીપણે તે તે પદ્યોનાં નામોને તેમાં ભેળવીને–ઉચ્ચારી ગાહા, સિલોગો, વેઢ્ઢઓ, રયણમાલા વગેરે વગેરે અનેક છંદોના ભડાગ રૂપ તેની સમૃદ્ધિનો, તેમાંના અર્થનો, શબ્દ 'માધુર્ય'નો, 'પદલાલિત્યનો, રસપ્રવાહનો અને રમણીય રૂપનો નાશ કરે છે ત્યારે સમજદારના હૃદયને આઘાત થયા સિવાય રહેતો નથી.

શબ્દોના લઘુ, ગુરુ ઉચ્ચાર પૂર્વક નિયત યતિ (વિશ્રામ) સ્થાનવાળી રચના તે છંદ અને સા, રિ, ગ, મ, પ, ધ, નિ આ સાત સ્વરોને લંબાવવા ટૂંકાવવાથી બનતી રચનાન્તે રાગ આ રીતે આ બે વચ્ચેનો ભેદ નહિ સમજવાનું આ પરિણામ છે.

છંદોના ઉચ્ચારણ વખતે છંદનું નામ બોલવામાં આવે તો જો તે અક્ષર-મેળ છંદ હોય તો અક્ષરો વધે છે અને માત્રા-મેળ હોય તો માત્રાઓ વધે છે. આથી છંદોભંગ થાય છે, ખોટે સ્થાને યત્ન પડે છે, અર્થમાં વિક્ષેપ કરે છે, રસક્ષતિના પ્રસંગો વારંવાર આડા આવી ઊભા રહે છે અને ઉચ્ચાર-શુદ્ધિ જે આનું મૂળ છે, તે સચવાતું નથી. આ દોષપરંપરાઓ સામાન્ય જન તો શું પણ જેઓ વિદ્વાનો છે તેમના લક્ષ ઉપર લાવવા છતાં તેઓના લક્ષમાં આવતી નથી.

આની પ્રતીતિ એ રીતે થઈ કે, આ વાત મેં એક સુજ્ઞ મુનિશ્રી આગળ પ્રસંગવશાત્ મૂકી. તેઓનો અભિપ્રાય થયો કે આચાર્યથી આદેશ થવો જોઈએ. આ ઉપરથી મેં સારા આગમાદિ શાસ્ત્રોના પંડિત અને સરળ પ્રકૃતિના તે વખતના ઉપાધ્યાયશ્રીને જિજ્ઞાસા ભાવે આ વિષે પૂછ્યુ. શાંતિથી સાંભળી તેમણે ઉત્તર આપ્યો કે, 'અજિત-શાંતિ-સ્તવ એ મંત્રમય રચના છે. એટલે આ નામો મંત્રમય કેમ ના હોય?' એક બહુશ્રુત અગ્રગણ્ય આચાર્ય આગળ આ વાત કાઢી તો તેમનું કહેવું થયુ કે, 'જે રૂઢ થયું છે તે યથાવત્ જ રહેવું જોઈએ.' એટલે મે કહ્યુ કે, 'જે તે સ્થિતિમાં પડી રહેવું તે જડતા છે, તો તમો નાક, કાન કાપી બીજે ચોટાડો તે સુધારો ના કહેવાય?' કેટલાકોએ જેઓ તેમાં પારગત છે, તેઓએ જે છે તે બરાબર છે એમ ભારપૂર્વક કહ્યું. એક આચાર્ય છંદ એ રાગ જ છે બીજું શું છે? એમ એક પાસે બેઠેલા ભાઈ સામું જોઈ બોલ્યા. તે ભાઈ મારા સામું જોઈ હસવા લાગ્યા!

સ્વતંત્ર વિચાર કરી વસ્તુના યથાર્થ સ્વરૂપને તારવનાર વિદ્વાનો આ ઉપર શો પ્રકાશ પાડે છે તે જાણવાના હેતુથી જાણીતા પુરાતત્ત્વના વિદ્વાન આગળ આ વાત કાઢી, તો કહે, જે રૂઢી છે તે છે. આ વાતનું કાંઈ મહત્ત્વ નથી. છંદો, તેની માત્રાઓ, શબ્દો એ બધો ગણતરીનો વિષય છે, ગણિતાનુયોગ છે. આ સામે કહેવાનું કે સ્વ. શ્રી કેશવલાલ ધ્રુવે, કવિ કાળિદાસના વિક્રમોર્વશીય નાટકનુ 'પરાક્રમની પ્રસાદી' નામ આપી ગૂજરાતીમાં પરિવર્તન કર્યું છે, તેમાં કાળિદાસના દેશ, કાળના નિર્ણયની ગવેષણા કરતો જે નિબંધ જોડયો છે, તેમાં કાળિદાસના રઘુવંશ અને બુદ્ધ અશ્વઘોષના બુદ્ધ ચરિતમાંના અનુષ્ટુપની માત્રાઓ અંગે જે વિચારપરંપરા કાળિદાસના કાળ-નિર્ણય અંગે રજૂ કરી છે, તે આ માત્રાગણતરી પુરાતન શોધખોળ માટે કેટલું અગત્યનું સાધન હોઈ શકે છે તે તરફ લક્ષ પહોચાડવું જોઈએ. ટૂંકામાં મેં આ વિશે જાણીતા આચાર્યો, મુનિઓ સાથે વિચાર-વિનિમય કર્યો. ખુલાસો એમ મળ્યો કે જે રૂઢી છે તેમ ચાલવા દેવી એમાં માત્ર શ્રી ન્યા. ન્યા. મુનિશ્રી ન્યાયવિજયજી અપવાદ હોઈ મારા મતને અનુકૂળ વિચાર પ્રદર્શિત કર્યો કે હું વર્ષારંભે માંગલિક સંભળાવતાં અજિત-શાંતિ-સ્તવમાંના છંદોનાં નામ બાદ કરી તે સ્તોત્ર બોલું છું. વાચકોને અહીં યાદ દેવડાવવાની જરૂર છે કે મુનિશ્રી સસ્કૃત ભાષાના શ્રેષ્ઠ કવિ છે. ભાષા અને કાવ્ય તથા છંદશાસ્ત્રના અસાધારણ પંડિત શ્રી નરસિંહરાવ દીવેટિયાએ એમના સ્મરણ-મુકુરમાં એ મુનિશ્રીનું પ્રતિબિંબ ઝીલતાં એમના તરફથી તેમને મળેલી અધ્યાત્મતત્ત્વાવલોકની કૃતિમાંના કાવ્યત્વને પ્રતિબિંબિત કર્યું છે. તે ઉપર નજર નાખવાથી પુરવાર થશે.

હવે આપણે આપણા શાસ્ત્રો તરફ વળીએ. શ્રી વિશેષ આવશ્યક મહાભાષ્ય જે મહાશાસ્ત્ર છે, જેના રચયિતા શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ છે, તેઓ શ્રુતાધિકારમાં છંદ શું છે? તેની શુદ્ધિનું મહત્ત્વ કેટલું છે? તે માટે જે કહે છે તે જુઓ:

अक्खर लंभेण समाऊण हिया होंति मईविसेसेहिं ।
तेऽवि य मई सिसेसे सुयनाणब्भंतरे जाण ॥ ગાથા. ૧૪૩ ॥

જેમ અંગ તે અંગની અભ્યંતર ગણાય છે તેમ શ્રુત પણ શ્રુતની અભ્યંતર જ કહેવાય છે. એ કારણથી **અભ્યંતર શબ્દ મૂળમાં ગ્રહણ કર્યો છે અથવા તો છંદોભંગ ન થાય તે માટે ગ્રહણ કર્યો છે.**

मन्ताइ नियमाणं पडिपुण्णं छंदसाऽऽवडन्येणं ।
ना करताइ सदोसं पुण्ण मुदताइ घोसेहि ॥ ગાથા ૮૫૬ ॥

" છંદવડે માત્રાદિ નિયત માનયુક્ત " હોય તે સત્રથી પરિપૂર્ણ – પૂર્વે શિક્ષાકાળે અધ્યાપકે કરેલા ઘોષયુક્તનો – શીખ્યા પછી પુનરાવૃત્તિ કરતાં પણ તેના જ ઘોષથી બોલે.

શ્રુતજ્ઞાનાધિકાર ગાથા ૯૯૯ નું વિવરણ:–૩૨ દોષ રહિત શ્રુત તે લક્ષણયુક્ત કહેવાય. તેમાં દોષ **૧૬મો એ કે જ્યાં આર્યાછંદનું પદ કહેવાનું હોય ત્યાં વૈતાલીયનું કહે તો અપદોષ.**

તો આપણે મનસ્વીપણે પદ્યોચ્ચારણ કેવી રીતે ઉચિત કોટીમાં ગણી શકાય? વસંતતિલકા વૃત્ત હોય અને તેની જાણ માટે વસંતતિલકા સાથે લખ્યું હોય તે પદ્યમાં ભેળવી બોલીએ તો તેનું કેવું હાસ્યજનક રૂપ પ્રગટ થાય! વિશેષ આવશ્યકમાંના ગણધરવાદના અનુવાદમાં પંડિત દલસુખભાઈ માલવણિયાએ શ્રીજિનભદ્રાચાર્યનો પરિચય આપતાં પુરાતત્ત્વવેત્તા શ્રીજિનવિજયજીની 'જીતકલ્પસૂત્ર'ની પ્રસ્તાવનામાંથી તેમના અભ્યાસનો ઉતારો આપ્યો છે, તેમાં તેમનામાં અનેક શાસ્ત્રો સાથે છંદશાસ્ત્રમાં અનુપમ પાંડિત્ય હોવાનું કહ્યું છે. વડોદરામાં રહેતા પંડિત શ્રી લાલચંદભાઈ આગળ બનેલી વાત કરતાં શ્રી સાગરાનંદસૂરિએ શોધેલી છંદાનુશાસનની છાપેલી પ્રત તેમણે મને બતાવી. છંદોનો શાસ્ત્રીય અભ્યાસ પરાપૂર્વથી થતો આવ્યો છે તે શ્રી યશોવિજયોપાધ્યાયની છંદ ચૂડામણિ ટીકા ઉપરથી પ્રસિદ્ધ થાય છે. તે પછીના શ્રીવિજયલક્ષ્મી-સૂરિના ભણેલા શાસ્ત્રોની નામાવલીમાં છંદશાસ્ત્રનું પણ નામ છે. શ્રીપદ્મવિજયગણિ, પંડિત વીરવિજયજી વગેરેની કૃતિઓમાં પણ તેમની છંદોમાં નિપુણતાની પ્રતીતિ થાય છે.

છંદો, તેનું બંધારણ અને ઉચ્ચારણ અંગે આધુનિક ઘણી ચર્ચાઓ થઈ છે. નવા નવા છંદપ્રયોગો થયા છે. શ્રી કેશવલાલ ધ્રુવે છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ – અમદાવાદની બેઠકમાં તેમણે રચેલા વનવેલી છંદને મોહક રીતે ઉચ્ચારી બતાવ્યો હતો. તેમણે પદ્યરચનાના પ્રકારની પુસ્તિકા લખી આ વિષયના જ્ઞાનમાં સારી પૂરતી કરી છે. શ્રી બલવંતરાય ઠાકોરે નવો પૃથ્વીછંદ વગેરે રચી લિરિક ઉર્મિકાવ્યની તેમને લખેલી ચોપડીમાં અભ્યાસપૂર્ણ ચર્ચા કરી છે. શ્રી મગનભાઈ પટેલે 'અભિજ્ઞાન શાકુંતલ' નાટકના અનુવાદમાં રચેલી ગીતિઓ ઉપર ચર્ચાપત્ર લખી અનાર્યે (તે અરદેશર ખબરદાર હોવા જોઈએ) જગાડેલી ચર્ચા, તે ઉપરથી ગીતિનું સ્વરૂપ શ્રી નરસિંહરાવે બહાર લાવવું અને ગુલબંકાવલી છંદસોનેટ; વળી મહાકવિ શ્રી નાનાલાલની અપદ્યાગદ્ય શૈલી; આ બધા ઉપર વિચાર કરીશું તો પદ્ય, તેનું બંધારણ અને ઉચ્ચારણની ખરી દિશાનું જ્ઞાન તેમાંથી પ્રાપ્ત થશે અને છંદ અને રાગ એક છે તે ભ્રમણા દૂર થશે.

આપણે આ પ્રમાણે ઉચ્ચારના નિયમની વાત કરીને હ્રસ્વ, દીર્ઘ, વર્ણોચ્ચાર–શુદ્ધિ શું છે? અને તેના ઉપર જે ખાસ લક્ષ આપવામાં આવ્યું છે, તેનું કારણ; તે જાણવા માટે મહર્ષિ શ્રી હરિભદ્રની યોગ-વિંશિકા અને તે ઉપરની ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજીની ટીકામાં નજર કરીએ.

ગાથા ૨માં યોગના સ્થાન, વર્ણ, અર્થ, સાલંબન અને અનાલંબન આમ યોગના પાંચ ભેદ જોયા પછી

अरिहंत चेइयाण करेमि उस्सग्ग एवमाइय ।
सद्धा जुत्तस्स तहा होइ जहत्थ पयन्नाणं ॥ १० ॥

एय चउत्थालवण-जोगवओ पायम विवरीय तु ।
इयरेसिं ठाणाइसु, जत्त पराण परसेय ॥ ११ ॥

इह राउ कायवासिय पाय अहवा महामुसावाओ ।
ता अणुरूवाण चिय, कायव्वो एय विन्नासो ॥ १२ ॥

વ્યાખ્યા-(ટીકા) तथा तेन प्रकारेणोचार्यमाण स्वरसपन्मात्रादि शुद्ध स्फुट वर्णानुपूर्वी लक्षणेन-'यथार्थ' **अभ्रान्त पदज्ञान भवति, परिशुद्धपदोच्चारे दोपाभावे सति परिशुद्धपदज्ञानस्य** थावा सामग्री मात्राधीनत्वादितिभाव ॥ १० ॥ ...'इतरेषा' अर्थालम्बन योगाभाववतामेतच्चैत्यवन्दनसूत्रपदपरिज्ञान, 'स्थानादिपु यत्नावता' गुरुपदेशानुसारेण विशुद्धस्थानवर्णोद्यमपरायणानामर्थालम्बनयोगयोश्च तीव्रस्पृहावता 'पर' केवल श्रेय', अथालम्बनयोगाभावे वाचनाया प्रच्छनाया परावर्तनाया पाततत्पदपरिज्ञानस्यानुपेक्षाऽसंव-लितत्वेन "अनुपयोगोद्रव्यम्" ॥ ११ ॥ .... इहराटत्ति । 'इतरथा तु' अर्थालम्बनयोगाभाववता स्थानादि यत्नाभावे तु तद् चैत्यवदनानुष्ठान ( આ એક દષ્ટાંત છે ) 'कायवासितप्राय' सम्मूर्च्छनज प्रवृत्ति तुल्य कायचेष्टत प्राय .. यत एव स्थादि यत्नाभाव वतोऽनुष्ठाने महादोष ......॥ १२ ॥

(૧) કાયોત્સર્ગ, પર્યંકાસન, પદ્માસન આદિ સ્થાન કહેવાય છે (૨) પ્રત્યેક ક્રિયા આદિ સમયે જે સૂત્ર બોલવામાં આવે છે, અર્થાત વર્ણ યા શબ્દ તેને વર્ણ કહે છે અને (૩) અર્થ તે સૂત્રના અર્થનું જ્ઞાન **સ્વર** ( ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત ) સંપદા ( વિશ્રાંતિસ્થાન ) માત્રા ( હ્રસ્વ, દીર્ઘ, પ્લુત ) આદિના નિયમથી શુદ્ધ વર્ણોનું સ્પષ્ટ ઉચ્ચારણ એ વર્ણયોગ છે. જે વર્ણયોગનું ફલ યથાર્થ પદજ્ઞાન છે આ જ વાત ન્યાયાચાર્યે પોતાના જ્ઞાનસાર અષ્ટક ૨૭, યોગાષ્ટક શ્લોક ૧ થી ૮માં કહી છે એટલે જ્યારે કોઈ શ્રદ્ધાવાન વ્યક્તિ 'અરિહંત ચેઈયાણં કરેમિ કાઉસ્સગ્ગં' ઈત્યાદિ ચૈત્યવંદન સૂત્રનો યથાવિધિ ( શુદ્ધ ) ઉચ્ચાર કરે છે ત્યારે તેના શુદ્ધ ઉચ્ચારથી સૂત્રના પદોનું યથાર્થ જ્ઞાન થાય છે (૧૦) એ યથાર્થ પદજ્ઞાન અર્થ તથા આલંબન યોગવાળાને ઘણું કરીને અવિપરિત ( સાક્ષાત્ મોક્ષ આપવા ) હોય છે તેમ અર્થ તથા આલંબન યોગરહિત કિંતુ **સ્થાનવર્ણ** યોગવાળાને કેવળ શ્રેય ( પરંપરાએ ) મોક્ષ દેવાવાળુ હોય છે (૧૧) જે વ્યક્તિ અર્થ, આલંબન, આ બે યોગથી શૂન્ય હોઈ સ્થાન તથા વર્ણયોગથી પણ શૂન્ય હોય તેનું અનુષ્ઠાન કાયિક ચેષ્ટામાત્ર – અર્થાત્ નિષ્ફળ છે.. (૧૨)

આટલા વિવેચન પછી નક્કી એ થશે કે પદોને મનસ્વીપણે ઉચ્ચારવા એ ખોટી – અજ્ઞાન મૂલક – રીત છે આ સ્થિતિને માન્ય – ચાલુ રાખવા કરતાં :

मुत्तूण लोगसन्न, उड्ढूण य साहु समयसब्भाव ।
सम्म पयट्टियव्व, बुहेण मइनिउण बुद्धि ए ॥ १६ ॥

ટીકા–'मुत्तूण' त्ति । मुक्त्वा । लोक सज्ञा । "लोक एव प्रमाण" इत्येव रूपा शास्त्रनिरपेक्षां मति 'उड्ढूणय'त्तिवोढा' શાસ્ત્રની પરવા ન કરતા મનાનુમનિક લોકપ્રવાહને પ્રમાણભૂત માનવી તે લોક સંજ્ઞા એવી લોકસંજ્ઞાને છોડી શાસ્ત્રના શુદ્ધ રહસ્યને સમજી વિચારશીલ લોકોએ અત્યંત સૂક્ષ્મ બુદ્ધિથી શુદ્ધ પ્રવૃત્તિ કરવી જોઈએ ( યોગવિંશિકા કાર અને તેના ટીકાકાર )

— તો પછી —

यच्चासमजसमिह छन्द शब्दसमयार्थतो मयाभिहितम् ।
पुनापराधवत्तन्मर्षयितव्य बुधै सर्वम् ॥ ३१२ ॥

[ જુઓ અનુસંધાન પાન ૭૮ પર ]

# જૈન ધર્મની વિશેષતા



લેખક : કેશવલાલ મો. શાહ એલએલ. બી. મુંબઈ

[ શ્રી ધાર્મિક શિક્ષણસંઘ યોજિત વકૃત્વ-હરીફાઈમાં આ નિબંધના વક્તા શ્રી બાલચંદ્ર અમૃતલાલે ત્રીજું ઇનામ મેળવ્યું હતું. ]

धम्मो मंगल मुक्किट्ठ अहिंसा संजमो तवो ।
देवावि तं नमसंति जस्स धम्मे सयामणो ॥

આ દુનિયામાં દરેક જીવ સુખ ઇચ્છે છે અને તે માટે દુઃખનિવારણ કરી ઇષ્ટપ્રાપ્તિ કરવા પ્રયત્ન કરે છે. અનાદિકાળથી જીવમાત્રની આ પ્રવૃત્તિ અવિરત, અસ્ખલિત ગતિએ ચાલતી આવી છે. પરંતુ પ્રત્યેક જીવને આ સુખરૂપી ધ્યેય સિદ્ધ શી રીતે કરવું અને સાચું સુખ કયું તેનું જ્ઞાન ન હોવાથી પાંચ ઇંદ્રિયોના ૨૬ વિષયો પાછળ દીપકમાં પતંગિયું, કમળમાં ભ્રમર, કાગળની માયાવી હાથણી પાછળ કામવિહ્વળ બની આલિંગન લેવા દોડતો હાથી, મોરલીના નાદ પાછળ સાપ યા હરણિયું અને માછીમારની જાળમાં લટકતા મીઠાઈના ટુકડા પાછળ દોડતું માછલું; આ બધાની જેમ સુખની ભ્રાન્તિમાં દોડી છેવટે દારુણ દુઃખને ભેટે છે.

સાચું સુખ કયું ? શી રીતે મળે ? કોણે મેળવ્યું ?

સાચું સુખ તે જ કે જે આવ્યા પછી જાય નહિ. જેની પ્રાપ્તિ, ભોગવટો કે પરિણામમાં સુખ જ હોય. આવું અમર સુખ, અમર આત્મા જ મેળવી શકે. નહિ કે ક્ષણીક નાશવંત શરીર.

સુખ 'મંગલ'થી જ મળી શકે. મંગલ દુઃખનો નાશ કરી સુખને શીઘ્ર મેળવી આપે છે. અહિંસા, સંયમ અને તપથી સુશોભિત ધર્મ ઉત્કૃષ્ટ મંગલ છે અને તે પણ ૨×૨=૪, ૪×૪=૧૬, ૧૬×૧૬=૨૫૬ની જેમ ગુણોત્તર વૃદ્ધિ પામતું મંગલ. આવા ધર્મનું પાલન જેમ વધે તેમ સુખ પણ ગુણોત્તર દૃષ્ટિએ વધે અને દુઃખમાં સુરંગ સુરાય. આવો ધર્મ જેના હૃદયમાં વસ્યો તેને દેવો પણ નમસ્કાર કરે છે. ઉપરનો "માંગલિક" શ્લોક એ જ જૈન ધર્મની સર્વોત્તમ વિશિષ્ટતા છે. આ છે જીવમાત્રની ધ્યેય સુખની, ખૂબ સહેલી અને શીઘ્ર સિદ્ધિ.

સાચા માર્ગના જ્ઞાન પછી, અનેક ભવોની આરાધના પછી, ઉન્નતિના પંથે આગળ વધતા જીવ આ અહિંસા, સંયમ અને તપના અવલંબનથી શુદ્ધ નિર્મળ આત્મા પરમાત્મા – રાગદ્વેષ રહિત તીર્થંકર પરમાત્મા—બન્યા અને ઉત્કૃષ્ટ અમર સુખ પ્રાપ્ત કર્યું અને જગતના જીવમાત્રને પોતાના જેવા સુખી અને સ્વતંત્ર બનાવવાની ભાવનાથી માર્ગ બતાવ્યો. આ છે જૈન ધર્મ, જ્યાં નથી નાત, જાત, બાળ, યુવાન, વૃદ્ધ, સ્ત્રી, પુરુષના ભેદભાવ.

પૂર્વપુરુષોએ કહ્યું તે જ સાચું હોય તેમ આ વૈજ્ઞાનિક જમાનામાં કેમ મનાય ? શી ખાતરી કે જૈન ધર્મના પ્રરૂપકોએ પોતાના જ ધર્મ પ્રત્યે પક્ષપાત-રાગ દાખવી પોતાના જ ધર્મનાં વખાણ કર્યાં નહિ હોય ?

શંકા બરાબર છે. જૈન ધર્મના પ્રરૂપકો રાગદ્વેષ રહિત હતા, વીતરાગ હતા અને સાધના દ્વારા મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય તથા કેવળજ્ઞાન—સર્વોત્કૃષ્ટ જ્ઞાન પ્રાપ્ત કરી સર્વજ્ઞ બનેલા હતા. હાથમાં રહેલા

આમળાની જેમ સ્પષ્ટપણે જગતનું અવલોકન કરી નિષ્પક્ષ રીતે સકળ વિશ્વને સુખી કરવાની શુભ ભાવનાથી ધર્મ પ્રરૂપ્યો, તેથી ઉપરની શંકાને સ્થાન રહેતું નથી.

આમ છતાં વ્યવહારમાં બજારમાં સોનું ખરીદવા નીકળીએ ત્યારે તેને કસી, છેદી, તપાવીને બધી રીતે કસોટી કરીને ખરીદીએ છીએ જૈનધર્મ પણ શા માટે આ બધી કસોટીમાંથી પસાર ન થાય? સુવર્ણને સુવર્ણ કહેવા માત્રથી તે સુવર્ણ બની જતું નથી. પણ સુવર્ણ કસોટીમાંથી પસાર થાય તો જ તેને સુવર્ણ કહેવાય તેમ જૈન ધર્મ પણ વિધિપ્રતિષેધ વાક્યોરૂપ કસ, તેને અનુકુળ ક્રિયાઓ રૂપ છેદન, અને જીવનનું નિત્ય-અનિત્ય સ્વરૂપ સમજાવવા રૂપી તાપ; આ ત્રણે કસોટીમાંથી પસાર થાય છે અને તેથી જ જૈનધર્મ એ સૌથી મહાન યુક્તિમય અને વૈજ્ઞાનિક ધર્મ છે જ્યાં દરેક કાર્ય માટે કારણ હોય જ જ્યાં અંધશ્રદ્ધાને જરાપણ સ્થાન નથી

આ છે જૈનધર્મની મુખ્ય વિશિષ્ટતાઓ. હવે આપણે વિગતવાર તેની વિશિષ્ટતાઓ જોઈએ

**અહિંસા:**—જગતના તમામ ધર્મોએ અહિંસા સ્વીકારી છે, પણ તે નીતિરૂપે. "હું કોઈનું ખરાબ કરીશ તો તે મારું પણ ખરાબ કરશે' તે દષ્ટિથી અને તે પણ મર્યાદિત ક્ષેત્ર સુધી. જ્યારે જૈન ધર્મે અહિંસાને નિઃસ્વાર્થભાવે આવા ઉદાર કરુણભાવથી સ્વીકારી છે અને જૈન તીર્થંકરોની સર્વજ્ઞતા, પરિપૂર્ણ જ્ઞાનને લીધે અતિ સૂક્ષ્મતમ જીવવિજ્ઞાન પ્રરૂપાયુ. જ્યાં હિંસાનો નિષેધ કેવળ માનવ પૂરતો મર્યાદિત નથી પણ અતિ સૂક્ષ્મ નિગોદથી માંડી એકેન્દ્રિય (પૃથ્વી, પાણી વનસ્પતિ, વાયુ, અગ્નિ) પંચેન્દ્રિય (નારકી પશુ, દેવ, મનુષ્ય) સુધી વિધેયાત્મક અને નિષેધાત્મકરૂપે મન, વચન અને કાયાથી કરું નહિ, કરાવું નહિ અને કરનારને અનુમોદું નહિ આમ ત્રિકરણ યોગે પ્રસર્યો.

આ જીવવિજ્ઞાનને આજે આધુનિક વિજ્ઞાન પણ પૂરવાર કરતુ આવે છે જેથી હવે પ્રત્યક્ષરૂપે પણ જૈન તીર્થંકરોની સર્વજ્ઞતા પૂરવાર થતી જાય છે

આવો વ્યાપક કરુણાભાવ બીજે ક્યાંય જોવા મળશે? આવુ જીવન જીવવા માટે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ આદર્શ જીવવાની કળા બતાવી, અભક્ષ્ય-ભક્ષ્ય, પેયાપેય, કર્તવ્ય-અકર્તવ્યનો વિવેક બતાવ્યો અને આ અહિંસાને વ્યવહારુ બનાવી.

**કર્મવાદ:** "કાર્ય હોય ત્યાં કારણ હોવુ જ જોઈએ." Every effect have must a Cause" વિજ્ઞાનનો આ નિયમ જૈનદર્શને તો પહેલેથી જ સ્વીકાર્યો છે

જગતની અનેકવિધ વિચિત્રતાઓ દા ત–એક જ્ઞાની બુદ્ધિશાળી, બીજો મૂર્ખ; એક વસ્તુનું સ્વરૂપ તુરત જ જોઈ શકે, બીજામાં જરાપણ શ્રદ્ધા જ ન હોય; એક શ્રદ્ધા–ચારિત્રમાં ઊંચે જ પ્રગતિ કરતો હોય અને બીજો તેનાથી ઊલટી દિશામાં જ જાય; એકને સુખ કે દુઃખ બંનેમાં શાંતિ, બીજાને સુખ કે દુઃખમાં ભયંકર અશાંતિ; એક શ્રીમંત, સ્વરૂપો, સુમધુર કંઠવાળો, બીજો દીન–ગરીબ, રોગી કુરૂપી, કર્કશ કંઠવાળો, એક ઉચ્ચ કુટુંબમાં જન્મે બીજો નીચ કુળમાં જન્મે, એક લાંબુ આયુષ્ય ભોગવનાર બીજો બાળ કે યુવાવસ્થામાં જ મૃત્યુને ભેટનાર; એકનો જીવનમાર્ગ સરળ, બીજાને વારંવાર વિઘ્નો. આ બધી વિચિત્રતાઓનાં કારણો શું? જૈનદર્શને આનો જવાબ અનુક્રમે કર્મના આઠ પ્રકાર (૧) જ્ઞાનાવરણીય (૨) દર્શનાવરણીય (૩) વેદનીય (૪) મોહનીય (૫) નામ (૬) આયુ (૭) ગોત્ર (૮) અંતરાય અને તેની ઉત્તર પ્રકૃતિઓ, સ્થિતિ, રસ, પ્રદેશ અને પ્રકૃતિ આ ચાર રીતે થતો આત્માનો બંધ આ કર્મવિજ્ઞાનથી સચોટ રીતે આપ્યો છે. આત્માને કર્મનો બંધ મનના પરિણામ પર–રાગદ્વેષ પર જ છે અને તેથી જ મનશુદ્ધિ પર ખુબ ભાર

મૂકયો છે. આનંદઘનજી મહારાજના કહેવા પ્રમાણે "મન સાધ્યું તેણે સઘળું સાધ્યું" તે સાચું જ છે. આ કર્મવિજ્ઞાનના જ્ઞાનથી માનવી પોતાના સુખદુઃખનો કર્તા પોતે જ છે, બીજા તો માત્ર નિમિત્ત માત્ર છે, એ સમજે છે. આથી વૈરભાવ નાશ પામે છે–મૈત્રીભાવ વૃદ્ધિ પામે છે. પુણ્યથી સુખ, પાપથી દુઃખ; આ સમજથી સુખી થવા માટે સદાચાર વધે છે, દુઃખથી બચવા દુરાચાર ઘટે છે. આર્ત, રૌદ્ર ધ્યાનથી બચવા આ લોકમાં પરમશાંતિ, સંતોષ અને પરલોકમાં દેવલોકનાં અને યાવત્ મોક્ષરૂપી સુખ મળે છે. અને આની પ્રાપ્તિ માટે નિરાશાવાદ દૂર થતાં પ્રચંડ પુરુષાર્થવાદ પ્રગટે છે.

ઈશ્વરદશાએ પહોંચતાં પહેલાં તેમના છેલ્લા ભવમાં તીર્થંકર પરમાત્માઓને પણ કર્મે છોડયાં નથી. ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં સંગીતના તાનમાં મસ્ત બનેલા શૈયા-પાલકોના કાનમાં સીસું રેડાવનારને પ્રભુ મહાવીરના ભવમાં કાનમાં ખીલા ઠોકયા "હે ઇંદ્ર! ચક્રવર્તી કે તીર્થંકર પણ આયુષ્યની એક પણ ક્ષણ વધારવાને સમર્થ નથી.' પ્રભુ મહાવીરના આ શબ્દો કર્મની કેવી નિષ્પક્ષતા પુરવાર કરે છે!

જગતનું સાચું સ્વરૂપદર્શન જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષરૂપી નવ તત્ત્વો તેમજ ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ, જીવ અને કાળ રૂપી ષડ્દ્રવ્યોમાં મળે છે.

મોક્ષ એટલે શું? મોક્ષ એટલે, આત્માને પાપરૂપી લોખંડની બેડી, યા પુણ્યરૂપી સોનાની જંજીરમાંથી મુક્ત કરી શાશ્વત સુખ, જ્યાં નથી દેહ અને જન્મ, જરા, મરણરૂપી વિષયક, જંજીરોથી પૂર્ણ સ્વતંત્રતા અને અનંત જ્ઞાન, દર્શન ચારિત્રમાં સ્વરૂપ રમણતા એક જ જેની વિશિષ્ટતા છે–તે પરમ શાંતિ.

**ચૌદ ગુણસ્થાનકો:**—પણ આવું સ્થાન મેળવવું શી રીતે? જૈન દર્શન માત્ર આદર્શ બતાવીને ચૂપ રહ્યું નથી પણ તેને સિદ્ધ કરવા વ્યવહારિક માર્ગો પણ બતાવ્યા છે. આત્માને મોક્ષરૂપી ધ્યેય સિદ્ધ કરવા ચૌદગુણસ્થાનકો રૂપી ચૌદ પગથિયાંવાળી સીડી જૈનદર્શને બતાવી છે. આત્માની ગુણયોગ્યતા વધતાં પાત્રતા વધે છે, અને તે મુજબ તે આગેકૂચ કરતો જાય છે. પ્રથમ ગુણસ્થાનકથી ચૌદમા ગુણસ્થાનકે પહોંચી તે નિર્મળ પરમાત્મા–સિદ્ધ બને છે.

**ઈશ્વર:**—જૈનદર્શનમાં સરમુખ્યતારશાહીને- ઈજારાને સ્થાન નથી. અહીં તો સંપૂર્ણ લોકશાહી–સમાજવાદ–સામ્યવાદ પ્રવર્તે છે. અને તેથી જ ઈશ્વરને અહીં કર્તા તરીકે સ્વીકાર્યો નથી. કારણ કે જો ઈશ્વર કર્તા હોય તો કર્તાનો કર્તા કોણ? કર્તૃત્વનું કારણ શું? એકને સુખી ને બીજાને દુ:ખી બનાવવામાં ઈશ્વરને શું પ્રયોજન? જો કુતૂહલ–રાગદ્વેષ બુદ્ધિ હોય તો તેને ઈશ્વર કહેવાય શી રીતે? આમ પ્રશ્નોની પરંપરા ઊઠે છે. અર્થાત્ ઈશ્વરનું કર્તૃત્વ વૈજ્ઞાનિક અને યુક્તિમય નથી.

દરેક જીવ સ્વપુરુષાર્થ દ્વારા કર્મમુક્ત થઈ સ્વયં ઈશ્વર બની શકે છે, એ જૈન ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે. આથી જ જૈનદર્શનમાં ઈશ્વર એ માર્ગદર્શક ભોમિયો, પ્રેરક આત્માનો આદર્શ અરિસો છે. તેમના અવલંબનથી ગુણરાગથી સ્વયગુણ પ્રગટે અને આત્મા ઈશ્વર બને તે પૂરતી જ ભક્તિ છે.

આ ઉપરાંત જૈનસાહિત્યના (૧) કથાનુયોગ (૨) દ્રવ્યાનુયોગ (૩) ચરણ-કરણાનુયોગ (૪) ગણિતાનુયોગ પણ ખૂબ બુદ્ધિગમ્ય અને યુક્તિતર્ક સંમત છે.

જૈનધર્મની ત્રીજી મોટી વિશેષતા તેની વિશાળતા છે અને તે છે તેનો સ્યાદ્વાદ. સ્યાદ્વાદ એટલે વસ્તુના અનેક ધર્મોના પરસ્પર વિરોધ બતાવ્યા વિના સમન્વય કરી તેને અનેક અપેક્ષાઓથી જોવું તે. તેનું સંપૂર્ણ સ્વરૂપ સમજી શકાય તે માટે સાત આંધળા અને હાથી અને ઢાલની બે બાજુ આ બધા ઉદાહરણો પ્રખ્યાત છે.

સ્યાદ્વાદને લીધે જ જૈનદર્શન સાગર જેવું છે. જે જગતની અન્ય બધી દર્શનરૂપી નદીઓને પોતાનામાં

સમાવી શકે છે આ દૃષ્ટિબિંદુનો સ્વીકાર થાય તો વ્યક્તિ, કુટુંબ, સમાજ, રાષ્ટ્ર કે સમસ્ત વિશ્વમાંથી ક્લેશ, કંકાસ, ઝગડા, યુદ્ધ અદૃશ્ય થાય અશાંતિની હોળી હોલવાઈ જાય. અને રોગ શોક, ચિંતારૂપી દારુને કાયમનો દેશવટો હોય

જૈનદર્શનની વિશેષતા, વિશાળતા–ઉદારતા તેના ગુણાનુરાગ અને નહિ કે વ્યક્તિરાગ પર સર્વોત્કૃષ્ટ શીખરે પહોંચી છે અને તે ઉદારતા મહામંત્ર નવકારમાંથી મળે છે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ આ પંચ પરમેષ્ઠિઓ ગુણને લીધે જ છે, નહિ કે વ્યક્તિને લીધે. ચંડાળ મેતારજ ગુણપ્રાપ્તિને લીધે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી સિદ્ધ બની શકે સ્ત્રી હોવા છતા મલ્લિકુંવરી તીર્થંકર બની શકે છે. ક્યાં છે આમાં ન્યાત, જાત કે લિંગના ભેદ?

જૈનધર્મમાં દેવ, ગુરુ, ધર્મની વ્યાખ્યા પણ જુઓ, દેવ તે જ કે જે:

सर्वज्ञो जितरागादि दोषस्त्रैलोक्य पुजित
यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वरः ॥

ભાષાંતર:—જે સર્વજ્ઞ છે, જેણે રાગાદિ દોષોને જીત્યા છે, જે ત્રણ લોકમાં પૂજાય છે, જે પદાર્થોને જેવા છે તેવા રૂપે કહે છે તે દેવ, 'અર્હત્' પરમેશ્વર કહેવાય છે.

ગુરુ તે જ કે જે:

महाव्रतधराधीरा भैक्षमात्रोपजीविनः ।
सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ॥

પંચમહાવ્રતધારી, ધીર, માત્ર ભિક્ષાથી જ નિર્વાહ કરનારા, સમભાવમાં સ્થિત, સાચા ધર્મના ઉપદેશક છે તેઓ જ ગુરુ કહેવાય.

ધર્મ તે જ કે જે—

दुर्गतिप्रपतत् प्राणिधारणा धर्म उच्यते ।
संयमादिदशविध सर्वज्ञोक्तो विमुक्तये ॥

દુર્ગતિમાં પડતા પ્રાણીને ધારણ કરે–બચાવે તે અને મોક્ષ પ્રાપ્તિ માટે સર્વજ્ઞોએ બતાવેલો સંયમાદિ દશ પ્રકારનો ધર્મ છે.

સાચો જૈન તે જ કે જેણે ભૂતકાળમાં વિષય–કષાયરૂપી આંતરશત્રુઓને હણ્યા છે, યા પ્રયત્ન કર્યો છે, યા આકાંક્ષા સેવી છે, યા વર્તમાનમાં તેવો પ્રયત્ન કરે છે, યા આકાંક્ષા સેવે છે, યા ભાવિમાં પ્રયત્ન કરવા મહેચ્છા સેવે છે

આ સર્વે વ્યાખ્યાઓમાં ગુણવત્તા એ એક જ પાગદીશી છે

શ્રાવક "અભંગદુવારા" રખેને કોઈ અતિથિ પાછો જાય ન તે લક્ષથી શ્રાવક બારણાં ખુલ્લાં રાખીને જમે, અતિ ગરમ ધોધી ચોપડેલી રોટલી અને વગર ફાટેલું વસ્ત્ર મળે એટલે શ્રાવક સંતોષ માને, કારણ કે 'પરિગ્રહ ત્યાં જ પાપ' જૈનદર્શનનો આ મુખ્ય સિદ્ધાંત કેટલો વ્યાપક અને કરુણાવાળો છે!

खामेमि सव्वजिवे सव्वे जिवा खमंतु मे ।
मित्ती मे सव्वभूएसु वेरं मज्झ न केणई ॥

[ જુઓ અનુસંધાન પાન ૭૮ પર ]

# જૈન સાહિત્યના પ્રકાશનનોની મુખ્ય પ્રકાશક સંસ્થાઓની યાદી અને માહિતી

★ ★ ★

[ નીચે જણાવેલી સંસ્થાઓ ઉપરાંત અનેક પ્રકાશન સંસ્થાઓ અને સીરીઝ અસ્તિત્વમાં હશે. અમારી જાણમાં જેટલી જેટલી સંસ્થાઓ છે તેના નામો નીચે રજૂ કરવામાં આવ્યાં છે. જે વાચકો અને વિદ્વાનોને વધુ નામોનો ખ્યાલ આવે તેઓ અમોને જણાવશે તો તેથી એક સંપૂર્ણ યાદિ તૈયાર થશે. " કેશરી " ]

| સંસ્થાઓનાં નામ | ગામ |
|---|---|
| શ્રી ગુજરાત વિદ્યાસભા | અમદાવાદ |
| શ્રી પુંજાભાઈ હીરાચંદ જિનાગમ સીરીઝ દા. શ્રી. ગુજરાત વિદ્યાપીઠ | " |
| શ્રી સારાભાઈ નવાબ પ્રકાશન સીરીઝ | " |
| શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા | " |
| શ્રી નેમિ વિજ્ઞાન પાઠમાલા | " |
| શ્રી સાહિત્ય વર્ધક સભા | " |
| શ્રી સિદ્ધિસૂરિ ગ્રંથમાળા | " |
| શ્રી પાર્શ્વચંદ્ર ગ્રંથમાળા | " |
| શ્રી જૈન સિદ્ધાંત સોસાયટી | " |
| શ્રી નેમિ પદ્મ ગ્રંથમાળા | " |
| શ્રી કથા ભારતી કાર્યાલય | " |
| શ્રી વલ્લભવિજય ગ્રંથમાળા | " |
| શ્રી નેમિ અમૃત ખાન્તિ નિરંજન ગ્રંથમાળા | " |
| શ્રી નેમિ જીત વિદ્યાનંદ | " |
| શ્રી દિવ્યદર્શન કાર્યાલય | " |
| શ્રી આગમોદ્ધારક જ્ઞાનશાળા | સાબરમતી–અમદાવાદ |
| શ્રી રાજચંદ્ર જૈન ગ્રંથમાળા | અગાસ |
| શ્રી આત્માનંદ જૈન મહાસભા પ્રકાશન વિભાગ | અંબાલા |
| શ્રી આત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડળ | આગ્રા |
| શ્રી જૈન શ્વેતામ્બર સંઘની પેઢી પ્રકાશન વિભાગ | ઇન્દોર |
| શ્રી ભુવનસૂરિ ગ્રંથમાળા | ઉદેપુર |
| શ્રી અનોપ જૈન જ્ઞાન મંદિર પ્રકાશન વિભાગ | " |

| સંસ્થાઓનાં નામ | ગામ |
|---|---|
| શ્રી સિદ્ધચક્ર આરાધક મંડળ | ઉજ્જૈન |
| શ્રી ઋષભદેવજી છગનીરામની પેઢી પ્રકાશન વિભાગ | " |
| શ્રી વિજયધર્મસૂરિ ગ્રંથમાળા | " |
| શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા મીઠાભાઈ કલ્યાણચંદની પેઢી | કપડવંજ |
| શ્રી મણીસાગર ગ્રંથમાલા | કોટા |
| શ્રી રાજેન્દ્ર પ્રવચન કાર્યાલય | ખુડાલા (રાજસ્થાન) |
| શ્રી ગુલાબ કાર્યાલય | ગારીઆધાર |
| શ્રી નવજીવન ગ્રંથમાળા | " |
| શ્રી લબ્ધિસૂરિ ગ્રંથમાળા | છાણી |
| શ્રી રાજસ્થાન પુરાતત્ત્વ મંદિર | જયપુર |
| શ્રી હંસસાગર સીરીઝ | ઢલીઆ |
| શ્રી આત્મ કમળ દાન પ્રેમ જંબુસૂરિ ગ્રંથમાળા | ડભોઈ |
| શ્રી આત્માનંદ જૈન સભા | દિલ્હી |
| શ્રી હેમચંદ્રાચાર્ય સભા | પાટણ |
| શ્રી જિનાગમ પ્રકાશન સંસ્થા | " |
| શ્રી કમળસૂરિ ગ્રંથમાળા C/o કેશરબાઈ ગ્રંથમાળા | " |
| શ્રી કલ્યાણ પ્રકાશન મંદિર | પાલીતાણા |
| પંડિત અમૃતલાલ અમરચંદ સલોટ હસ્તક પ્રકાશન વિભાગ | " |
| શ્રી જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ | પુના |
| શ્રી ભાંડારકર ઈન્સ્ટિટ્યૂટ | " |
| શ્રી રત્નપ્રભાકર પુષ્પમાલા | ફલોદી |
| શ્રી સંભવનાથ જૈન પુસ્તકાલય | " |

| સંસ્થાઓનાં નામ | ગામ |
|---|---|
| શ્રી જૈન સંસ્કૃતિ મંડળ | બનારસ |
| શ્રી પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટી | ,, |
| શ્રી અભય જૈન ગ્રંથમાળા | બીકાનેર |
| શ્રી નેમિસૂરિ ગ્રંથમાળા | બોટાદ |
| શ્રી જૈન આત્માનંદ સભા | ભાવનગર |
| શ્રી જૈન ધર્મપ્રચારક સભા | ,, |
| શ્રી જૈન સસ્તી વાચનમાલા | ,, |
| શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા | ,, |
| શ્રી જૈન પત્ર ઓફિસ પ્રકાશન વિભાગ | ,, |
| શ્રી જૈન શ્રેયસ્કર મંડળ પ્રકાશન વિભાગ | મહેસાણા |
| શ્રી સિંઘી (જૈન ગ્રંથમાળા) સીરીઝ (ભારતીય વિદ્યાભવન) | મુંબઈ |
| શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રચારક મંડળ | ,, |
| શ્રી જિનદત્તસૂરિ જ્ઞાનમંદિર (મહાવીરસ્વામી દેરાસર) | ,, |
| શ્રી જૈન આત્માનંદ સભા | ,, |
| શ્રી નિર્ણયસાગર કાવ્યમાળા | ,, |
| શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળ—અંધેરી | ,, |
| શ્રી જૈન ધાર્મિક શિક્ષણસંઘ—પ્રકાશન વિભાગ | ,, |
| શ્રી ફાર્બસ સભા | ,, |
| શ્રી શ્રાવક ભીમશી માણેક હસ્તકના પ્રકાશનો | ,, |
| શ્રી મેઘજી હીરજી ,, | ,, |
| શ્રી જૈન શ્વે. કોન્ફરન્સ પ્રકાશન વિભાગ | ,, |
| શ્રી મહાવીર વિદ્યાલય ,, | ,, |
| શ્રી ગોડીજી જ્ઞાન સમિતિ ,, | ,, |
| શ્રી આત્મકમલ લબ્ધિસૂરિ જૈન ગ્રંથમાળા પ્રકાશન વિભાગ | દાદર–મુંબઈ |

| સંસ્થાઓનાં નામ | ગામ |
|---|---|
| શ્રી જૈન સાહિત્ય કાર્યાલય (ઝવેરીવાળું બંધ થયું છે.) | થાણા–મુંબઈ |
| શ્રી પ્રાકૃત જૈન વિદ્યાપીઠ | મુજફ્ફરપુર (બિહાર) |
| શ્રી રાજેન્દ્ર પ્રવચન કાર્યાલય | રતલામ |
| શ્રી પં. મણિવિજયજી ગણિ ગ્રંથમાળા | લીંચ |
| શ્રી મહાવીર શાસન કાર્યાલય પ્રકાશન વિભાગ | લાખાબાવળ |
| શ્રી જિનહરિ સાગર ગ્રંથમાળા | લોહાવટ |
| શ્રી ગાયકવાડ સીરીઝ | વડોદરા |
| શ્રી મુક્તિકમળ મોહનમાળા, યશોભારતી પ્રકાશન | ,, |
| શ્રી સંસ્કૃતિ રક્ષક સસ્તુ સાહિત્ય કાર્યાલય હા. ડૉ. ત્રીભોવનદાસ | વડોદરા |
| શ્રી ચંદનસાગર જ્ઞાનભંડાર–પ્રકાશન વિભાગ | વેજલપુર (પંચમહાલ) |
| શ્રી દાનસૂરિ સ્મારક ગ્રંથમાળા | સાવરકુંડલા |
| શેઠ ઋષભદેવજી કેશરીમલજી (પહેલા રતલામમાં) | સુરત |
| શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકાલય ફંડ | ,, |
| શ્રી જૈન આનંદ પુસ્તકાલય હ. પુસ્તક પ્રચારક સંસ્થા | ,, |
| શ્રી આગમોદય સમિતિ સંસ્થા | ,, |
| શ્રી જૈન સાહિત્ય ફંડ | ,, |
| શ્રી જિન દત્તસૂરિ જ્ઞાનમંદિર પ્રકાશન વિભાગ | ,, |
| શ્રી દાનસૂરિ ગ્રંથમાળા | ,, |
| શ્રી નગીનભાઈ મંછુભાઈ જૈન સાહિત્યોદ્ધારક ફંડ | ,, |
| શ્રી જૈન આનંદ જ્ઞાનમંદિર (વીરપુત્ર આનંદસાગરજી) | સૈલાના |

★

# લંડનમાં આદર્શ ગ્રંથાગાર



**ફોઈલનો ગ્રંથાગાર : પૈસા કરતાં વ્યાપારમાં ખેલદિલીનું મહત્ત્વ : ત્રીસ માઈલની અભરાઈ**

લંડનમાં ફોઈલની દુકાન કદાચ દુનિયામાં સૌથી મોટી પુસ્તકોની દુકાન છે. જૂનાં પુસ્તકો ખરીદવા-વેચવામાં ફોઈલનું નામ સુવિખ્યાત છે. ફોઈલની દુકાનમાં આજે ત્રીસ લાખથી વધુ પુસ્તકો છે.

સવારથી માંડી સાંજ સુધીમાં સેંકડો સ્ત્રી-પુરુષો ફોઈલને ત્યાં પુસ્તકો વેચવા માટે આવે છે. લંડનમાં ફોઈલની ગાડીઓ પુસ્તકો ખરીદવા ફરે છે. પૃથ્વીના જુદા જુદા ભાગોમાંથી વેચવા માટે પુસ્તકોની પેટીઓ દરરોજ ઊતરે છે. કોઈ પણ પુસ્તક ગમે તે વિષયનું હોય, ગમે તે સ્થિતિમાં હોય તોપણ ખરીદવામાં આવે છે. જો ફોઈલની અભરાઈઓનું માપ કાઢીએ તો કદાચ ત્રીસ માઈલ જેટલું થાય.

દરરોજ આસરે વીસથી ત્રીસ હજાર કાગળો આવે છે, જેમાંના કેટલાક દૂર દૂરથી આવે છે. સ્ટોર રૂમમાં ઢગલાબંધ પુસ્તકો છૂટા પાડવા માટે પડેલા હોય છે. સ્ટોરના સાતસો માણસો વેચાવા આવતા પુસ્તકોના ધસારાને પહોંચી શકતા નથી.

## ખરીદવું હોય તો જ ખરીદો

અહીં વર્ષે આશરે પચીસ લાખ ડોલરના પુસ્તકો ખપે છે. યુદ્ધ દરમિયાન દરરોજ દશ હજાર ડોલરના ખપતા, પરંતુ ફોઈલના સ્ટોરની નવાઈ જેવી વાત એ છે કે અહીં પુસ્તકો ખરીદવા માટે કોઈને કશુંય કહેવામાં આવતું નથી. તમારે ખરીદવું હોય તો જ ખરીદો, ન ખરીદવું હોય તો નહિ. કેટલાક ભાતાનો ડબ્બો પોતાની સાથે લેતા આવે છે અને અઠવાડિયાઓ સુધી કોઈની દખલ વગર અહીં જ વાંચે છે. અભ્યાસના પુસ્તકો ન ખરીદી શકનાર કોલેજના વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ અહીં જ કરે છે. ઇંગ્લંડના મજૂર પક્ષના વડા હરબર્ટ મોરિસ જ્યારે પોતે ગરીબ હતા ત્યારે આ સગવડથી અહીં અભ્યાસ કર્યો હતો. તે માટે આભાર માનતો એક પત્ર તેમણે ફોઈલને લખ્યો હતો.

## મહાન ગ્રંથાગાર

લંડનમાં ચેરીંગ ક્રોસ રોડ ઉપર અગિયાર જૂના મકાનોમાં ફોઈલનો સ્ટોર આવેલો છે. જેને પુસ્તક વાંચવાનો સહેજ પણ રસ છે, એવું કોઈ અહીં નહિ આવ્યું હોય એવું નથી. બન્યું ક્યારેક ઇંગ્લંડના વડા પ્રધાન વિન્સ્ટન ચર્ચિલ અહીં દેખાય છે. ક્યારેય રાણી માતા મેરી પણ આવે છે.

સુવિખ્યાત ચિત્ર "કૅવેલકેડ" જેણે ઉતાર્યું તે ડાયરેક્ટર નોએલ કોવાર્ડ જણાવે છે કે, 'આ ચિત્ર ઊતારવાનો વિચાર ફોઈલના જૂના મૅગેઝીનોની ફાઈલો ઉથલાવતા તેને આવેલો.'

એક વાર ફોઈલના સ્ટોરમાં એક ગૃહસ્થ આવ્યા. ટ્રેનની મુસાફરીમાં વાંચવા માટે એકાદ પુસ્તક તેમને જોઈતું હતું. વેચાણ ખાતાની બાઈએ "ધી ફોરસાઈટ સાગા" The Forsyte saga—ની એક પ્રત ખરીદવા માટે ખૂબ આગ્રહ કર્યો. બાઈએ કહ્યું કે, 'પોતે જાતે એ પુસ્તક વાંચ્યું હતું અને તેને ઘણું જ ગમ્યું હતું.' પેલા ગૃહસ્થે તે પુસ્તક વેચાતું લીધું અને થોડી મિનિટ પછી પેલી બાઈને પાછું આપ્યું. બાઈએ જોયું કે તે ગૃહસ્થે પુસ્તકના પહેલા પાના ઉપર લખ્યું હતું :

" જેણે મારું પુસ્તક ખૂબ રસપૂર્વક વાંચ્યું છે, તે માયાળુ સ્ત્રીને સપ્રેમ ભેટ.—" જોન ગેલ્સવર્ધી.

તે ગૃહસ્થ " ધી ફોરસાઇટ સાગા "નો ગ્રંથ લખવા માટે જેમને નોબલ પુરસ્કાર મળ્યો તે જોન ગેલ્સવર્ધી પોતે જ હતા.

## ફોઇલ ભાઈઓ

જ્યારે સત્તર વર્ષનો હતો, ત્યારે વીલીયમ ફોઇલ તેના ભાઈ ગીલબર્ટ ફોઇલ સાથે સિવિલ સર્વિસની પરીક્ષા માટે પંદર વીસ પુસ્તકો ખરીદી લાવ્યો. બેઉ ભાઈઓ પરીક્ષામાં નાપાસ થયા. ખરીદેલા પુસ્તકોનું કંઈક વળતર મેળવવા માટે એક છાપામાં પુસ્તકો વેચવા તેમણે જાહેર ખબર આપી ત્યારે અભ્યાસના જૂના પુસ્તકોની કોઈ દુકાનો નહોતી. ફોઇલ ભાઈઓ ઉપર ઘણા કાગળો આવ્યા. તેમણે પોતાનાં પુસ્તકો વેચ્યાં. ઉપરાંત શહેરમાં ફરી મળી શકે તેટલા પુસ્તકો લાવીને પણ વેચ્યાં. બે ભાઈઓ પોત–પોતાનો ધંધો તો કરતા હતા જ, એટલે પુસ્તકોનું કામ ફુરસદના સમયમાં થતું. પછી પુસ્તકો રાખવા માટે રસોડું પણ નાનું પડ્યું. ભાડેથી બીજે જગ્યા લેવા પડી. એક નાની દુકાન ઉઘાડી. ૪૫ વર્ષ પહેલાં આ રીતે ફોઇલના ધંધાની શરૂઆત થઈ. આજે તો ફોઇલની દુકાનોની હારની હાર છે, ખંત, ચીવટ અને પ્રમાણિકતા વડે ફોઇલ બંધુઓએ પોતાનો ધંધો વિકસાવ્યો છે.

ફોઈલે વિશેષ અભ્યાસ કર્યો નથી. તે સ્વભાવે રમુજી છે, પોતાના ધંધામાં ખૂબ હોશિયાર છે. જ્યારે હિટલર પુસ્તકો સળગાવતો હતો, ત્યારે ફોઈલે પોતે સારી કિંમતે પુસ્તકો ખરીદી લેશે એ પ્રકારનો તાર કર્યો હતો.

## ફોઇલનું "સેલ"

એક વાર તેણે કોઈ પણ વિષયના કોઈ પણ વિભાગના એક એક પાઉન્ડની કિંમતના પુસ્તકો બે બે પેન્સે વેચવાનું "સેલ" જાહેર કર્યું. ફોઇલના ધંધાદારી હરીફો ખીજાયા અને કહેવા લાગ્યા કે ફોઇલની રીતો ભાજીપાલા વેચનાર જેવી છે. ફોઈલે કહ્યું કે, " એ રીતોમાં શું ખોટું છે ? મારા પિતા પણ ભાજીપાલો વેચનાર જ હતા. "

તમારે જરૂરના એવા એકાદ પુસ્તકની કિંમત તમે ફોઇલને પૂછાવો તો પત્રનો જવાબ નહિ મળે, પુસ્તક જ તમને મળી જશે. પોતાની આવી રીતોથી વિલિયમ ફોઇલ ઇંગ્લંડનો સૌથી સમૃદ્ધ પુસ્તક વિક્રેતા થયો છે.

ફોઇલની પુસ્તક વેચવાની દુકાનમાં વિશિષ્ટતા તરીકે પૂર્વની સર્વ ભાષાના પુસ્તકોનો વિભાગ છે. વૈદકીય ગ્રંથો, અલભ્ય પુસ્તકો, હસ્તલિખિત પ્રતો તથા હસ્તાક્ષરો Autograph ના વિભાગો વખણાય છે. અહીં એક પિક્ચર ગેલેરી, લેક્ચર હોલ, સંગીતની રેકર્ડોની લાયબ્રેરી તથા પુસ્તકોની લાયબ્રેરી છે.

## અલભ્ય ગ્રંથો

ફોઈલના પુસ્તક ભંડારમાં અલભ્ય પુસ્તકો શોધનારા માટે એક સારું સ્થાન છે. એક વાર " Boyds colored views of London ' ની એક પ્રત એક ખરીદનારને દસ સેંટમાં ફોઇલને ત્યાંથી મળી. એક અઠવાડિયા પછી તેણે તે કોપી પાંચસો ડોલરમાં વેચી. આવી જ રીતે ફોઇલને પણ એક વાર થોડા પેન્સમાં પુસ્તકોનું એક બંડલ મળી આવ્યું, જેમાં ફીટ્સ જીરાલ્ડની ભાષાંતર કરેલી ઉમ્મર ખૈયામની રૂબાઇયતની પ્રથમ આવૃત્તિ હતી. જે. ફોઇલે કેટલાક હજાર ડોલરમાં વેચી.

એક વાર 'બર્નાર્ડ શૉ'નો પત્રવ્યવહાર ફોઈલે આઠસો ડોલરમાં વેચ્યો : ખરીદનારે શોધી કાઢ્યું કે,

'પત્રવ્યવહાર બનાવટી હતો.' ફોઈલે તરત જ પૈસા પાછા આપ્યા અને પત્રવ્યવહાર જ્યોર્જ બર્નાડ શૉ ઉપર મોકલી આપ્યો. પ્રત્યુત્તરમાં બર્નાડ શૉએ કઈ રીતે ક્યાં ક્યાં પોતાના લખાણથી આ લખાણ જુદું પડતું હતું, તેની સવિસ્તૃત નોંધ લખી મોકલી. ફોઈલને બર્નાડ શૉની નોંધ સાથેના આ બનાવટી પત્રવ્યવહારના એક હજાર ડૉલર ઊપજ્યા.

થોડા સમય પહેલાં કેટલાક વેપારીઓએ દશ લાખ ડૉલરમાં તેની પુસ્તકોની દુકાન ખરીદવાની ફોઈલ્સ પાસે માગણી કરી. પ્રત્યુત્તરમાં ફોઈલે કહ્યું:

"અરે, મારા પુસ્તકો સિવાય હું શું કરું?"

યુરોપના લોકોનો આ વિદ્યાવ્યાસંગ આજે આપણે જીવનમાં અપનાવવા જેવો છે. પાશ્ચાત્ય સંસ્કૃતિના જ્ઞાનમાં એટલું ઊંડાણ નથી, સાચી ધ્યેયનિષ્ઠા નથી, જીવનની આધ્યાત્મિક દૃષ્ટિ નથી, છતાં તે લોકો આટ-આટલા નિષ્ઠાવાન, પ્રામાણિક તથા વ્યાપારમાં પૈસા કરતાં વ્યવહારશુદ્ધિ ને સહૃદયતાની ખેલદિલી તથા સજ્જનતાને કેટ-કેટલું મહત્ત્વ આપે છે, તે દર્શાવવા માટે જે એક પ્રસંગ મારા અનુભવમાં આવ્યો છે તે હું જણાવું: એક વાર એક અલભ્ય અંગ્રેજી પુસ્તકની મારા એક મિત્રને જરૂર હતી. ભારતમાં મળતું નહોતું. પરદેશના પ્રસિદ્ધ કર્તા પ્રકાશક પાસે તે સ્ટોકમાં ન હતું. કોઈકે કહ્યું: 'લંડનમાં ફોઈલ્સને લખો!' મારા મિત્રે ફોઈલ્સને એ પુસ્તકની કિંમત પૂછાવી. કારણ કે, આમે તે પુસ્તક કીમતી હતું, અને મળતું નથી તો એની કિંમત એથીયે વધુ હોય!

આશ્ચર્ય વચ્ચે થોડા સમયમાં લંડનથી ફોઈલે પુસ્તક મોકલ્યું અને એક પત્ર મળ્યો; તેમાં લખેલું કે, 'પસંદ આવે તો રાખજો, અને જરૂર ન હોય તો પાછું મોકલજો.' મને આપણા પુસ્તકવિક્રેતાઓની સંકુચિત દશા માટે દુઃખ થયું અને વિશ્વાસથી પૈસા મળ્યા વિના પુસ્તક મોકલનાર ફોઈલ માટે આશ્ચર્ય થયું

અને ત્યારબાદ તપાસ કરતાં ફોઈલ વિષે જાણવા મળ્યું, તે અહીં જ નોંધીને મૂક્યું છે,

—શ્રી 'પથિક'

[ કલ્યાણ : મે ૧૯૫૮ના અંકમાંથી સાભાર ઉદ્ધૃત ]



[ અનુસધાન પાન ૬૮ નું ચાલુ ]

ટીકા—असमञ्जसमघटमानम् । यदिह प्रशमरतौ ॥ केनाकारणासमञ्जसम् ? छन्दशास्त्रेण प्रवचन प्रसिद्ध स्यान्यथा प्ररूपणेन । पुत्रापराधवत् तत् मर्पयितव्यम् । यथा पुत्रस्य शिशोरपराध पितामृष्यति क्षमते, तथा प्रवचन वृद्धै सर्वमशेष क्षन्तव्यमिति

અવચૂરિ—इहप्रशमरतिप्रकरणेऽसमजसमसगत, छदोरचनाविशेप शब्द सस्कृतनादिमेदभिन्न, समय' सिद्धात' तस्यार्थोऽभिधेय मर्पयितव्य क्षन्तव्यम् ॥ ३१२ ॥

આ પ્રકરણમાં છન્દશાસ્ત્રથી પ્રતિકૂલ કાઈ રચના કરી હોય યા વ્યાકરણુશાસ્ત્રથી પ્રતિકૂળ કાઈ લખ્યુ હોય અથવા પ્રવચનમાં પ્રસિદ્ધ કાઈ અર્થની અન્યથા પ્રરૂપણા કરી હોય તો જે પ્રકારે પિતા પોતાના પુત્રને અપરાધની ક્ષમા કરે છે; તે પ્રકારે પ્રવચનના જ્ઞાતા વૃદ્ધજનો મને પોતાનો પુત્ર સમજી મારા અપરાધની ક્ષમા કરે.

ઉપર પ્રમાણે વાચક શ્રી ઉમાસ્વાતિ ભગવાન્ શ્રી પ્રશમરતિ પ્રકરણની સમાપ્તિ કરતાં કારિકા ૩૧૨માં કહે છે અને ટીકાકાર શ્રી હરિભદ્રસૂરિ શ્રી સિદ્ધરાજ જયસિંહના સમયમાં વિ સં ૧૧૮૫ માં રચેલી — તે તથા અવચૂરિકાર પણ જેનું સમર્થન કરે છે, જેને વ્યાકરણ પ્રવચનની હરોળમાં પ્રથમ સ્થાને મૂકે છે તે છદશાસ્ત્રના નિયમોને અવગણનાર રૂઢીવાદીઓ કેવી રીતે પ્રમાણિત ગણાય ?

---

[ અનુસંધાન પાન ૭૩ નું ચાલુ ]

જાણે યા અજાણે પણ થઈ ગયેલા પાપોનો પશ્ચાત્તાપ—સર્વ જીવો મિત્રા છે, કેવી ઉત્કૃષ્ટ મૈત્રી ભાવના ! ગુણ ત્યાં જ રાગ, કેવી ઉત્કૃષ્ટ પ્રમોદ ભાવના ! કાઈનું પણ દ્રવ્ય યા ભાવ દુ ખ તે મારુ દુ ખ, કેવી ઉદાર કારુણ્ય ભાવના ! પાપી પ્રત્યે પણ નિરસ્કાર નહિ, કેવી પ્રશસ્ત મધ્યસ્થ ભાવના !

शिवमस्तु सर्वजगत परहितनिरता भवतु भूत-गणा' ।
दोपा प्रयांतु नाश सर्वत्र सुखीभवतु लोका ॥

જગતના તમામ જીવોને સુખી કરવાની કેટલી વિશાળ વિશ્વબંધુત્વ ભાવના !
ટૂંકમાં જૈનદર્શનની વિશિષ્ટતા બે લીટીમાં હોય તો તે

सर्वमगलमागल्य सर्वकल्याणकारण ।
प्रधान सर्वधर्माणा जैन जयति शासनम् ॥

સર્વ મગલોમાં ઉત્તમ મગલ, સર્વ કલ્યાણોનુ કારણ, બધા ધર્મોમા પ્રધાન એવો જૈનધર્મ જયવંતો હો.

જૈનધર્મ એ પોતે જ એવી મોટી વિશિષ્ટતા છે, કે તેના જ્ઞાનસરોવરમા રહેલી સરસ્વતી પણ તેનું વર્ણન કરી શકે તેમ ન હોવાથી રખેને તે જ્ઞાનસરોવરમાં ડૂબી જાય તે ભયથી હાથમાં વીણાનું તુંબડુ ધારણ કર્યું છે. ખૂદ કેવળજ્ઞાનીઓ પણ આ દર્શનની વિશિષ્ટતાઓનુ પૂર્ણ વર્ણન કરી શકે તેમ નથી

આવો વ્યાપક, વૈજ્ઞાનિક, તર્કસંમત, બુદ્ધિ યુક્તિગમ્ય ધર્મ વિશ્વધર્મ બની શકે તેમાં નવાઈ જેવુ શુ છે

★

# સૂરતમાં શ્રી જૈનસાહિત્ય પરિષદ સંવત ૧૯૨૪

★

★ ★ ન્હાનાલાલ દલપતરામ કવિ ★ ★

"મહાકવિ કાલિદાસના મેઘદૂતની મોહિની અજબ છે. સંસારીઓને તેમજ સંન્યાસીઓને પણ તે લાગી છે. અનેક જૈન અનુકરણો એ અનુકરણીય ખંડકાવ્યના રચાયા છે. ચેતોદૂત, પવનદૂત, શીલદૂત વગેરે. એવું એક ઇન્દુદૂત મહામહોપાધ્યાય વિનયવિજયજીનું છે. તેમાં આચાર્યગુરુને જોધપુરથી વિજ્ઞપ્તિ સુરત પાઠવી છે. આબુ, સિદ્ધપુર, અમદાવાદ, વડોદરા, ભરુચ પછી સુરતનું વર્ણન। ગોપીપુરાનું વર્ણન નીચે પ્રમાણે અપાયું છે.

बड़ौदेके बाद ४–६ काव्योंमें कवि भरुच और उसके पास बहनेवाली नर्मदा नदीका उल्लेख कर एकदम सूरतकी शोभाका वर्णन करने लग गया है। सूरत उस समय बड़ी उन्नत दशामें था। सारे हिन्दुस्थानमें वह सबसे बड़ा व्यापारका स्थान था। उस समय उसमें प्रायः पृथ्वीके सभी देशोंके मनुष्य व्यापार करनेके लिये आया-जाया करते थे। सूरतकी उस समय वह दशा थी जो आज बम्बईकी है।

दूर दूर के देशों से तापी नदी द्वारा सैंकडो जहाज आया जाया करते थे और सब प्रकारका माल लिया लाया जाता था। कवि इस शहरका बहुत कुछ वर्णन करता है। वहां के धनाढ्य और सम्मान्य जैन समुदायकी बड़ी महिमा गाई गई है। लिखा है कि:—

> यत्र श्रद्धास्तत सुमनसो विश्वमान्या वदान्या,
> संख्यातीता क्षमितविभवाः प्रौढशाखा प्रशाखाः।
> श्रुत्वाप्याधा धरकजनिताः संस्थिताः कल्पवृक्षाः,
> प्रादुर्भूतास्तपगणपति प्रौढपुण्यानुभावात् ॥

सूरतमें गोपीपुरा नामका जो भाग है वह सारे शहरमें विशिष्ट भाग माना जाता है। इस भागमें जैन समुदायकी विशेष बसति है और सम्पत्तिशाली भी अधिक है। श्रीविनयविजयजीके समयमें भी यही भाग अधिक विशिष्ट था। आचार्य इसी गोपीपुरेके उपाश्रयमें ठहरे हुए थे। कविने इस उपाश्रयकी शोभाका बड़ा ही आकर्षक और वैभववाला वर्णन किया है। देखिये:—

> मध्ये गोपीपुरमिह महान् श्रावकोपाश्रयोऽस्ति,
> कैलासाद्रि प्रतिभर इव प्रौढलक्ष्मीर्निधानम्।
>
> अन्तर्वर्त्यार्हतमतगुरु प्रौढ तेजोभिरुच्च—
> ज्योतिर्मध्यस्थित मघवता ताविषेणोपमेय ॥ १ ॥
>
> भित्तौ भित्तौ स्फटिक रुच्चौ कुट्टिमे च
> संक्रामस्त्वं सुभग। भविता स्यात्त लक्ष्य स्वरूपः।
>
> युक्तं चेतत्तरणि नगरोपाश्रयस्यान्यथा श्री—
> र्द्रष्टुं शक्या न खलु वपुषैकेन युष्मादृशापि ॥ २ ॥

तस्य दारागण भुवि भवान् स्थैर्यमालम्ब्य पश्यन्
साक्षाद्देवानिव नृजनुषो द्रक्ष्यति श्राद्धलोकान् ।
हस्त्यारूढानथ रथगतान् सादिनश्चार्य पौरु,—
प्यर्थान् श्रोतु रसिक हृदयान् शीघ्रमाटीकमानान् ॥ ३ ॥
मुक्ता चन्द्रोदय परिचित स्वर्णमाणिक्य भूषा—
श्रेणी दीप्तो विविधरचना राजितस्तम्भ शोभी ॥
चीप्रोपान्त स्त्र सद्दारुचा पादपीठेन नम्र,
क्ष्माभृच्छ्रेणीमुकुटघटना कोमलीभूत धाम्ना ।
पङ्क्त्योहूनामिव गुणयुजा मौक्तिक स्वस्तिकेन,
व्योम्नो लक्ष्मीं किल निदधतोपेन्द्र पादार्चितेन ॥

સુરતની આજે એ જાહોજલાલી નથી. ગોપીપરું તો આજેયે પ્રૌઢશાખા પ્રશાખાવાળા કલ્પવૃક્ષો સમોવડા પ્રૌઢ પુણ્યાનુભાવાત્ પ્રાદુર્ભૂત થયેના તપગચ્છપતિઓથી ઊજળું છે ત્યાં આજે જૈન સાહિત્ય પરિષદનો સમારંભ થાય એ આનંદની વાત છે એક બે વાતો પ્રથમ જ કહી લઉં છું

(૧) નિરાળી જૈન સાહિત્ય-પરિષદ· આ પરિષદ સાહિત્યપરિષદથી જુદી શા માટે ? એનો ઉત્તર તો પૂછનારને તમે આપશો જ

મ્હારી એક ચેતવણી· પુરાણી પુરાણી, જૈનને જ નહિ, પણ પ્રાન્તિક સાંપ્રદાયિક Classની કે Communal એવી સકલ હિલચાલોને ચેતવણી

હોજરી અને અવયવોની પુરાણી રોમન કથા અહીં યાદ આવે છે પ્રાન્તીય હિત નિરનિરાળાં હોય, પણ દેશહિતથી વિરોધી ન હોય. નાત, જાત કોમનાં હિત પૃથક્ હોય, પણ સમસ્ત હિતથી વિરોધી ન હોય અવયવોમાં ભિન્ન ભિન્ન કર્તવ્ય ધર્મહિત, દેહધર્મ, કર્તવ્ય હિતનાં વિરોધી ન હોય બાગના પ્રત્યેક વૃક્ષને જુદાં પાણી સીંચો; પણ પાંગરે, મ્હોરે, પ્રફુલ્લે, પરસ્પર અથડાઈ નિજ નિજના મ્હોર ખેરવે, ફૂલવેડે ફૂલ નગાડે એમ ન થવું જોઈએ તે જ પ્રમાણે જૈન સાહિત્ય-પરિષદ જુદી ભલે ભરાય, પરન્તુ ગુજરાતી સાહિત્ય-પરિષદની હિતવિરોધી ન હોય, બલ્કે પોષક હોય

ઓસવાળો અસલ ઓસી રજપૂતો હતા યુરોપના કવિરાજોના ભાવિ સતયુગનાં સ્વપ્નાં એવાં છે કે એમાં તરવારો ટીપાઈ હળ બનવાની ભવિષ્યવાણી રહેલી છે. યુરોપનાં આજનાં સ્વપ્નાં તે હિંદના ૨૦૦૦ વર્ષ ઉપરનાં ઇતિહાસનાં સત્યો છે તરવારો ટીપાઈ હવે ગજ થયા છે સુરત અમદાવાદના નગરશેઠો· શેઠ શબ્દ જ જૈન શ્રેષ્ઠી ઉપરથી ઉદ્ભવ્યો છે જૈન એટલે આજે યે ગૂજરાતનું ધન. ઘણે ભાગે સુખી. સાહિત્ય-ભંડારો ખોલો તો સાહિત્યસેવાનું મૂલ અકાય. સુરતમાં નગીનચંદનું દહેરાસર લાઇન્સમાં. સુરતમાં ગોપીપુરા જૈનોનો વાસ "

[ સુરતની શ્રી જૈન સાહિત્ય-પરિષદના પ્રમુખ શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિના જૂન ૧૯૨૪ના ભાષણમાંથી ઉદ્ધૃત ]

'સુરત સોનાની મૂરત' પરિશિષ્ટ
પૃષ્ઠ ૮૩–૮૪

★

# વિજ્ઞાનસિદ્ધ સ્યાદ્વાદ યા સનાતન વિશ્વધર્મ

★ સંગ્રાહક · ડૉ. માધવલાલ નાગરદાસ–વીસનગર ★

પરમપૂજ્ય જગતોદ્ધારક કેવળજ્ઞાની, કેવળદર્શી જે જે પુરુષો થઈ ગયા, થાય છે અને થશે તેઓ સઘળા 'વજ્ર-ઋષભ-નારાચ-સંઘયણ' (દિવ્ય) શરીરધારી હતા. આ મહાન પુરુષોએ જગતના જીવોના ઉદ્ધાર અર્થે પોતે સ્વયં કેવળજ્ઞાન દ્વારા ચૌદ રાજલોક (અખિલ બ્રહ્માંડ યા જગત)નું સ્વરૂપ જાણ્યું છે અને કેવળજ્ઞાન દ્વારા દેખ્યું છે. તેનું યથાર્થ સ્વરૂપ વાણી દ્વારા ઉપદેશ્યું છે. આવા જ્ઞાનને આચાર્ય ભગવાનોએ શાસ્ત્રોમાં મુદ્રિત કરાવ્યું છે યથાર્થ વસ્તુસ્વરૂપના તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપનાર આપ્ત પુરુષો તીર્થંકરો થયા છે તેમની વાણી જે શાસ્ત્રોમાંથી આપણને પ્રાપ્ત થાય છે તેને આગમ શાસ્ત્રો કહેવામાં આવે છે.

ચાલુ જમાનામાં સર્વજ્ઞ, સર્વદર્શી મહાપુરુષોનો ભરતક્ષેત્રમાં અભાવ હોવાથી આત્મવિકાસ માટે તેમના આગમશાસ્ત્રોનું અવલંબન જ માર્ગદર્શક થઈ પડે અને તે આધારે આપણે પદાર્થનું યથાર્થ સ્વરૂપ જાણી શકીએ જગતમાં અનાદિકાળથી ૬ દ્રવ્યો રહેલાં છે તેમાં એ દ્રવ્યોના સંયોગથી વિવિધ પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થયા છે જેને આપણે જગત-દુનિયા—એ નામથી ઓળખીએ છીએ તેમાં આપણા દૃષ્ટિગોચર થતા પદાર્થોમાં જડ (Matter) ચૈતન્ય (Soul) અને જડ ચેતનના સંયોગવાળા શરીરો (પ્રાણીઓ) જોવામાં આવે છે. જડ પદાર્થો અચેતન છે અને તેનો મૂળ સ્વભાવ ગળવું, વિખરાવું, સડી જવું અને નાશ પામવું (રૂપાંતર થવું) તેવો છે

**ચેતન (the soul)નું સ્વરૂપ** શુદ્ધ સ્વભાવ સ્વરૂપ છે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય—અમૂર્ત પોતાના આત્મપ્રદેશોમાં સ્થિર, સૂક્ષ્મમાં સૂક્ષ્મ, મહાનમાં મહાન, અગુરુલઘુ પોતાના આત્મપ્રદેશોને અવગાહી અનંત અખંડ સુખમાં રમણતા કરી રહેલ છે જેનો તેનું નામ ચેતન છે.

**જ્ઞાન વિભાગ:—**

આત્માની સાથે પુદ્ગલની વર્ગણા અનાદિ કાળથી લાગેલી છે તેથી આત્મામાં રહેલી અનંત શક્તિ આવરાઈ ગઈ છે આત્મા પોતાનો સ્વભાવ ભૂલી પુદ્ગલની જોડે ઘણા કાળનો સંયોગ સંબંધ રહેલો હોવાથી શરીરને આત્મા માની બેઠો છે આ એક પ્રકારનું અજ્ઞાન છે, તેવી ખાતરી કરવા માટે આગમશાસ્ત્રોનો અભ્યાસ કરવાની શ્રદ્ધા કેળવવી જોઈએ જેથી સાચું જ્ઞાન (સમ્યગ્જ્ઞાન) આપણને પ્રાપ્ત થાય

**શ્રદ્ધા રાખવાનું કારણ:**—તીર્થંકરોને કોઈ પણ જાતનો સ્વાર્થ કે ઇચ્છા હોતી નથી. તેમને કાંઈ મેળવવાની ખાહેશ નથી. તેઓ સર્વગુણ સંપન્ન છે અને જે મેળવવાનું હતું તે તેમને મળી ચૂક્યું છે. કેવળજ્ઞાન થયા પછી જ નિઃસ્વાર્થ દૃષ્ટિએ જગતના જીવોને યથાર્થ વસ્તુ સ્વરૂપના તત્ત્વજ્ઞાનનો ખ્યાલ આપવા તેઓશ્રીએ ઉપદેશ આપ્યો છે આપણને જ્યાંસુધી કેવળજ્ઞાન પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી આત્મામાં રહેલી અનંત શક્તિ અને ગુણોનું જ્ઞાન કરવા માટે પ્રમાણસિદ્ધ આગમશાસ્ત્રોનો આધાર લીધા વિના જ્ઞાન થવા સંભવ નથી. આમાં કેટલાક વિષયોનું જ્ઞાન શ્રદ્ધાગમ્ય હોવાથી શ્રદ્ધાપૂર્વક પ્રેમભાવથી આગમશાસ્ત્રોનું

અવલોકન કરી અભ્યાસ દ્વારા બુદ્ધિનો ઉપયોગ કરવાથી જરૂર અનુભવ મળતો જશે કે શ્રી તીર્થંકરોએ કહેલું યથાર્થ છે; તેમાં શંકા કરવા જેવું છે જ નહિ. જૈન આગમશાસ્ત્રોમાં પુદ્ગલ ( matter )નું બહુ સૂક્ષ્મ રીતે સ્વરૂપ વર્ણવવામાં આવ્યું છે. તેની ખાતરી હાલની વૈજ્ઞાનિક પદ્ધતિએ થતી એટમિક શોધ જોતાં આપણે સમજી શકીશું કે એક એટમ-( પરમાણુ )માં એક વર્ણ, એક ગંધ, એક રસ અને બે સ્પર્શ રહેલા છે વળી એક એટમને બીજા એટમ જોડે મળવાની અને છૂટા પડવાની સ્વતંત્ર શક્તિ છે. આવાં ઘણાં એટમો મળવાથી એક જૂથ થાય છે તેને સ્કંધ કહેવામાં આવે છે. વળી અંગ્રેજીમાં તેને molecule કહે છે. એવા ઘણા મોલેક્યુલનો જથ્થો-એક જ જાતનો જથ્થો – એકઠો થાય તેને વર્ગણા કહેવામાં આવે છે. આવી વર્ગણાઓ અનેક જાતની અને અનંતી છે અને આ વર્ગણાઓનો અનાદિ કાળથી જીવની સાથે સંયોગ સંબંધ થયેલો છે. આ વર્ગણાઓના જથ્થાનું એક રૂપ તેને આપણે કાર્મણ શરીર કહીએ છીએ. આ અતિ સૂક્ષ્મ છે તેથી આપણે આપણા ચક્ષુઓથી જોઈ શકતા નથી.

આ કાર્મણ ( સૂક્ષ્મ શરીર ) જીવ માત્રને લાગેલું જ હોય છે અને તે કારણથી જીવને જન્મ મરણ કરી ચોરાસી લાખ જીવાયોનીના ચક્કરમાં રખડવું પડે છે. આ કાર્મણ શરીરનો સંયોગ છૂટે જીવમુક્ત થઈ સિદ્ધગતિ પ્રાપ્ત કરી શકે છે જ્યારે જીવ મોક્ષગતિ પ્રાપ્ત કરે ત્યારે તે લોકના અંતિમ ભાગે સ્થિર થઈ રહે છે આનો સિદ્ધશિલાના નામથી વ્યવહાર કરાય છે. આ સ્થિતિમાં સિદ્ધ થયેલા આત્માઓ પોતાના શરીરથી ⅓ ભાગે ન્યૂન અવગાહના પ્રમાણે રહે છે.

**સિદ્ધાત્માઓનું સ્વરૂપ:**–સિદ્ધ થયેલા આત્માઓ સર્વગુણ સંપન્ન, જેને જન્મમરણ નથી એવા, અનંતજ્ઞાન, અનંતદર્શન, અક્ષય ચારિત્ર, અનંત વીર્ય ( શક્તિ ), અક્ષય સ્થિતિ, અમૂર્તપણું, અનંતસુખ ( આનંદ ) અને અગુરુલઘુ ગુણોમાં સ્થિત છે.

આવા ગુણો દરેક જીવમાં અવ્યક્ત રૂપે રહેલા છે. આ ગુણોનો આવિર્ભાવ કરવા માટે મનુષ્ય–શરીર જ યોગ્ય છે, કારણ કે મનુષ્યનું શરીર ઔદારિક છે અને દેવનું શરીર વૈક્રિય છે અર્થાત્ ઔદારિક શરીર દ્વારા મોક્ષમાર્ગની સાધના થઈ શકે છે.

**દેવલોક:**–આમાં પુણ્યશાળી જીવો જઈ શકે અને અતિ પાપી જીવો નર્કમાં જાય, પણ તે બન્ને સ્થળે મોક્ષની સાધના થઈ શકતી નથી.

**મોક્ષની સાધના શા માટે ?:**–પ્રશ્ન એ થશે કે મોક્ષની સાધના શા માટે ? જન્મવું અને મરવું આ બન્નેમાં જીવને અતિ કષ્ટ ( દુઃખ ) પડે છે. તેનો સદંતર નાશ કરવા માટે મોક્ષ મેળવવો એ દરેક જીવનું અંતિમ ધ્યેય હોય છે. દેવગતિમાં આ આયુષ્ય ઘણું લાંબું ( હજારો વર્ષનું ) હોવા છતાં રાગ, રંગ, નાટક, ગાનતાનમાં દેવો રચ્યાપચ્યા રહે છે, તેથી તેઓ કર્મના બંધનમાંથી છૂટી શકતા નથી. નારકીના જીવો અતિ દુઃખમાં સબડ્યા કરે છે તેથી તેમને દુઃખ, દુઃખ ને દુઃખ સિવાયનો ખ્યાલ કરવાનો અવકાશ જ નથી. પરમાધામીઓ નારકીના જીવોને અતિદુઃખ આપ્યા કરે છે. વળી તિર્યંચગતિના જીવો–પશુ, પક્ષી આદિ જીવોમાં મનની સ્થિતિ પૂર્ણપણે વિકસેલી હોતી નથી, તેથી તેઓ સારાસારનો વિવેક કરી શકતાં નથી ફક્ત પૂર્વોપાર્જિત સંજ્ઞાના બળે આહાર, નિદ્રા, ભય અને મૈથુન વગેરે ક્રિયાઓ તેઓ કરી શકે છે.

**મનુષ્યમાં જ સારાસારનો વિવેક:**–કેવળ મનુષ્ય ગતિમાં મનુષ્ય સારાસારનો વિવેક સમજી શકે છે અને દરેક પદાર્થને જ્ઞાન દ્વારા જાણી તજવા યોગ્ય વસ્તુને તજી દે છે અને જાણવા યોગ્ય જાણે છે અને આચરવા યોગ્ય વસ્તુને આચરણમાં મૂકે છે.

પ્રાણી માત્રનો અંતિમ આદર્શ સ્વતંત્ર દશા પ્રાપ્ત કરી અખંડ શાંતિ, સુખ, આનંદ પ્રાપ્ત કરવાનો હોય છે. આ આદર્શ મનુષ્ય–શરીર દ્વારા પાર પાડી શકે છે. આત્યંતિક દુઃખનો અભાવ, જન્મ, જરા, મરણના ચક્રમાંથી કાયમને માટે છુટકારો, અનાદિ કાળથી લાગેલો કાર્મણ શરીરનો સયોગ સંબંધ છૂટી આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમાં (સત્–ચિત્–આનંદ)માં રમણ કરે આદિ સ્થિતિ તેને આપણે સિદ્ધગતિ યા મોક્ષ કહીએ છીએ.

**પુદ્ગલેનું સ્વરૂપઃ–** Matter – અજીવ – જડ – અચેતન) સ્વભાવઃ એકબીજા સાથે મળી જવું, એકબીજાથી છૂટી પડવું, સડી જવું, રૂપાંતર થવું.

પુદ્ગલના બારીક અંશને એટમ કહેવાનો રિવાજ વૈજ્ઞાનિકોમાં પ્રચલિત છે, પરન્તુ એટમ એટલે પરમાણુ એ એટલો બધો સૂક્ષ્મ છે કે કેવળજ્ઞાનીની દૃષ્ટિએ જેના બે ભાગ ન થઈ શકે તે પરમાણુનું મૂળ સ્વરૂપ છે. બીજા કોઈ પણ યંત્રથી તે દેખી શકાતો નથી અને જે દેખી શકાય છે તે ઘણા પરમાણુનો જથ્થો કે જેને સ્કંધ કહેવામાં આવે છે તેને જ વૈજ્ઞાનિકો હાલમાં એટમ તરીકે ઓળખાવે છે અને વળી ઘણા પરમાણુઓ ભેગા થાય એટલે તેને moleculeના નામથી પણ ઓળખાય છે.

કોઈ પણ બાહ્ય પદાર્થનો આકાર કે સ્વરૂપ આવા મોલેક્યુલના સમુદાય – સંઘટન – યા એકીકરણથી બનેલ હોય છે. નાના એટમો (સ્કંધો) મળી આવું પિંડ સ્વરૂપ એકત્રિત સંઘટને કોઈ પણ આકાર ધારણ કરી શકે છે.

વિશ્વમાં પરમાણુની જેટલી સખ્યા છે તે અનાદિ કાળથી છે અને રહેવાની છે, તેમાં ઓછીવત્તી થવાની નથી, પણ રૂપાંતરો બદલાયા કરે છે આ પદાર્થની નિત્યતા જણાવે છે (Law of conservation of matter) કુદરતી નિયમ છે.

**વૈજ્ઞાનિકો અને જૈન શાસ્ત્રોઃ–**વિજ્ઞાનની શોધ કરનારા પાયથાગોરા પ્રોફેસર કે જે ભૂમિતિશાસ્ત્રના શોધક હતા તેમણે, ધારી લો કે આ બિન્દુ છે એવા ધોરણથી (take it for granted) અનુમાનના અંદાજથી, જે મોલિક્યુલ્સનો જથ્થો miscropeથી દેખી શકાય તેનો અંદાજી ધોરણનો પ્રકાર એક ઘન સેન્ટિમીટર 1CC. ખાલી જગામા હાઈડ્રોજનના ૩×૧૦૧૯ એટમ હોય છે એમ જણાવ્યુ છે. આનો સ્પષ્ટ અર્થ એ કે ૩ ઉપર ઓગણીસ મીંડાં ચઢાવવાથી જે સખ્યા થાય તે સખ્યા ગણિતના હિસાબે મનુષ્યબુદ્ધિ ગણી શકે નહિ એટલી મોટી હોય છે. આ સખ્યા સમજવા માટે જૈન શાસ્ત્રોમાં પરમાર્થ ગણિત બતાવવામાં આવ્યું છે તેને લોકોત્તર ગણિત કહેવામાં આવે છે તે જાણવાથી સમજી શકાય તેમ છે.

દરેક પદાર્થનું મૌલિક દ્રવ્ય (Element):–દરેક પદાર્થનું એટમ બીજા element પદાર્થથી ભિન્ન હોય છે એટલે તેમની આંતરિક ક્રિયાઓ–એટમનું મળવુ–વિખરાવુ આદિ ક્રિયાઓ–જુદી જુદી અલગ અલગ રીતે થાય છે દરેક મોલેક્યુલ જેને હાલ વિજ્ઞાનની દૃષ્ટિએ એટમ કહીએ છીએ (તે ખરું જોતાં જૈન દૃષ્ટિએ પરમાણુઓનો જથ્થો અથવા સ્કંધ છે કે જેમાં ઘણા પરમાણુઓ મળેલા છે) તેમાં બે પ્રકારના વિદ્યુતકણો માલૂમ પડયા છે (Electric particles with two different electric charges) તેને (પ્રોટોન) અને Electron (ઇલેક્ટ્રોન) કહેવામાં આવે છે એક પ્રોટોન એક ઇલેક્ટ્રોનથી બે હજાર ગણો ભારે હોય છે. Proton એટલે પોઝિટિવ યા ગુરુ અને ઇલેક્ટ્રોન એટલે Negative યા લઘુ કહેવાય છે. કેટલાક પદાર્થોમાં પ્રોટોન અને ઇલેક્ટ્રોનની સાથે ન્યુટ્રોન Nutron નામના અણુઓ માલમ પડ્યા છે એક ઇલેક્ટ્રોન, એક એટમમાં, એક પ્રોટોનને કેન્દ્રિત કરીને તેને ગોળાકારમાં તીવ્ર ગતિથી ચકર ચકર

ફેરવ્યા કરે છે. જુદા જુદા મૌલિક દ્રવ્યો ( Elements ) પદાર્થોમાં પ્રોટ્રોન અને ઇલેક્ટ્રોનની સંખ્યા જુદી જુદી હોય છે દા. ત હાઈડ્રોજનના એક એટમ ( Molecule )માં એક પ્રોટોન અને એક ઇલેક્ટ્રોન હોય છે વળી જે એટમમાં ન્યુટ્રોન માલમ પડે છે તેને આઈસોટોપ્સ (Isotopes) કહે છે

દરેક પરિધિની અંદર, અંદરના પરિધમાં બેથી વધુ ઇલેક્ટ્રોન હોતા નથી જ્યારે બેથી વધુ ઇલેક્ટ્રોન થાય ત્યારે તે બીજા ગોળાકાર પરિધમાં રહે છે બીજા પરિધ ગોળાકારમાં આઠથી વધુ ઇલેટ્રોન રહેતા નથી આ પ્રમાણે દરેક પરિધમાં ઇલેક્ટ્રોનની સંખ્યા આઠમાં રહે છે રાસાયણિક પ્રક્રિયાઓ ( Chemical reactions ) અથવા સંયોગોમાં ઇલેક્ટ્રોન અંદર અંદર આઘા પાછા થઈને એટમો દ્વારા વસ્તુઓનાં જુદાં જુદાં મિશ્રણોનાં રૂપો આપે છે રસાયણિક ક્રિયાઓમાં એટમો તૂટતા નથી પણ બહારની પરિધિમાં (ગોળાકારમાં ) ઇલેક્ટ્રોનોમાં કાંઈક ફેરફારો થાય છે એટમના વિભાગ થતા નથી, પણ આખા ને આખા છૂટાં પડી યૌગિક કંપાઉન્ડ ( Compound ) બનાવે છે અગર છૂટાં પડે છે દરેક તત્ત્વ (Element)ના ગુણો તેની એટમોની બનાવટ અથવા તેની અંદરના પ્રોટોન અને ઇલેક્ટ્રોનની સંખ્યાઓ પર આધાર રાખતા હોવાથી એક તત્ત્વથી બીજા તત્ત્વ જુદાં જણાઈ આવે છે

બે અથવા બેથી વધુ તત્ત્વો ( Elements ) મળીને બનવાવાળા મિશ્રણો ( Mixture ) યા યૌગિક ( Compounds ), કંપાઉન્ડ્ઝના ગુણો અને તેની વર્ગણાઓ ( Molecules )ને સંગઠિત કરનાર જુદાં તત્ત્વોનાં તત્ત્વો ( Elements )ના એટમોની જુદી જુદી સંખ્યા પર નિર્ભર હોય છે એક સમાન સંગઠનવાળા મોલેક્યુલસનો ગુણ એક જાતનો હોય છે, કોઈ પણ એક દ્રવ્ય કે પદાર્થના સઘળા મોલેક્યુલ્સ (વર્ગણા ) એક સમાન હોય છે મોલેક્યુલ્સમાં એટમોની સંખ્યા પૂર્ણાંકમાં હોય છે તેના ટુકડા યા વિભાગો થતા નથી પણ એટમો આખા રહે છે આજની નવી શોધમાં એટમો તૂટે છે એવુ માલમ પડ્યુ છે આ વાતથી સમજાય છે કે વિજ્ઞાનીઓ જેને ( પરમાણુ ) એટમ કહેતા હતા તે એટમોનો જથ્થો હતો જેને આપણે સ્કંધ કહેતા આવ્યા છીએ એટલે સ્કંધને જુદો પાડી શકાય છે અને જુદા જુદાં એટમોમાં રહેતા વિદ્યુતકણો Electronsમાં વધઘટ કરવાથી જુદા જુદા પદાર્થો ઉત્પન્ન થઈ શકે છે એમની અંદરના પ્રોટોન અને ઇલેક્ટ્રોનને વિદ્યુતકણ ( Electric particles ) કહે છે જેને જૈન આગમશાસ્ત્રોમાં પુદ્‌ગલ (Ualter) એવુ નામ આપવામાં આવ્યુ છે

સંસારના દરેક પદાર્થનું નિર્માણ અને પરિવર્તન વિઘટન તથા પુનર્નિર્માણ પુદ્‌ગલ પરમાણુ દ્વારા થાય છે પુદ્‌ગલ પરમાણુઓનો મળવાથી Molecules સ્કંધ બને છે કોઈ પણ જીવધારી પ્રાણીનું શરીર અનંતાનંત પરમાણુની સંખ્યાવાળા મોલેક્યુલ્સનુ બનેલુ છે

**આત્મા પુદ્‌ગલનો અનાદિ સંબંધ**— આત્મા પુદ્‌ગલ આ બન્નેનો સંબંધ અનાદિ કાળથી પ્રવાહ રૂપે ચાલતો આવ્યો છે પુદ્‌ગલના સંયોગના લીધે આત્માનો કોઈ ને કોઈ આકાર રૂપવાળા શરીર સાથે રહેતો આવ્યો છે પુદ્‌ગલરૂપ પિંડમાં સતત પરિવર્તન થયા કરે છે

સેંકડો પ્રકારનાં રાસાયણિક દ્રવ્યો એકઠાં કરી રાખવામાં આવે તો તેમાં સ્વત રાસાયણિક ક્રિયાઓ પ્રક્રિયાઓ થતી રહે છે આ પ્રમાણે દ્રવ્યો ( પદાર્થોમાં ) સતત પરિવર્તન થયા કરે છે આ ઉપરથી જાણી શકાય છે કે કોઈ પણ જીવધારી પ્રાણીનુ શરીર નાના પ્રકારના રસાયણોનુ એકત્રીકરણ છે એટલે તેમાં પરિવર્તન થતુ રહે તે સ્વાભાવિક છે

— જીવધારી પ્રાણીનો જન્મ સાથેનો સંબંધ વિચારીએ —

જે કંઈ ખાનપાન આપણે લઈએ છીએ, યા શ્વાસ પ્રશ્વાસની ક્રિયા આપણે કરીએ છીએ તેનાથી આપણા શરીર પર અને શરીરની અંદર રસાયણિક ક્રિયાઓ થઈ હરદમ પરિવર્તન થયા કરે છે.

શરીરના સંબંધમાં આવનાર દ્રવ્યોનો વિચાર કરીએ.

**જગતનાં દ્રવ્યોનું વર્ગીકરણઃ**—જગતમાં ઘણાં દ્રવ્યો (પદાર્થો) છે તેનું વર્ગીકરણ કરવાથી ૭ વિભાગમાં સમાઈ જાય છે.

૧. જીવ ( Soul ), ૨ પુદ્ગલ ( Matter ) આ સિવાય જીવ અને પુદ્ગલ–ગતિ–સહાયક દ્રવ્ય ધર્માસ્તિકાય અને સ્થિતિસહાયક દ્રવ્ય અધર્માસ્તિકાય તેમજ દરેક દ્રવ્યને અવકાશ આપનાર આકાશાસ્તિકાય છે, વળી પરિવર્તન – નવા જૂની સ્થિતિ બતાવનાર કાળ નામનું છઠ્ઠું દ્રવ્ય પણ છે.

જીવ ૭ દ્રવ્યો પૈકીનું એક ચેતન દ્રવ્ય છે બીજા પાંચ દ્રવ્યો અજીવ એટલે જડ અચેતન છે આ સિવાય પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ આ ચારે પદાર્થો સજીવ છે અને અજીવ પણ છે આ સર્વ શરીરધારી પ્રાણીઓ પર અસર કરે છે વાયુમંડળનો અચેતન ભાગ Gases તે પણ રાસાયણિક દ્રવ્યોથી બનેલો છે. સૂર્ય મંડળમાંથી નીકળતા કિરણો પણ Matter particlesના બનેલાં છે. તેમાં ગરમી અને રોશનીની શક્તિ પણ છે રેડિયો એક્ટિવિટી તથા કોસ્મિક કિરણો સૂર્યથી પેદા થઈ પૃથ્વી પર આવે છે તેની અસર શરીર પર અને પદાર્થ ઉપર પણ થાય છે. દરેક શરીરમાંથી Matter particles સતત નીકળે છે અને નવા દાખલ થાય છે આ ક્રિયાની ધારા સતત પ્રવાહ રૂપે ચાલુ રહ્યા કરે છે આ પુદ્ગલ કણો એટલા બધા સૂક્ષ્મ પ્રમાણમાં હોય છે કે જેને આપણે આંખે જોઈ શકતા નથી, છતાં વાતાવરણમાં જબ્બર હીલચાલ કરી શકે છે

શરીરનો દરેક અવયવ અને ઇન્દ્રિયો પુદ્ગલ નિર્મિત છે. મગજ અને મન પણ પુદ્ગલના બનેલાં છે. જેથી આપણે જે કોઈ હલનચલન – ગમનઆગમન ઈત્યાદિ કર્મ–ક્રિયાઓ કરીએ છીએ તે સઘળું શરીરની અંદર જે રાસાયણિક ક્રિયાઓ સતત ચાલે છે તેમાંથી ઉત્પન્ન થતી અસરના આધારે બાહ્ય ક્રિયા થાય છે પુદ્ગલ પરમાણુના વિદ્યુતકણ ( Electrons )ની ગતિ ઘણી તીવ્ર હોય છે તેથી આપણાં કર્મોની અસર આપણા શરીર અને મનપ્રદેશમાંથી નીકળતાં પુદ્ગલ કણોના લીધે ચારે તરફ નજીક અને દૂર સુધી પૂગે છે. આ પ્રમાણે દ્રવ્યકર્મ અને ભાવકર્મની અસર પડે છે.

**પુદ્ગલોની શક્તિઃ**—બહાર પ્રભાવ અને પરિવર્તન પુદ્ગલ કણો કરે છે, પરંતુ શરીરની અંદર તેમનો પ્રભાવ અને પરિવર્તન સૌથી પહેલાં દરેક સમયે ચાલુ રહે છે. આ ફેરફાર આપણા આગળનાં કર્મો અનુસાર થાય છે આપણાં આગળનાં કર્મોનું નિર્માણ, આપણાં પાછલાં કર્મો દ્વારા શરીર, ઇંદ્રિયો અને મન દરેકને બનાવવાવાળાં રાસાયણિક દ્રવ્યોમાં ક્રિયા, પ્રક્રિયા અને તેથી ઉત્પન્ન થતું પરિવર્તનાદિ ફળ સ્વરૂપ પોતાની મેળે સ્વાભાવિક રૂપથી થતું રહે છે

**કર્મોની આઠ પ્રકારની વર્ગણાઓઃ**—જુદાં જુદાં રસાયણોનાં ગુણ અને પ્રકૃતિ ભિન્ન ભિન્ન હોય છે તે પ્રમાણે તેમના મિલનથી જુદા જુદા પર્યાયો ( રૂપાંતરો ) પદાર્થોમાં થયા કરે છે જીવધારી પ્રાણીઓમાં જુદા જુદા પ્રકારની વર્ગણાઓનું જુદું જુદું સંગઠન થવાથી જુદી જુદી જાતની કર્મ–પ્રેરણાઓ થાય છે આવી વર્ગણાઓ જીવધારી પ્રાણીઓ માટે – ખાસ માનવ માટે આઠ પ્રકારની હોય છે.

૧ શરાબ પીવાથી અગર ક્લોરોફોર્મ સૂંઘવાથી જ્ઞાનચેતના પર ભારે અસર થાય છે, તેથી આંતર રાસાયણિક ક્રિયા પ્રક્રિયા દ્વારા ઉત્પન્ન થવાવાળી વર્ગણાઓથી આપણી જ્ઞાનચેતના ઘટી જાય છે. તેને જ્ઞાનાવરણીય કર્મ કહે છે

૨ શરીરની અંદર મોલેકયુલનું કંપન-પ્રકંપન તથા ક્રિયાઓ પ્રક્રિયાઓ action reaction દ્વારા પરમાણુઓ તથા વિદ્યુતકણો ( Elements )નો આદાન-પ્રદાનનો પ્રવાહ ચાલુ છે જીવ ધારી પ્રાણીઓનાં ( માણસોનાં ) ભાવ કર્મો તથા દ્રવ્ય કર્મો સિવાય સૂર્યમંડળ અને પૃથ્વીની જુદી જુદી ગતિઓ તથા આકર્ષણ-પ્રતિઆકર્ષણના ફલ સ્વરૂપ શક્તિ કેન્દ્રોની સ્થિતિઓમાં પરિવર્તન ચાલુ રહે છે અને તેથી ગ્રહો, ઉપગ્રહો અને પૃથ્વીની ગતિઓ અને કંપન પ્રકંપનાદિ સ્વાભાવિક રૂપથી ચાલુ રહે છે તે કારણથી શારીરિક કંપન પ્રકંપન થઈને અણુઓ પરમાણુઓ તથા વર્ગણાઓનું પારસ્પરિક આદાન, પ્રદાન અને પરિવર્તન સતત થતું રહે છે પુદ્ગલની કાર્મણ વર્ગણાઓ દ્વારા બનેલ કાર્મણ શરીરના અનુરૂપ યા અનુસાર બાહ્ય શરીર અવયવો અને ઇંદ્રિયો તથા મન-બુદ્ધિ આદિ સર્વનું નિર્માણ ગર્ભ અને જન્મ થાયે છે અને તેને અનુકુળ આગળ વિકાસ થતો રહે છે

**કાર્મણ શરીરના આદોલનો**-આઠ જાતનાં કર્મોની પ્રેરક બનાવટ કાર્મણ શરીર અનુસાર માનવ-શરીર બધાય છે તે કાર્મણ શરીર આદોલનો અનુસાર જ્ઞાનવિકાસ - બુદ્ધિ અને બીજી શક્તિઓમાં કમી જાસ્તી થાય છે આ પ્રમાણે ક્ષણે ક્ષણે કર્મવર્ગણાઓમાં પરિવર્તન થયા કરે છે કાર્મણ શરીરમાં બાહ્ય અને આંતરિક વર્ગણાઓનુ મળવુ વિખરાવુ સમયે સમયે થયા કરે છે આ કાર્મણ શરીર આત્માની સાથે જોડાયેલું છે જેથી કાર્મણ શરીરની બનાવનારી અને સદા પરિવર્તનશીલ આ પૌદ્ગલિક વર્ગણાઓમાં થવા વાળી ક્રિયા પ્રક્રિયાઓ વિધિવત્ ( વૈજ્ઞાનિક ) નિરૂપણ છે તેથી સમજી શકાય કે આપણે ક્યા પ્રકારનાં કર્મો કરીએ છીએ કર્મ શુ છે ? અને તેના સુખદુ ખ રૂપ ફલ કેવી રીતે ભોગવાય છે તેથી કાર્મણ શરીર જે વર્ગણાઓનું બનેલુ છે અને જેમાં સતત્ સદા પરિવર્તન થયા કરે છે તે પૌદ્ગલિક વર્ગણાનો સંયુક્ત રૂપને કર્મ, ભાગ્ય, પ્રારબ્ધ કહીએ છીએ તદનુકુલ સચાલિત કર્મફળ મળતાં રહે છે આ કાર્મણ શરીરથી છુટકારો થવો ( મેળવવો) તેનું નામ મોક્ષ છે મુક્તિ માટે ઉચિત પરિસ્થિતિ વાતાવરણ શિક્ષા સંસ્કૃતિ જ્ઞાન શ્રદ્ધા વૈજ્ઞાનિક યા સમ્યગ્ જ્ઞાન દ્વારા આપણા આચારવિચાર શુદ્ધ થઈને ઉન્નતિ થાય છે આ રીતે મોક્ષપદની પ્રાપ્તિ થઈ શકે છે,

**કર્મ જડ-આત્મા ચેતન** -કર્મ પુદ્ગલ ( Matter ) કૃત છે જડ ( અચેતન ) છે આત્મા ચેતન છે કર્મ કરવાનું કાર્યફલ ભોગવવાનું આ બન્ને સંયોગ-સબંધ-આત્માની જોડે હોવાથી થાય છે આ વ્યવહારિક કથન છે રાસાયણિક ભૌતિક ક્રિયાઓ પ્રક્રિયાઓ હલનચલન આદિ કર્મ થયાં કરે છે પણ આ સઘળુ પુદ્ગલ ( જડ ) પરમાણુઓથી થાય છે તેમાં ચેતના નથી, તેથી જડ પદાર્થોમાં ક્રિયા પ્રક્રિયા થાય છે તેને કર્મ એવી સંજ્ઞા આપવામાં આવી નથી

કર્મ એવી સંજ્ઞા જીવધારી પ્રાણીઓને જ આપી શકાય છે આત્મા સુખદુ ખાદિ અનુભવો કરે છે કર્મ આત્માની વિદ્યમાનતામાં તેનાથી યુક્ત શરીર દ્વારા થયા કરે છે તેથી આત્મા કર્મનો કર્તા કહેવાય છે જેવુ શરીરનું સ્વરૂપ હોય છે તેવાં કર્મ થતાં રહે છે

કાર્મણ શરીર જીવધારી પ્રાણીઓના પુનર્જન્મનું કારણ છે કારણ કે તે આત્માની સાથે જ રહે છે તદનુસાર ચાર ગતિમાં જીવ જન્મ ધારણ કરે છે ઘોડાનું પક્ષીનું માછલાનું કે કીટ પતંગાદિ બારીકમાં બારીક સૂક્ષ્મ જતુઓનું શરીર કાર્મણ શરીર અનુસાર પ્રાપ્ત થાય છે

આત્માનો ગુણ ચેતના -ચેતના આત્માનો ગુણ છે શરીર પુદ્ગલ નિર્મિત છે કેવલ પુદ્ગલ નિર્મિત પિંડમાં ચેતનપણું હોતું નથી જીવધારી પ્રાણીનું સજ્ઞાન કર્મ થાય છે તેથી જીવધારી આત્મા કર્મનો કર્તા ભોક્તા કરે છે

સમષ્ટિ યા સામાજિક રૂપથી સર્વના કર્મની અસર સઘળા ઉપર પડે છે. આ વિક્રિયાઓથી આશ્રવ, બંધ, નિર્જરા, મોક્ષ, આદિ કર્મોની પ્રેરક પુદ્ગલ વર્ગણાઓ કે શરીરાદિ આકૃતિ અને આત્મપ્રદેશમાં પુદ્ગલવર્ગણાઓનું મિલન–વિખરણ સમયે સમયે સ્વતઃ થયા કરે છે. તેનો પ્રેરક કોઈ બીજો (ઈશ્વર) નથી. જેવાં આપણાં કર્મો હોય છે તે પ્રમાણે પુદ્ગલ વર્ગણાઓમાં ક્રિયા–પ્રક્રિયા અને પરિવર્તનાદિ થઈ કર્મફલ ઉત્પન્ન–થાય છે. જેવાં કર્મ આપણે કરીશું તેવાં ફળ આપણે જ ભોગવવા પડશે. આ પ્રમાણે વ્યક્તિનાં કર્મોનાં ફલ વ્યક્તિને – કુટુંબ કે સમાજનાં સામુદાયિક ફલ કુટુંબ કે સમાજને પ્રાપ્ત થયા કરે છે.

આ રીતે વ્યક્તિને બે રીતનાં કર્મફળ પ્રાપ્ત થાય છે. એક પ્રકારનાં કર્મફલ વ્યક્તિરૂપથી અને બીજાં પ્રકારનાં કર્મફલ સમષ્ટિ રૂપથી પ્રાપ્ત થાય છે, માટે મનુષ્યને આંતરિક સંગઠન અને બાહ્ય સ્થિતિને અનુકૂળ સારાં કર્મ કરતાં રહેવાની જરૂર છે જે લોકો કેવળ પોતાનો વિકાસ સાધવા ઈચ્છે છે અને બહારની દુનિયાની ઉપેક્ષા કરે છે તેમનો પૂર્ણ વિકાસ સંભવતો નથી, કારણ કે અજ્ઞાનનો અંશ કેવળ નાશ પામતો નથી. શુદ્ધ જ્ઞાન (સમ્યગ્ જ્ઞાન) તો એકાન્ત જૈન સિદ્ધાંત દ્વારા જ થઈ શકે છે અને તેથી તે વિજ્ઞાનસિદ્ધ વિશ્વધર્મ સાબિત થાય છે.



## તીર્થયાત્રા

હમારે તીરથ પ્યારે હૈં, યહી ધરતી કે તારે હૈં
વહાં તાપ મિટ જાયા કરતે, વહાં પાપ કટ જાયા કરતે
વહાં મૈલ મનકા ધૂલ જાતા, વહાં દ્વાર આત્માકા ખૂલ જાતા. ૧

બડે બડે અન્યાય ઇનકે, દ્વારે ગયે ઉબારે હૈં,
જો ભી ઇનકા કરતા ફેરા, હોતા ઉસકા દૂર અંધેરા. ૨

યહી ભૂમિકો સ્વર્ગ બનાતે, યહી મુક્તિકા માર્ગ દિખાતે,
પાપ–પુણ્યકી યહી કસોટી, સતકે યહી કિનારે હૈં. ૩

# ભગવાન મહાવીર

---

પ્રાચીમેં અરુણ-પ્રભા રવિકી ઉઠતી ક્ષણ-ક્ષમે,
મૃત્યુલોકમેં વર્દ્ધમાનકી કલા ચૌગુની પલ પલ ભરમેં.
દેખ રહા હૈ ઇન્દ્ર ગગનમેં સ્વાગત કૈસે કરું દેવકા,
એક વિશ્વમેં હો અરુણોદય એક અભિનય એક શાન્તિ કા—
સકલ વિશ્વ જર્જરિત હો રહા જીવ કહીં સુખ ચૈન ન પાતે,
ઇસ પૃથ્વીપર આ આકરકે જીવ હમેશા દુઃખ હી પાતે.
ઐસી જ્ઞાનકે હેતુ દેવ ગતિમે ચ્યુત જીવન મૃત્યુલોકમે,
ત્રિશલા સિદ્ધારથકે ગૃહમે બાલકપનકી ક્રીડા કરને
ચૈત્ર શુક્લ તેરસ દિન ક્ષત્રિય કુંડ નગર હો ગયા ધન્યમય,
તીન લોકમે સકલ વિશ્વકે જીવ કર રહે ઉનકી જય-જય
કહતે હૈં પૃથ્વી સરસામય પ્લાવતિ ચહુંદિસિ સ્વયં હો રહી,
રત્નોંકી વર્ષા યોજનમેં શુભ લક્ષણકે ભાવ દે રહી,
જિસને માતાકી કુક્ષીમેં હલન ચલન દી સ્વય બન્દ કર,
ઐસે કરુણામય બાલકકે જ્ઞાન ધ્યાનકી ચર્ચા ઘર-ઘર.
સ્વયં ઇન્દ્ર હી હુઆ ઉપસ્થિત બાલકકો લે ગયા સુમેર પર,
પ્રક્ષાલન વિધિપૂર્વક કરકે લૌટા ફિર અપને નિજ ગૃહ પર.
એક અંગુષ્ઠકે સ્પર્શમાત્રમે, દેવોંકી શંકા ક્ષણભરમે,
મિટી સ્વયં હી, ઉસી સ્થાનપર હુઆ નામકરણ 'વીર' ભુવનમેં.
તીન જ્ઞાનકે ધારી શિશુકા તેજ બાલ-ક્રીડામેં કન્દિત,
દેખ રહા હૈ સભી વસ્તુ નિર્નિમેષ દૃષ્ટીમેં હૃદિત.
શાન્ત, ધીર ગંભીર સુમોદિત, કર્મશીલ શ્રી વર્દ્ધમાનકા,
જન્મોત્સવ હમ મના રહે હૈં, ત્રિશલા નન્દન વીર પ્રભુકા.
ક્યોં આજ દયા શ્રાવક જનસે, રૂઢિ પ્રથામેં જીવન દેંગે,
સકલ વિશ્વકે દલિત, પ્રપીડિતજનકે મનકો અભય કરેંગે?

—જ્ઞાનેન્દુ રત્નાકર

★

कल्याणमन्दिरस्तोत्रे, श्लोक १–२





' By the Courtesy of Mr P C Nahar M A B L of Calcutta

चाहिए। सब प्रकार के हस्त लिखित ग्रन्थों की रक्षा के लिए नई दिल्लीमें या किसी ऐसे स्थान में जहां की जल वायु अधिक अनुकूल हो हस्तलिखित ग्रन्थों का एक संग्रहालय स्थापित होना चाहिए जैसा कि ब्रिटिश म्यूजियम में डिपार्टमेण्ट औफ़ मेनिस्क्रिप्ट्स है या बिब्लीओथिक नाश्नाल पेरिस में है अथवा 'योरप' और अमेरिका के अन्य देशों में बने हुए हैं। हस्त-लिखित ग्रन्थोंकी खोज, रक्षा और संग्रह के कार्य को अब एक क्षण भी नहीं टाला जा सकता। भारतवर्ष विशाल देश है यहां विद्या की परम्परा अत्यधिक समुन्नत रही है अत एव इस भूमि पर जो धर्म फूले फले उनमें साहित्य रचना का कार्य भी कई सहस्र वर्षों तक बहुत बड़ी मात्रा में हुआ। उस वाङ्मय के प्रति देश का जो कर्तव्य है उसे पहचान कर उसकी पूर्ति करने का अनुकूल अवसर अब आ गया है। भारतीय ग्रन्थों की खोज और रक्षा का बहुत बड़ा कार्य पश्चिमी विद्वानों ने किया है और इगलैण्ड योरप एव अमेरिका के ग्रन्थ भडारोंमें संस्कृत, प्राकृत आदि भाषाओं के लगभग दो लाख ग्रन्थ सुरक्षित हैं। भारतवर्ष में भी अनेक अच्छे ग्रन्थसंग्रह हैं। शासन को चाहिए कि इन संग्रहों का सर्वेक्षण कराए और उनकी सुव्यवस्था के उपायों पर विचार करे एवं इस कार्य को अपने हाथ में ले। यह विशाल वाङ्मय न केवल भारतीय संस्कृति के इतिहास के लिए महत्त्वपूर्ण है, किन्तु इसमें हमारी प्राचीन और अर्वाचीन समृद्ध भाषाओं की स्रोतसामग्री भी छिपी हुई है।

ग्रन्थों के संग्रह के अनन्तर उनकी सूचियों का निर्माण और विधिवत् प्रकाशन भी उतना ही आवश्यक कार्य है। सूची के अभाव में कोई भी संग्रह ज्योतिहीन क्षेत्र के समान हो जाता है। तीसरा आवश्यक कार्य ग्रन्थों के सुसम्पादित संस्करण प्रकाशित करने का है जिसकी चर्चा ऊपर की जा चुकी है। अब समय आ गया है जब कि पृथक् पृथक् संस्थाओं द्वारा किए हुए कार्य से संतोष न मान कर इस कार्य को भी राष्ट्रीय स्तर पर उठाना आवश्यक है। भारतीय साहित्य निधि उस कामधेनु के समान है जिसमें अपने अमृत कल्प स्तन्य से राष्ट्रीय मानस का पोषण किया है। इस प्रकार वह क्षीर कोष और भी सुस्वादु, हितकारी एव बलवर्धक बन सके ऐसे उपायों का आश्रयन अब हमारा सार्वजनिक कर्तव्य है।



